# ચંદ્રકળા

અને

# બહુરૂપીઓનું બજાર.

ભાગ ૨ જો.

રચનાર.

પી. પી. યેગી.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

નારણદાસ મોતીલાલ બુકસેલર.

મુંબઇ.

આવૃતી ૧ લી પ્રત ૧૦૦૦

સને ૧૯૧૨ સંવત ૧૯૬૮

શ્રી સત્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ પ્રેમચંદ નહાલચંદ તથા
પ્રભાભાઇ શકરાભાઇ ગાંધીએ છાપ્યું. ઠે૦ ખાડીય માં—અમદાવાદ.

કીમત એક રૂપીઓ.

# અનુક્રમણીકા.

---

# ચંદ્રકળા

અને

# બહુરૂપીઓનું બજાર.

## ભાગ બીજો.

## પ્રકરણ ૧ લું.

### બહુ રૂપીઓના ખેલની ખુબી—ભેદનો પડદો ફાટી ગયો.

### પડદો પહેલો.

આજકાલ આ વિચિત્ર રંગભૂમી ઉપરથી ચંદ્રકળાને વશ કરવા માટે કેટલાકે તે કામ પોતાથી પાર પડી શકતું ન હોવાથી, પોતાના બહુરૂપીઓના હાથમાં સોંપ્યું છે. તે કામ પરીપૂર્ણ કરવા માટે, બન્ને બાજુના બહુરૂપીઓ પોતાની બુદ્ધિની ખુબીનો ખેલ કેવી રીતે ભજવી

બતાવવો, તે માટે તેઓ અહીંથી તહીં દોડી રહ્યાં છે. અને ખેલના પડદા ફાડી નાખવાને માટે હરીફાઇમાં ઉતરેલા બલસીંહ અને દેવીસીંહ અને ચપલા પોતાની શક્તિની ચાલાકીથી કેવી રીતે ચોતરફ ઘુમી રહ્યાં છે તે વાંચક! તું તારા સ્મર્ણમાં રાખજે.

આ માણસને સર્વેએ જોયો પણ દુઃખના ડુંગરની નીચે દબાઇ જવાથી આ કોણ છે? કેમ આવ્યો હતો? શું કર્યું? અને ક્યાં ગયો? તે જાણવા અને તેને માટે કંઈક શંકા થવા છતાં, તેને પકડી પાડવાની શક્તિ તેઓમાં મુદ્દલ રહી ન હતી

આ રડાકુટ કરી રહેલાને જોતાજ બલસીંહ જોરથી પોકારીને તેઓને કહ્યું કે, 'તમે શા માટે રડાકુટ કરી મુકી છે. તમે શા માટે એટલો બધો શોર ઘોર મચાવી મુકયો છે, જરા વીચાર કરો! શાંત થાઓ! ધીરજ રાખો. ધીરજનું પરીણામ સારૂંજ આવશે.

આ બારીકાઈથી તપાસ ચલાવતાં મને ખબર મળી છે કે આ બધું એ કારસ્તાન–ખટપટ–પ્રપંચ બહુરૂપીઓનુંજ છે. મુળ મુદ્દો તપાસતાં કુંવરી ચંદ્રકળા અને તેની સખી ચપળાં બંને જીવતીઓ છે. પણ આ લાસ તેની નથી.'

બલસીંહની આ વાત સાંભળતાંજ સર્વે સાવચેત થઇ ગયા; અને આ બંને જીવતીઓ છે એમ બલસીંહના શબ્દો સાંભળતાજ, તેઓનાં મનમાં કંઈક ધીરજ આવવાથી મ્હેલનાં દીવાનખાનામાં શાન્તી પથરાઇ ગઇ. રડવું કુટવું મુકી દઇને બધાઓ બલસીંહના મોં તરફ જોવા લાગ્યાં. ચંદ્રકળાની માતા એકદમ ઉઠી જોરથી દોડી બલસીંહની પાસે આવીને કહેવા લાગી કે, દીકરા! અમારા દુઃખમાં ભાગ લઈ, અમારા

કંપતા હૃદયને શાંતિ આપનાર બલસીંહ! પ્યારા બલસીંહ! જલદી કહે કે, આ શું પ્રપંચ છે! અને તે પ્રપંચ કરનાર કોણ છે? તું શા આધાર ઉપરથી એમ કહેવાને સમર્થ થયો છે કે, ચંદ્રકળા અને ચપળા જીવતીઓ છે. મને એકવાર તેને બતાવ!. મને એકવાર તેને મેળવી આપી મારી છાતી સાથે દાબવા દે! હવે મારો જીવ બહુ ઘભરાય છે. તેના વીના મારો મ્હેલ શુનકાર લાગે છે. તેના વીના આ સંસાર મને તો શબવત લાગે છે! હાય! બલસીંહ! વ્હાલા બલસીંહ! તું એટલું તો બતાવ કે તે કોણ હતો જે એકાએક બીનધાસ્તીથી મ્હેલમાં ઘુસી આવ્યો હતો.'

**બલસીંહ**—હું મુદલ જાણતો નથી કે, એ કોણ હતો. પણ શોધ કરતાં મને જે ખબર મળી છે, કે માતા! ઓ રાજમાતા! આપની પ્રીય બાળા અને તેની દાસીને રાજા ચતુરસીંહના બહુરૂપીઓ હરણ કરી લઇ ગયા છે, અને તેની બનાવટી લાશ અહીંઆ રાખી ગયા છે. તે એટલા માટે કે, તમે તેને મરી ગયેલી સમજીને તેની શોધ ન કરો.

**રાજા**—એની ખાત્રી કેમ થાય કે આ લાશ બનાવટી છે? તું તેની પરીક્ષા કરી આપવાની શકતી ધરાવે છે?

**બલસીંહ**—( ગંભીરતાથી ) આપ શા માટે નીરાશ થાઓ છો! નીરાશ થવાનું કંઇ કારણ નથી. એની ખાત્રી કરી આપવામાં મને કંઇ નવાઇ જેવું લાગતું નથી. તમારો સેવક! તેની ખાત્રી કરી આપશે. આવો મારી સાથે, તે લાશની પાસે હું હમણાજ તમારા મનનું સમાધાન કરી આપું છું

બલસીંહના આ શબ્દો સાંભળતાની સાથે રાજા અને રાણી તે લાશની પાસે ગયાં. તે જોતાજ તેની નજર આગળ, બલસીંહે તરત પોતાની કમરમાંથી ખંજરને ખેંચીને ચપળાની લાશનો પગ ઝટ કાપી નાખી હાથમાં લઇ રાજાને બતાવીને કહ્યું કે. 'જુઓ કૃપાનાથ! આ બનાવટી પગમાં એકબી હાડકું છે.'

આ બનાવટી પગની બારીકીથી તપાસ કરીને, રાજાયે કહ્યું કે, બલસીંહ! તારા કહેવા મુજબ આ ચપળાનો બનાવટી પગ છે. આ પ્રમાણે રાજાની ખાત્રી થયેલી જોઇને તેથી બીજી વધુ ખાત્રી, કરી આપવા માટે બલસીંહે ચંદ્રકળાનો હાથ કાપી તપાસી, તે તપાસવાને રાજાના હાથમાં આપ્યો, તે બધાએ જોયો તેથી સર્વને ખાત્રી થઇ ગઇ કે, આતો બહુરૂપીઓની બુદ્ધિના ખુબીઓનો ગેબી ખેલજ છે. આ ઉપરથી રાજાને ખાત્રી થતાંજ રાજાએ કહ્યું કે, 'ચંદ્રકળા મરી ગઇ નથી પણ જીવતી છે, પણ દુષ્મનોને સપાટે ચઢી ગઇ છે. તે શું ઓછી વાત છે? તેથી કંઇ બળતા મનની દાઝ ઓલવવાની છે. હાય! અફસોસ!

**બલસીંહ**—મહાન રાજા! જરા શાંત રહો! આપ જેવા **સમજુ** અને દીર્ઘદ્રષ્ટિવાળા આ પ્રમાણે ધીરજ છોડી દેશો તો પછી અમારી ધીરજ કેમ રહેશે! માટે જે કાંઈ બનવાનું હતું તે બની ચુક્યું છે, તે કંઇ મટવાનું નથી! કુંવરી અને તેની સખી ચપળાને થોડાકજ દીવસમાં શોધી કાઢી આપના અંતરમાં બળી રહેલી આગને શાંન્ત કરીશ.

બલસીંહનાં આ ગંભીર શબ્દો, સાંભળતાંજ સર્વના મનને ખાત્રી થઇ, અને તેઓના મુખપર જે ઉદાસી ફેલાઈ રહી હતી તે એક ક્ષણમાં ઉડી ગઇ.

કુંવર વીરસીંહ પણ એક બાજુ બેભાન બની જઇ પડયો છે. તેને આ બનેલા બનાવ સંબંધી કંઇપણ ખબર નથી તે માટે રાજાને બહુ ચિંતા થવા લાગી, કે વીરસીંહને આવી દશામાંથી હુંશીઆર કરવો જોઇએ. તેને હુશીઆર કરવા માટે, રાજાએ તરત રાજવૈદને બોલાવી મંગાવ્યો. પણ વીરસીંહ શુદ્ધિમાં આવ્યો નહિ. જ્યારે રાજવૈદના ઉપચારોથી વીરસીંહને આવેલી મૂર્છા ઉતરી નહિ, ત્યારે બલસીંહે પોતાની યુક્તિને અજમાવી જોઇ, પણ તેથી કંઇપણ લાભ ન થયો. આ જોઇને રાજા બહુ ગભરાઇ જઇને બલસીંહને કહ્યું કે, 'હવે શું કરવું જોઇએ?' તે માટે ઘણા વખત સુધી વીચાર કર્યા બાદ બલસીંહે કહ્યું કે, 'કૃપાનાથ! કુંવરને અહિંથી ઉપડાવી એના રહેવાના ખાસ ઓરડામાં મોકલાવો તો, હું ત્યાં એકલોજ તેનો ઇલાજ અજમાવીશ. આ શબ્દો સાભળતાંજ રાજાએ પોતે કુંવરને જેવો ઉપાડવા જાય છે, તે જોઇને બલસીંહ રાજાને તેમ ન કરવા દેતાં પોતે પોતાના બંને હાથના ઉપર ફુલની પેઠ ઉપાડી લઇને ચાલ્યો, રાજાપણ સાથે હતો, તે જોઇને બલસીંહે કહ્યું કે ' આપ મારી સાથે આવશો નહિ, હુંજ તેનો ઇલાજ કરીશ.' તે સાંભળતાને વાર રાજા ત્યાંજ ઉભો રહ્યો અને બલસીંહ વીરસીંહને લઇને તેના ઓરડામાં ગયો, અને તેને પલંગ ઉપર સુવાડી દીધો. બલસીંહ કેવા યુક્તિદાર ઇલાજના ચમત્કારથી કુંવરને જાગૃત કરે છે તે જાણવાની આતુરતાથી રાજા દરવાજા પાછળ ઉભો. ઓરડાનાં બધાં બારી બારણાં બંધ કરી દઇને અને તેના કાનમાં મોં રાખીને બલસીંહ મ્હોટેથી કહેવા લાગ્યો કે, મીત્ર! શું સુતો છે! ઉઠ! ઉઠ! ચંદ્રકળા મૃત્યુ પામી નથી પણ જીવતી છે! જરા જુઓ તો ખરા! રાજા ચતુરસીંહના બહુરૂપીઓ આપની પ્રીય ચંદ્રકળાનું હરણ કરી જાય છે!

જલદી દોડો ! અને તેને પકડી પાડી, તેઓના હાથમાંથી તમારી પ્રાણેશ્વરીને મુકાવો ! ક્યાં ગયું તમારૂં પરાક્રમ ! ક્યાં ગયું તમારૂં ચૈતન્ય ! અરે ! શું સાંભળો છો! ક્યાં ગઇ તમારી શક્તી ! પડી છે તેને ઉપાડી ખેંચો! સુસવાતની પેઠે દોટ મુકી મુકાવો! નહિ તો જરૂર લઇ જશે ! તો પછી તમારી આબરૂ કેમ રહેશે ! આવી તમારી વીરતા ! તે જોઇ કોણ કહેશે કે તમે બ્હાદુર છો ! ચંદ્રકળાને દુશ્મન લઈ જાય છે તે જોઇને કંઇપણ બોલતા નથી ? બસ ! થઇ રહ્યું ! ચંદ્રકળા પ્રત્યેનો પ્રેમ શું શુકાઇ ગયો ! બસ પાણીમાં મળી ગયો કે ધુળમાં રોળાઇ ગયો ! હુ તો જાણું છું કે ચંદ્રકળાની પાછળ અંધારૂં ! અરે ચંદ્રકળા તમારે માટે કેવા વીચાર બાંધશે ! તેનો કંઇ વીચાર કર્યો છે ! એટલો સ્વર કાનમાં ઉતરતાંજ વીરસીંહની આંખ ઉઘડી ગઈ, અને ગભરાઇ જઈને કહેવા લાગ્યો કે, ‘ કોણ લઈ જાય છે ? ક્યાં છે ચંદ્રકળા ?’ એટલું કહેતાંજ પોતાની આસપાસ જોવા લાગ્યો, તો બલસીંહને બેઠેલો જોયો. તેને પુછ્યું કે, હમણાં ‘કોણ કહી રહ્યું હતું કે ચંદ્રકળા જીવતી છે, અને તેણીને દુશ્મન લઇ જાય છે.’

**બલસીંહ**—મારા સિવાય બીજો કોણ કહેનાર હતો ! અને જે કહેતો હતો તે સાચુજ કહેતો હતો. ખરેખર કહું છું કે, ચંદ્રકળા અને તેની સખી ચપળા બંનેએ મરી નથી ગઈ હો ! જીવતી છે, પણ દુશ્મનો તેને ઉપાડી ગયા છે. અને તેની જગા ઉપર નકલી બનાવટી લાશ રાખીને તેના આખા મ્હેલમાં લાલ રંગની રેલછેલ છલાગી મુકી છે, જેથી તમે અને તેના માતા પીતા, તેને મરી ગયેલી સમજીને તેની શોધ ન કરો.

**વીરસીંહ**—કેમ બલસીંહ ! તુ પણ કંઇ કાચો નથી તો ? મને પણ ઠગવામાં કંઇ બાકી રાખી નથી ! હું કેમ માનું કે તેની લાશ નકલી બનાવટી છે. એમતો કેમ બનતું હશે ભલા ! એતો બતાવ !

**બલસીંહ**—બસ ! એટલા વારમાં મારા ઉપરથી તમારો વિશ્વાસ ઉડી ગયો ! શું હું આ સમે તમારી મશ્કરી કરી તમારા દુઃખી દીલમાં ડંખ મારવા તૈયાર થયો છું ! ચાલો ! મારા મ્હેરબાન ! સુતા શું છો ! ઉઠો અને આવો મારી સાથે તમારી ખાત્રી કરી આપું કે તે ખરી છે કે ખોટી ! શોકનો ત્યાગ કરો ! ઉદાસીને ઉડાડી મુકો ! હીંમત રાખો ! હવે હીંમત રાખ્યા વગર ચંદ્રકળાનાં દર્શન થવાનાં નથી તો ! ઉઠો તો ખરા ! હું તેનો સઘળો ભેદ બતાવું ! બહાદુર અને ચાલાક બહુરૂપી બલસીંહના આવા હીંમત ભર્યા અને મનને દીલાસા દેનારા શબ્દોથી વીરસીંહને કંઇક શુરાતન આવવાથી તે તરત વાઘની પેઠે બીછાના ઉપરથી કુદકો મારી ઉભો થયો. તે જોતાની વારજ ચાલાક ચોર બલસીંહે ઓરડાના બધ કરેલા બારી બારણા ઝપાટાબંધ ઉઘાડી નાખવા જતાં, રાજાને આંખમાં આંસુસહીત ત્યાં ઉભેલ જણાયો. તે જોતાજ બલસીંહે રાજાને કહ્યું કે, રાજન ! હવે શા માટે રડો છો ! આવો અંદર અને જુવો કે વીરસીંહ કેવા ઉત્સાહથી બાગાનું વર્ણન સાંભળતા ઉભા છે. ’

**રાજા**—શું તું ખરૂં કહે છે કે વીરસીંહની મૂર્છા વળી ?

**બલસીંહ**—હા રાજન ! આપ અંદર પ્રવેશ કરી જોશો તો તમારા મનની શાન્તી થયા વગર રહેશે નહીં.

**રાજા**—વ્હાલા બલસીંહ ! તારી ચાલાકીથીજ મારી આંખનાં આંસુઓ ખરતાં હવે બંધ થયાં છે. જો તું આ વખતે અહીંઆં હાજર ન હત તો અમારી શી દશા થાત ! તે માટે હું કંઇ પણ કલ્પનાજ કરી શકતો નથી.

એટલું કહી રાજા વીરસીંહના ઓરડામાં ગયો જેને જોતાંજ વીરસીંહ તેની સામે આવી નમન કરી ઉભો. એટલે તેને પોતાની છાતી સાથે દાબી રાજાએ પુછ્યું કે, કેમ વીરસીંહ, તબીયત કેમ છે!

**વીરસીંહ**—રાજન! તમારા અને ચતુર મામા બલસીંહના પ્રતાપથી મારી તબીયત બહુ સુધરી ગઈ છે. મહા શોક સાગરમાં ડુબી ગયેલી રાણીએ કુંવરની બગડી ગયેલી સ્થીતીની ખબર પુછાવવાને દાસીને ત્યાં મોકલી હતી તેને જોઇને બલસીંહે કહ્યું કે, 'ઓ રંજની! જા દોડ! અને મ્હેલમાં જા! અને ત્યાં પહેલી બનાવટી લાસો પડેલી છે, અને તે બંને લાસોના હાથ પગ કાપી ત્યાંજ રાખેલા છે તે લઈ આવ! જોઉં કે તારામાં ચંચળતા કેટલી બધી છે. જા, ઝટ દોડ!

**રંજની**—એમાં ચંચળતા શું જોવાની હતી? ચંચળતા જોવા માટે આના કરતાં બીજું કંઇક અદ્‌ભુત કામ સોંપવું હતું. એટલું કહેતાને વાર તે રજની ચંદ્રકળાના મ્હેલમાં દોડી ગઇ અને વીજળીના વેગની પેઠે તે કાપી રાખેલા હાથ અને પગ હાથમાં ઉપાડી લાવીને બલસીંહના હાથમાં આપ્યાં. તે પોતાના હાથમાં લઇને બલસીંહે કુંવરને બતાવીને કહ્યું કે, 'જુઓ ભાઈ જુઓ! જરા નજર અજર કરી જો જો! નહીંતો જોતાનેવાર તમારા વિચાર ફરી જાય નહીં! તેની મ્હને મ્હોટી ચીંતા છે. આ બધુ તમારા જીવને ખાતરજ કરવામાં આવે છે. તેની તમને ખબરજ કયાં છે! મારા ઉપર તમારો વિશ્વાસજ કયાં છે! હું કહું તે ખોટું! કંઇ ભેદ બતાવું તે પણ ખોટો! પણ આને કોઇ ખોટું કહેવાને સમર્થ છે! આ બનાવટી છે કે નહીં? એ હાથ પગમાં માંસ તથા હાડકું જણાય છે? વીરસીંહ તરત તે હાથપગ તેના હાથમાંથી લઇને બહુ બારીકીથી તપાસી જોયા, અને તેના અંતઃકરણને

તે માટેની ખરી ખાત્રી થતાં તે બોલી ઉઠયો કે, 'મીત્ર બલસીંહ ! ખરેખર ! દુસ્મનોએ જબરી ચાલાકી કરી આપણને આફતની અંદર નાખી દીધા છે. કહે દોસ્ત ! હવે લડાઇ કરવી કે ચંદ્રકળાની શોધ કરવી ! જો ચાલુ કરેલી લડાઇને એકદમ બંધ કરી દઇએ તો દુસ્મનો આપણને બાયલાનો ઇલકાબ આપશે ? અને જો ચંદ્રકળાની શોધ કરવામાં ઢીલ કરશું તો ચંદ્રકળા આપણી વીરતાને ધીકારશે ? અને તેવો પ્રસંગ લાવવા માટેજ દુસ્મનોએ આ યુક્તિનો ઉપયોગ કરવાને શક્તીવાન થયા છે.

**બલસીંહ**—દોસ્ત ! નચીંત રહે ! બે ફીકર રહે ! નીડર રહે ! દુસ્મનનો ગર્વ ઉતારવા માટે તેં જે લડાઇ કરી છે તેમાં તું જય પામીશ ! માટે તું તારા કાર્ય કરવામાંજ તારા ચિત્તને પ્રેર, ચંદ્રકળા માટે તું જરા પણ દીલગીર થતો નહીં. તું જોજે ! કેવી રીતે દુસ્મ-નોને અમારા હાથનો સ્વાદ ચખાડીએ છીએ ! તે પણ જાણશે કે અમે ચંદ્રકળાનું હરણ કરી ગયા હતા !

ચંદ્રકળાના મૃત્યુ સંબંધીનો પુકાર શહેરમાં ફેલાઇ જવાથી રાજ મ્હેલમાં થએલો હાહાકાર તથા મ્હેલની આસપાસ પ્રજાની થયેલી ભીડ સમી જતાં પ્રભાતનો સમય થઇ ગયો. રાજા વીરસીંહ અને બલસીંહ સાથે વાત કરતો બેઠો હતો. એટલામાં દીવાન સત્યસીલ, ત્યાં આવી ચઢયો, જેને જોતાજ રાજાએ પુછયું કે, 'દીવાનજી ! તમે ક્યાં ગયા હતા. ? શું ખબર લાવ્યા ? લડાઇના સમાચાર કેવા છે ! દુસ્મન જોરમાં છે કે નરમ છે. તેની કંઇ ખબર !

**દીવાન**—રાજન ! રાજબાળાના મ્હેલમાંથી ચોરો ન્હાસી જવાની તથા પાછળથી તેમના ખુન થવાની ખબર સાંભળી આપ શોકાતુર

થઇને અત્રે પધારવાથી પાપીઓને પકડી પાડવા માટે સીપાઇઓ સહીત હું ગયો હતો. શહેરમાં, શહેરની આસપાસ, શહેર બહારના જંગલોમાં અને જંગલો અને પહાડોની બહાર ખુબ તપાસ કરી, પરંતુ કમભાગ્યે કોઇનો કાંઇપણ પત્તો લાગ્યો નહીં !"

અહીંઆ સાંજના જે સેવકો અને સેવકાઓ હાજર હતા તેઓને અહીંથી મ્હેલમાં જવાને રજા આપી.

આ એકાંત જોઇને દીવાને બલસીંહને પુછ્યું કે 'કુંવરીબાની લાશનો બનાવટી નીકળીને? બલસીંહે જે બનાવ બન્યો હતો તે સર્વ કહી સંભળાવ્યો.

**દીવાન**—ઓછામાં પુરતો દુશ્મનોએ બીજું તોફાન મચાવી મુક્યું છે તેનો આપના જાણવામાં નહીં આવ્યું હોય? કુંવરીબાના ખુનની ખબર ફેલાતાં સઘળા ન્હાના મ્હોટા રાજસેવકો શોક કરતાં મ્હેલ તરફ દોડી આવ્યા તે તકનો લાભ લઇ કેદખાનામાં દુશ્મનના બહુરૂપીઓને કેદ કરવામાં આવ્યા હતા ત્યાં જુજ સીપાઇઓ રહેવાથી દુશ્મનોએ તેમનાપર જુલમ ગુજારી તેમને જખમી કર્યા, અને તુરંગના દરવાજા તોડી, અંદર દાખલ થયા; અને પોતાના મદદગાર બહુરૂપીઓને છોડાવીને ન્હાસી ગયા છે !

**રાજા**—બસ, હવે હદની બહાર વાત ગઇ છે, દુશ્મનોના બહુરૂપીઓ માથાં હાથમાં લઇ કેવી ચાલાકીથી આપણા ઘરમાં ઘુસી, આપણું નાક કાપી ગયા છે તે હવે શું આપણે જોયા કરશું ! મહા શરમની વાત છે કે આપણા ચોકીદારો આ વખતે શું કરતા હતા? શું તેઓની આંખો ફુટી ગઇ હતી ! શું તેઓ અફીણ ખાઇ પથારી ભેગા થઇ ગયા હતા! કે બેદરકાર થઇ મહેલના દરવાજા ખુલ્લા મુકી દીધા હતા!

એ બનાવટી લાસો ઉપાડીને તેઓ કેવી રીતે મ્હેલમાં દાખલ થયા ! અને કેવી રીતે તેઓ ચંદ્રકળા અને ચપળાને ઉપાડી ગયા ! અફસોસ! દીવાન! બહાદુર દીવાન! તમે તમારા મોભા માટે બહુજ બેદરકાર રહો છો. આ તમારી બેદરકારીનું ફળ છે! ખેર આ વખતે તમને જવા દઉં છું પણ ફરીથી આનું કૌતક ન બનવું જોઇએ.

અફસોસ ! હવે તો દુશ્મનનો એકપણ બહુરૂપી આપણા કેદખાનામાં રહેવા પામ્યો નહીં ? અને તેની સાથે ચંદ્રકળા અને ચપલાનું પણ હરણ કરી ગયા. એ મ્હોટો અનર્થ થયો. બસ હવે અમારાથી સુખે બેસી શકાય તેમ નથી! બસ, અમે આજેજ લશ્કર સહીત દુશ્મન સામે ધશી જઇને આનું સખ્તમાં સખ્ત વૈર વાળીશું ! અમારી તરવારને અજમાવીશું! લોહીની ધારા ચલાવીશું ! તેનાં ગામો બાળી ભસ્મ કરી નાંખીશું ! અને તેમનાં માથાં કાપી દડા રૂપે અમારા બાળકોને રમવાને આપશું ત્યારેજ અમારા હૃદયમાં બળતી લાહ્ય શાંત થશે.

**બલસીંહ**—શાબાશ! રાજા શાબાશ છે તમારા વીરત્વપણાને ! ધન્ય છે તમારી છાતીને ! ઉઠાવો જંગ ! જમાવો ખુબ રંગ ! દુશ્મનોને કરો તંગ !

**વીરસીંહ**—જ્યાં સુધી આપણી ભવાનીને તેના લોહી માંસનો પુરેપુરો ભોગ આપીશું નહિ ત્યાં સુધી દુશ્મનો આપણને સુખે ઝંપીને બેસવા દેનાર નથી. એ બધી ખટપટ તે પહેલા નીચ ક્રૂરની છે.

એટલામાં ચોપદારે આવી નમન કરી ખબર આપી કે, ' રાજન ! લડાઇના સમાચાર લઇને આપણો એક જાસુસ દરવાજે આવી ઉભો છે. હુકમ હોય તો હાજર કરૂં !

**રાજા**—જા જલદી હાજર કર !

**વીરસીંહ**—સમાચાર જાણવાની ઘણી જરૂર છે.

જાસુસ હાજર થઇ નમન કરી ખબર આપી કે, ' દુશ્મનોને આગળ વધતા અટકાવવા માટે, આપની તરફથી વીદાય કરવામાં આવેલી ફોજ, દુશ્મનનું લશ્કર ચાર ગાઉ આગળ વધી આવી ત્યારે તેની સામે જઇ પહોંચી હતી. લડાઇ શરૂ થતાં મુસલમાનો નહાસવા લાગ્યા, જે જોઇને તોપખાનાએ પાછળથી જબરો મારો શરૂ કર્યો; જેથી મુસલમાનોનો ઘણો ભાગ કપાઇ ગયો. બાકીના લડવૈયાઓ ભાગી ન છુટવાથી તેની સામે ખુબ લડયા, અને તેઓ એટલા બધા હઠીલા થઇ જીવપર આવી ગયા હતા કે, તે શુરાઓએ દુશ્મનની સેનાના સુમારે હજાર એક લડવૈયાઓનો કચ્ચણઘાણ વાળી નાખ્યો હતો, પરંતુ મુસલમાન લડવૈયાઓ પણ ઘણા ખરા કપાઇ ગયા છે, માટે જો હવે ફોજની મદદ મોકલવામાં નહીં આવે તો, તોપખાના વાળા, દુશ્મનની ફોજ સામે બહુવાર ટકર ઝીલી શકવાના નથી, જાસુસના મોઢેથી આ ખબર સાંભળીને વીરસીંહે બહુ ઉત્સાહમાં આવી જઇને દીવાન સત્યસીલને હુકમ કર્યો કે, ' બીજુ પાંચ હજાર પાયદળ અને બે હજાર ઘોડેસ્વારને આપણા મેદાનમાં એકઠા કરો: હું તેની બરાબર ગોઠવણ કરી તેની સાથે ચઢી જઇશ અને મારા તંબુ માટે પણ ત્યાં બંદોબસ્ત કરો ! બપોર પડતાં લશ્કર કુચ કરશે !

વીરસીંહના હુકમ પ્રમાણે દીવાન લશ્કરની ગોઠવણ કરવાને ત્યાંથી વિદાય થયો.

**રાજા**—હું પણ રણભુમિમાં તમારી સાથે આવીશ ! અને દુશ્મનપર વૈર વાળી મારી તલવારને તૃપ્ત કરીશ !

**વીરસીંહ**—રાજન ! એટલી બધી ઉતાવળ કરવાની શી જરૂર છે ! આપણા રાજ્યમાં યોદ્ધાઓની શી ખોટ છે ! મહા પ્રચંડ યોદ્ધાઓ

તમારા રાજ્યને દીપાવી રહ્યાં છે. તે બધાઓને આમંત્રણ કરવામાં આવેલાં છે. હું ધારૂં છું કે, આજની દરબારમાં, દરબાર ગજાવવાને અવશ્ય આવશેજ. આપે અહીંઆં રહી નગર અને રાજ્યની દેખરેખ રાખો ! આપને ત્યાં સુધી આવવાને હું તો સાફ ના પાડું છું. જ્યાં સુધી તમારા બહાદુરો અને પરાક્રમી શુરાઓના દેહ હૈયાત છે ત્યાં સુધીતો આપે આપના માનને ખાતર અહીંયાંજ રહેવું જોઇએ.

રાજાએ તો રણભુમિ ઉપર જવાની પોતાની ઘણીએ ઇચ્છા જણાવી, પરંતુ વીરસીંહે અને બલસીંહના આગ્રહથી અંતે તરતને માટે તે વીચાર પડતો મૂક્યો. પછી સર્વ મંડળ સ્નાન સંધ્યા વગેરે કરવાને ઉઠ્યા. બલસીંહ ઉતાવળે તૈયાર થઇ જઇ એક ડાંડીયાને બોલાવીને તેને આખા નગરમાં એવો ઢંઢેરો ફેરવવાનો હુકમ કર્યો કે, 'દત્તા વીરની જેને સાધના હોય તેણે બલસીંહને આવીને મળવું. હુકમ મુજબ ડાંડીયાએ ઢંઢેરો ફેર્યો જેનો ભેદ ન સમજવાથી સઘળા અજાયબીમાં ગરકાવ થઇ ગયા.





# પ્રકરણ ૨ જું.

## મારખાઇને ચતુરસીંહ ન્હાઠો.



આજે જાહેર સભા ભરવાની તૈયારી ચાલી રહી છે લડાઇપર જનારૂં સૈન્ય એ સભાની સામેના મેદાનમાં આવી હાજર થયું. આ જાહેર કચેરીમાં આખા દેશના મ્હોટાં મ્હોટાં યોદ્ધાઓએ આજે દેખાવ આપ્યો હતો આજની કચેરીનો દેખાવ ખાસ રણશુર યોદ્ધાઓના વીરતા પ્રકાશક દેખાવથી કાંઇક જુદોજ ઠાઠ લાગતો હતો.

જે મુખ્ય અને માનવંતા સ્થળે કાગળીયા ઉથલાવનાર અને કાળાંધોળાં કરનાર રાજ્ય પ્રપંચી અધીકારીઓ બેસતા હતા તે સ્થળે આજ સાફ અંતઃકરણના ભવ્ય તેજી લલાટ ઝળકાવતા પ્રચંડ શુરાઓ શોભતા હતા, આજનો કચેરીનો દેખાવ મનુષ્ય રાજાની સભા કરતાં દેવતાની દરબાર જેવી દીસતી હતી.

આ દરબારમાં અત્યારે મુખ્ય સ્થાને અનેક રત્નના હીરામાં જેમ સ્ફટીક શોભે તેમ વીરસીંહ કુમાર મહામણી સમાન સર્વથી શ્રેષ્ઠ પ્રકાશ ઝળકાવતા હતા.'

રાજા જયસીંહના મુખપર પણ વીરતાનો આવેશ છવાઇ રહ્યો હતો તેથી તેનું ભવ્ય લલાટ કાંઈક ઓરજ પ્રકાશ ચળકાવતું હતું.

આજની આ અદ્દભુત અને દીવ્ય કચેરી જોનાર સર્વના હ્રદયમાં કાંઇક પણ વીરતાની ઉત્તમતાની છાપ પડતી હતી.

દુશ્મનોના ગઈ રાત્રીના કૃત્યથી જે કરૂણા છવાયો હતો તે અત્યારે વીરરૂપમાં ફેરવાઇ ગયો.

રાજ્યમાં અનેક વખતે આવા લડાઇના પ્રસંગો આવતા હતા પરંતુ આ પ્રસંગ કાંઇ ઓરજ પ્રબળ પ્રકાશમાન જણાયો. આ તીવ્ર વીરતાથી આ સમયે કાંઇ વિલક્ષણ પરીણામ આવશે એમ સર્વને જણાયું.

આર્યભુમીનો સ્થાયી વીરરસજ છે ધર્મશસ્ત્ર, જેવાં મુખ્ય કાવ્યો મહાભારત અને રામાયણમાં વીરરસજ પ્રાધાન્ય છે.

આખી દુનીયાના ઇતિહાસો તપાસતાં સર્વથી શ્રેષ્ઠ હ્રદયપર છાપ મારનાર વીરરસ મુખ્ય છે.

આ ઉત્તમ વીર રસ અત્યારે આ મંડળના સર્વ મુખપર ચમકી રહ્યો છે તે જોનાર કોઈ પ્રતીપક્ષનો માણસ હોય તો તે પોતાના વિજયને માટે ઘણે ભાગે આશા રહીત થઇ જાય.

આ શૌર્યભાવને ઉશ્કેરનારા તેના મુખ્ય પાત્રો એ રસને વધારે સ્થાયી કરવા હ્રદયના વીરોદગાર કહાડવા લાગ્યા. વીરસીંહ કુમાર આ મંડળનો આટલો ઉત્સાહ જોઈ તે ઉત્સાહને વધારે ઉત્કૃષ્ટ કરવા કંઈક યુક્તિપૂર્વક અને વીશેષ હ્રદયમાં સ્ફુરતા સાત્વીક વીરોદગાર કહાડયા.

શુરા યોદ્ધાઓ અને મારા બંધુઓ આ સમયે તમારો આવો ઉત્સાહ જોઈ મારૂં હ્રદય ઉછળી રહ્યું છે. હું વીરાંગનાઓની સંગતીમાં વસનાર અને ક્ષત્રાણી સીંહણનાં દુધને ધારણ કરનાર જેમ સીંહણનું દુધ સુવર્ણનુંજ પાત્ર ધારણ કરી શકે અને અન્ય ધાતુમાંથી તો એ આરપાર નીકળી જાય તેમ ઉત્તમ વીરતારૂપી સુવર્ણ અંગી વીરપુત્રો, તમારામાં સમાએલા એ સીંહણના દુધથી જે ઉછળતું લોહી ધબકે છે તેનો વેગ આ સમયે જોતાં આપણા દુશ્મનોના હ્રદય ફાટીજ જાય અને આપણીપર પ્રેમ રાખનાર સ્નેહીવર્ગ એથી ગર્વીત બની હર્ષમાં ન સમાય એવી આપણી સીંહની અનુવૃત્તી ખરેખર દુનીયાની સર્વ માણસજાતમાં ધન્યવાદ પાત્ર છે.

વળી આ સમયે એ ઉત્તમ વહનને શોભાવનારી આપની મુખાકૃતી મને વધારે ને વધારે આનંદદાન કરે છે.

મારા શુરા બંધુઓ જેની સામે અત્યારે આપણે લડવા જવાનું છે તે કેવો દુષ્ટ અને નરાધમ છે તે તમો જાણતા હશો. હા જો કે તેની સંખ્યા વીશેષ હશે, પરંતુ તે અધર્મી છે, અને અધર્મીને ઇશ્વર મદદગાર નથી, વળી અત્યારે જેણે આપણા રાજના કુટુંબપર નજર નાખી તે પીશાચ કદાચ ફાવી જાય તો તે બીજા સાધારણ પર શું જુલમ ન કરે. આ સમયે તેણે જે કર્યું છે તેથી તેણે તમોને ખાસ ચેતવણી આપી છે. તો તમારી વહાલી સ્ત્રીઓ તમારી અટંકી ટેક અને તમારી અકલંકીત આબરૂ માટે એ અધમને ફોડી ત્રોડી ને વીખેરી નાખવો જોઇએ. વળી આ આપણા વિજયથી બીજાઓ પણ દાખલો લેશે કે વીર યોદ્ધાઓવાળી ભુમી તરફ નજર કરવી કેટલી દુઃખદાયક છે. વળી તમો જેના રૂણમાં

બંધાયેલા છે, જે તમારૂં રૂડી રીતે પીતા પ્રમાણે પોષણુ કરે છે, જે તમારા હીત માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવા પાછળ પડતા નથી એવા તમારા પીતા અને દીવ્યાંશી પરમપુજ્ય રાજાની આબરૂ પર હાથ નાખનારને તેનો યોગ્ય બદલો વાળવો એ તમારી બમણી ફરજ છે.

આમ બેવડી ચોવડી ફરજથી બંધાયેલા બહાદુર સીંહો તમારૂં ક્ષાત્રીય દુધનું બળ આજ રણમાં દેખાશે. તો હવે તમારી શું ઇચ્છા છે તે જણાવો.

સર્વ એક અવાજે બોલી ઉઠયા.

મહારાજા જયસીંહનો જય. કુમાર જયસીંહનો જય! હરહર મહાદેવ! ચાલો ચાલો હવે અમોને ખોટી ન રાખો. અમો તૈયાર છઇએ. આ સામટી ગર્જનાથી આકાશમાં વીરરસ છવાઇ ગયો અને તેની ગર્જના ઘણે દુર સુધી પહોંચી.

આ ગર્જના લાંબો વખત છવાઇ રહી અને સહેજ શાંત થયા પછી રાજા જયસીંહ પોતાના આસન પર ઉભા થઇને બોલવા જાય છે એટલામાં સર્વ સૈન્ય પોકારી ઉઠયું. મહારાજ જયસીંહનો જય! કુમાર વીરસીંહનો જય! હરહર મહાદેવ! વળી આ ગર્જના થતાં સુધી રાજા જયસીંહને શાન્ત રહેવું પડયું અને એ ગર્જના મંદ પડી કે તુરત રાજા જયસીંહ ઉભા થયા એટલામાં લશ્કરે ફરીથી એવીજ ગર્જના ગજાવી, જેથી કુમાર વીરસીંહે મહારાજ જયસીંહને સમજાવવા લાગ્યા કે સૈન્યનો ખરો ભાવ ઉશ્કેરાયો છે જેથી તે વધારે કાંઇ સાંભળશે નહીં માટે હવે આપ આજ્ઞા આપો તો આવાજ

ઉત્સાહમાં તેઓને દોરી જાઉં, રાજા જયસીંહે પોતાની અનુકુળતા દર્શાવ-તાં દર્શાવતાં કહ્યું કે, ' કુમાર વીરસીંહજી ! હું તો આપની ઇચ્છાનુજ અનુસરનાર છું તો આપની ઇચ્છા એજ મારૂં અનુકરણ. '

આ પ્રમાણે તેઓ વચ્ચે વાત ચાલે છે એટલામાં સૈન્યમાંથી ફરીથી ગર્જના થઇ, આ સમયે રાજ્યબારોટ એક હાથમાં ભાલો, શેલું અને કમરપર કટાર માથે એક હાથ રાખી ઉભો હતો તેણે લલકાર્યું; ખમા બાપુને ! ખમા ખમા ક્ષત્રાણી જાયાને ! ખમા ખમા ચંદ્રવંશી મણીને ! ખમા ખમા સુર્યવંશીને! ખમા! ધન્ય છે રંગ રાખ્યો ક્ષત્રાણી જાયા ધન્ય છે.

' ફેણ પટકત નાગ જબ ધરા ધમક ધારે
ગરજે સીંહણુકા પુત, ધરાપે કો પાય ધારે;
સુર્યકા વંશી જબૈ હાથમેં ધનુપ ધારે,
એસો વીરતાસેં આજ ધરા ધમકત ભારે.'

આ બારોટજીનો છંદ પુરો થતાં વળી સૈન્યમાંથી ગર્જના થઇ; મહારાજા જયસીંહનો જય ! કુમાર વીરસીંહનો જય ! હરહર મહાદેવ ! હવે વધારે વખત અટકવું કુમારને યોગ્ય લાગ્યું નહીં, જેથી રાજા જયસીંહને માથું નમાવી રજા લઇ ખુલ્લી સમશેર હાથમાં લઇ ઘોડાપર સ્વાર થઇ સૈન્ય-ને મોખરે ચાલ્યા કે બધું સૈન્ય જય બોલાવતાં તેની પાછળ ચાલ્યું.

લશ્કર કુચ થઇ ગયા પછી રાજા દરબાર છોડી રણવાસમાં દાખલ થયો.





# પ્રકરણ ૩ જું

## શોકમય છાયામાં ઘેરાઇ ગયેલું રણવાસ



રણવાસમાં રાજા જયસીંહ ચપલા અને ચંદ્રકળાના ખુનનો ભેદ વાળી રાત્રી અનેક અવનવા પ્રસંગમાં વીતી ગઈ હતી. પ્રભાતથી પુરૂષ વર્ગ લડાઇની ગોઠવણ માટે ઉત્સાહીક પ્રસંગમાં અટવાયો હતો, પરંતુ રણવાસમાં તો એજ દીલગીરીનું રાજ્ય જામેલું હતું, કારણ સ્ત્રી સમાજની વૃત્તિને બદલવા માટે બીજો કોઈ પણ રસ્તો શું હોય? રાજા જયસીંહ સાથે કુમાર વીરસીંહ અને રણવાસમાં આવતા જતા દરેક રીતે વિશ્વાસુ અને સત્ય સલાહકાર બલસીંહ વીગેરે એ પ્રસંગમાં રોકાઇ ગયા. એકાંત અને પ્રીતી પત્રનો વીયોગ એ બંને શોકનાજ ગૃહ છે તેમાં આજ તો વળી સદગુણી કાન્તા કુમારી અને સરલ સ્વભાવની પરંતુ સર્વને સમાન સહાયક વીચીક્ષણ બાગા પુત્રી સમાનજ રાજ્ય કુટુંબમાં પળાયેલી ચપળા એ બંને અમુલ્ય રત્નનો ભેદી વીયોગ રાજ્ય રાણીને કેટલો સંતાપકારક હશે એ સહજ સમજાશે.

મૂળે તો સ્ત્રીનું હૃદય કોમળ છેજ તેમાં વાત્સલ્ય ભાવથી પોતાના ફરજંદનું અશુભ માના કહેવાતા હૃદયને ચુંથી વીખેરી નાખવા પુરતું

છે તેમાં વળી, સ્ત્રીને પુત્રી તરફ વીશેષ લાગણી હોય છે તેથી પણ વીશેષ રાજ્યની પાટરાણી સર્વ સુખ સંપન્ન એ સ્ત્રીરૂપની સો પુત્ર તુલ્ય ની ફક્ત એકજ પુત્રી જેના હૃદયનું સ્થાન હતી અને તે પણ વળી સદ્દગુણનો સાગર અને સૌંદર્યના સૂર્ય સમાન માતાના સ્નેહ નેત્રમાં અમૃત વર્ષાવનારની આવી અભેદી દશા હૃદયની શી સ્થીતી કરી નાખી હશે તેનો વીચાર જો કોઇ આવા પ્રસંગની અનુભવી સ્ત્રીનું હૃદય પણ કાંઇક અંશે સમજી શકશે. અથવા સહૃદય વાંચક એનો ખ્યાલ કરશે તો કાંઇક કરૂણાનો ભાવ સ્થાયીપણું સહેજ સમયતો દરશાવશેજ.

પ્રભાતથી સંધ્યાયાળ સુધી અનેક દાસી મંડળની વચ્ચે રહેનાર નવનીત હાવભાવ સહીત પ્રીય પતી મહારાજાને આનંદ અર્થે વીવાધ યોજના એ પર હૃદય સ્થીર કરનાર અને વીચીત્ર પરોણાઓના હૃદયનો વીકારી રચાવવા વીવીધ યુક્તિઓ ગોઠવનાર રાજ્યરાણી કહેવાતું સલક્ષત્રાણીના નામને જેબ આપતું અને દયા ક્ષમા સાથે પવીત્ર સ્નેહભાવનાથી સર્વના હૃદય આકર્ષણ કરી સ્વમાન મેળવી વીકાસ પામતું હૃદય આજ કેવી ગતી પામ્યું છે.

પ્રભાતના સ્નાન પુજન વીગેરે કર્મો પણ છીનભીન સ્થીતીમાંજ હતા, ત્યારે અહાર વિહાર માટે તો સવાલજ શો કરવો પરંતુ સંસારની સર્વ ક્રીયાથી દુર રહી જાણે સ્મશાન વૈરાગ્ય પ્રાપ્ત થયો હોય તેમ સયન ગૃહમાંજ મુંઢ દશા અનુભવતી એ રાજ્યસ્થાનની પ્રેમમય હમેશાંની આનંદી મુર્તી જે અંબા અને અનપુર્ણા જે દીવ્યભાવથી દર્શન દેતી હતી તે આજે કાળીકા અને મેલડીની છાંયામાં આવેલી શ્યામ વર્ણ વાળી દેખાતી હતી.

અહા! કુદરતનો ન્યાય અને સમયની ગતી ખરેખર વીચીત્ર છે. એક પલકમાં તે ઉલટાનું સુલટું અને સુલટાનું ઉલટું કરી નાખ-વા કેટલી ચપલતા ધરાવે છે, જે ચપળતા દશ્યમાં તો શું તેનો ખ્યાલ પણ આવવો મુશકેલ છે.

એવું એક પણ યંત્ર નથી કે કુદરતની અપુર્વ ચપળ ગતી સમાન વેગવાળું હોય.

વીજળીનો ચમકારો અને તેજ પ્રમાણુની ગતીવાળા યંત્રો ચપ-ળતાની હદ છે પરંતુ કુદરતની ગતીની ચપળતાની હદ કોઈ પણ કલ્પી શકયું નથી એ નીઃસંશય છે.

વાંચક ! આપણે મુળ પ્રસંગ છોડી આ કુદરત વીષે બે બોલ બોલ્યા તે અપ્રાસંગીક નથી તોપણ તને એ ન રૂચતા હોય તો એ ઉપરથી આંખ ખેંચી લેજે. આ રાજ્યમહેલનું શયનગૃહ પણ એક અલૌકીક સ્થાન છે પરંતુ આજે ત્યાં દીલગીરીનો અમલ હોવાથી તેના સ્વરૂપમાં પણ ઉલટાપણું દેખાય છે.

પ્રસંગને સર્વ અનુકુળ થાય છે તેમ આજના પ્રસંગને અનુકુળ આ શયનગૃહમાં રાજ્ય રાણી છૂટા અને વીખરાયેલા કેશ, અંગપરની સાડીનો અર્ધો પાલવ નીચે લટકતો અને અર્ધો ખભાપર સરેલો, અને કંચુકીનો કોમળ પરંતુ લીસોપાટ અકળામણથી તેના હાથ વગર સમજે તેમ એણે ધારણ કરી પોતાના સ્વરૂપનો ભોગ આપ્યો છે.

એ ઉપરાંત સઘળો સ્વાંગ છીન ભીન થયેલો છે તેમાં વળી વખતો વખત મુખમાંથી નીકળતા નીશ્વાસ અને કરૂણામય વાત્સલ્ય સ્નેહાળ શબ્દો સામાનું હ્રદય વીંધી નાખે છે.

દરેક માતા પોતાના ફરજંદને બાળકજ ગણે છે પછી ભલેને તે સાઠ વર્ષનો થયો હોય અને માતા નેવુંને આશરે પહોંચી હોય પણ સાધારણ એટલે ૩૫ થી ૪૦ વર્ષ સુધીતો તદ્દન પારણામાં હીંચતા બાળક સમાનજ માતાનું અગાધ સ્નેહી હૃદય માને છે.

આ પ્રમાણે રાજ્યરાણી પણ ચંદ્રાકુંવરીને હજુ પારણામાં હીંચતીજ હતી. જેથી તેની દીલગીરીમાં ઉમેરો કરનારા શબ્દો રૂપે આ તેની અજ્ઞાન અવસ્થા હતી. એ મહાન મમતાળું હૃદય કોઇ કોઇ વખત બોલ કહાડતું હતું, મારી લાડકી, મારી આંખની કીકી, જેના મુખ પરથી હજુ દુધ સુકાયું નથી, જેને મારી ગોદમાંથી કદીપણ બહાર રાખી નથી, જેને ખેલવાના રમકડાઓ હજુ હું હૈયાત જોઉં છું, જે હજુ બોલતાં પણ પુરૂં શીખી નથી, તે મારી લાડકી, અજ્ઞાન બાળકી, કયાં ગઇ ! અરેરે તેની સારવાર કોણ કરશે ? ? હાય ! હાય ! ! તેના હઠીલા સ્વભાવથી મને તો આ નહીં ભાવે, મને એ નથી ગમતું, એવી લાડ કીને કોણ મનાવશે ? કોણ સમજાવશે ? અરે હાય ! હાય ! મારૂં રાંકડીનું રત્ન મારી આંધળાની એક આંખ પણ હરાઇ ગઇ ! ! અરે ગોઝારા દૈવ ! આમ આ અવસ્થાએ દગો દીધો. એવા મેં તારા શું અપરાધ કર્યા હતા, અને મારા અપરાધ હોય તો મનેજ કાં શીક્ષા ન આપી. અરે દુષ્ટ દૈવ મને રીબાવી રીબાવી મારી નાખી હોત તો પણ હું ઉંહ પણ ન કરત પણ આ સુકોમળ બાળક પર આવી આફત ગુજારતાં તને દયા ન આવી અરે શરમ ન આવી હાય ! હાય ! મારૂં વૃદ્ધપણ ડોળાયું, મારા શ્વેતાંબરમાં ધુળ પડી, અરે કોઇ જાઓ, બલસીંહ, દેવીસીંહ, તમે તો મારી લાડકીની ખબર કહાડો. કુમાર વીરસીંહ, તમારો પણ સ્વાર્થ ટળ્યો, એટલે દુર ખસી ગયા. હા ભા હા ! દુનીયા સ્વાર્થનીજ છે, હશે અમે અમારા ભોગવશું તેમાં તમોને શું દોષ દેવો.

આવો હ્રદય ભેદક શબ્દો પલપલને આંતરે નાકળ્યાજ કરતા હતા. આને આ સ્થિતીમાં સંધ્યા થવા આવી. એટલામાં રાજા જયસીંહ મહેલમાં પધાર્યા તેણે આવતાંજ રાણીની ખબર પુછી અને એ ખબર મેળવી બારોબાર સયન ગૃહમાં ગયા.

ત્યાંની આ સ્થીતી જોઇ તેનું પણ હ્રદય છેદાયું વીર રસના રંગથી રંગાઇ આવેલા હ્રદયપર આ આપોઆપ કરૂણારૂપ દેવીની છાંયા પડતાં વીરરસ પોતાનું સ્થળ ધીરે ધીરે તજવા લાગ્યો, પરંતુ તે તો પુરૂષ અને વળી ક્ષત્રી હ્રદયને સ્થીર કરવામાં પરાણે જીત મેળવી શકયો.

આમ પરાણે કઠોર હ્રદય કરી રાણીને ધીરજ આપવા જેમ કોઇ બાળકને ફોસલાવે તેમ સૈન્યનો ઉમંગ વીર રસની ગર્જના વીરસીંહ કુમારની દ્રઢ લાગણી બલસીંહની આતુરતા અને સર્વ સૈન્યની કુંવરીપર અગાધ પ્રીતી વીગેરેનું વર્ણન કરી બતાવ્યું. વળી વધારે આશા આપતા બોલ્યો. કુંવરીની તપાસ માટે ખાસ બલસીંહ પોતેજ ગયા છે. અને તેને થોડી ઝાઝી ખબર મળી છે. કે કુંવરી નીર્ભય છે અને તે થોડા વખતમાં આપણે મેળવી શકશું આવી આવી અનેક ફોસલાવણીથી રાણી કાંઇક શાંત થઇ અને તે બાબતના જુદા જુદા પ્રશ્ન પુછવા લાગી, જેના રાજા જયસીંહે સમય ઓળખીને યોગ્ય જવાબ આપ્યા આથી રાણીને વધારે ધીરજ આવી અને આવી વાતોમાં રસ લેવા લાગી આ જોઇ રાજાને પણ શાંતી થઇ તે પછી તેઓએ એવી અનેક લડાઇ સબંધી અને કુંવરીની તપાસ સબંધી વાતો કર્તાં આખી રાત્રી વીતાવી.





## પ્રકરણ ૪ થું



### જબરી કતલ—દુશ્મન નાહુંઠો.

સંધ્યાકાળનો સમય બહુજ નજદીક આવી પહોંચ્યો હતો રણભૂમિ ઉપર વીરસીંહ બલસીંહ બીજા પરાક્રમી યોદ્ધાઓ અને ફતેહસીંહ સેનાપતી કુંવરના તંબુની બહાર ગોઠવેલી ખુરસીઓ ઉપર બેસી વાત ચીત કરતા હતાં તેમની પૂર્વ દીશા તરફ ઘણાક તંબુઓ અર્ધ ચંદ્રાકારમાં લાગતાં હતાં. મ્હોટાં મ્હોટાં સામીયાનામાં મ્હોટી મ્હોટી ભયંકર તોપો ગોઠવેલી પડી હતી દક્ષીણ દીશા ભણીના સામીયાનામાં ઘોડાઓ ખોખારા મારી રહ્યાં હતાં. તેમ થોડે છેટેના તંબુઓમાં મદોન્મત હાથીઓ સુંઢવડે ધુળને ઉરાડી રહ્યાં હતાં. પશ્ચિમ ભણી દુંદુભી વાઝાઓ વાગી રહ્યાં હતાં જાસુસ, નારાઓ અને સુરંગ ખોદતાં પાકશાસ્ત્ર વગેરેના તંબુઓ નજરે પડતાં હતાં. સીપાઇ આમ તેમ બેઠા બેઠા પોતાના હથીઆરો સજ કરતાં હતાં. ટુંકમાં વીરસીંહના લશ્કર પડેલા પડાવનો દેખાવ ચીન્તાદર્શક લાગતો હતો કુંવરે ફતેહસીંહને પુછ્યું કે, 'હું ધારૂં છું કે આવતી કાલની પ્રભાત સુધીમાં આપણો પડાવ દુશ્મનોના સામે લડાઈના મેદાનમાં પડશે?'

ફતેહસીંહે કહ્યું કે, હા, શીરછત્ર ! સહવાર થતાં સુધીમાં સઘળો સરંજામ તૈયાર થઇ જશે, અર્ધરાત્ર વીતીઆ પછીજ આપણું લસ્કર અત્રેથી ઉપડી જશે, એટલે પ્રહર દીન ચહડતાં પહેલાં ત્યાં પહોંચી જઇશું. આવી રીતે બંનેની વચ્ચે વાતચીત ચાલી રહી હતી એટલામાં સામેથી દેવીસીંહ આવતો જણાયો. સન્મુખ આવીને દેવીસીંહે કુંવર અને બલસીંહને નમન કર્યું. તેને જોતાંજ કુંવર ઘણો ખુશી થયો, અને બલસીંહે પણ તેને પોતાની છાતી સાથે સ્નેહથી ખુબ ચાંપ્યો.

કુંવર—કેમ દેવીસીંહ તેં ! અહીંઆં આવીને શું કામ બજાવ્યું ?

**દેવીસીંહ**—તમારી શું સેવા બજાવી છે, તે હું આપને વીદીત કરૂં છું.

**બલસીંહ**—(હસીને જણાવ્યું કે,) જુઓ ! પહેલાંતો જ્યારે આપણે ચંદ્રકલાના બાગમાં બેઠા હતા જ્યારે પેલા ભુત સરખાં માણુસે આપણુને રાજાના આવવાની સુચના આપી હતી. અને જેમ હું તમને બાગમાંથી પસાર કરી ગયો હતો, તે ભુતનું સ્વરૂપ ધારણ કરનાર ભાઇ દેવીસીંહજ હતો, એ પછી ચીત્રપુર આવીને ક્રુરસીંહ અચલગઢ જવાની અને ત્યાંથી બહુ રૂપીઓને સહીત નવલગઢ આવવાની ખબર સંતના વેષમાં ભજન ગાઇને ખબર આપી હતી. સર્વમાં છેલ્લે જ્યારે કુંવરીના ખુનની રાજમહેલમાં ગડબડ મચી રહી હતી અને આપ બેહોશ થઈ પડયા હતા, ત્યારે પણ એ ભાઇએજ આવીને રાજબાળા તેમજ ચપલા જીવતી છે તેની વધામણી આપી હતી, અને તેથીજ મેં ઉઠીને લાસો તપાસી જોઇ નહીંતો આખા કુટુંબનો નાશ થઇ ગયો હોત ! એ સઘળી બાતમીઓ એ આપના હિત ચિન્તક દેવીસીંહેજ

પુરી પાડી હતી. એનું ચોકસ ઠર ઠેકાણું ન હોવાથી આજે સહવારે મેં જે ઢંઢેરો પીટાવ્યો હતો તેમને બોલાવવા માટેજ હતો.

**કુંવર**—ધન્ય છે દેવીસીંહ તારી ચાલાકીને! તે તારી અજબ ચાલાકીથી એ રાજકુટુંબોને બચાવ્યા છે! તારા અમે શું વખાણ કરીએ એટલું કહી દેવીસીંહની પીઠ ઠોકી.

**દેવીસીંહ**—રાજન! એટલા બધા વખાણ અને શાબાશીને પાત્ર હું મુદ્દલ નથી! મેં એવી કઇ રાજ્યની સેવા બજાવી નથી!

બલસીંહે ગંભીરતાથી કહ્યું કે રાજન! ગમે તેમ થાઓ પણ હવે રાજબાળાને દુશ્મનના પંજામાંથી છોડવવાની તજવીજ કરવી જોઇએ. કેમકે વખત લાગતાં તેમની જીંદગી ઉપર કેવી આફત આવી પડશે.

**દેવીસીંહ**—શેવક જો તે જાણતો હત તો હમણાં સુખે બેસી રહયો હોત! તે માટે હું કંઇ જાણુતો ન હોવાથી શું કહું કે તે કયાં છે, પરંતુ એટલું તો કહી શકાશ કે તાજીમ અને ગુરૂનાથ મળીને કુંવરી અને ચપલાને ઉપાડી ગયા છે, પણ હવે તેમની ભાળ મેળવતાં કાંઈ વખત લાગવાનો નથી! આપણે રણભુમિપર પહોંચ્યા પછી ત્યાંથી તેમની શોધ ચલાવીશું!

અરધી રાત વીતી ત્યાં સુધી લગાર ફરતા બેઠા પછી તેઓ જરા થાકેલા શરીરને આરામ આપવા ઉઠયા. કુંવર પોતાના તંબુમાં ગયો, તેની બાજુનો તંબુ બલસીંહનો હતો, તેમાં બલસીંહ અને દેવીસીંહ જરા આરામ લેવાને લાંબા થઇ પડયા હતા તેમના તંબુઓની ચોતરફ સીપાઇઓ પહેરો ભરવા લાગ્યા. એક પહોર રાત બાકી રહેતા ગોઠવેલા મુજબ લશકરે પડાવ ઉઠાવ્યો. આસ્તે આસ્તે લશકરે કુચ કરવા માંડી,

લશકરની પાછળ કુંવરે એક હાથીપર સ્વારી કરી હતી, તેની આસપાસ તેના રક્ષણ માટે સ્વારો હાથમાં ઢાલ તરવાર સહીત ચાલતા હતા. બલસીંહ અને દેવીસીંહ પણ બહુ રૂપીઆના સામાનથી સજ થઇ ઘોડેસ્વાર થઇ કુંવરની આગળ પાછળ ચાલતા હતા. એક પહોર દહાડો ચઢતાં સુધીમાં કુમારનું લશકર રાજા ચતુરસીંહની ફોજની સામે જઇ પ્હોંચ્યું. તંબુઓ વીગેરે પડાવ નાખવાનો સઘળા પદાર્થોનો બંદોબસ્ત પહેલાથીજ કરી રાખવામાં આવ્યો હતો. લશકરે ત્યાં પોતાનો પડાવ નાખ્યાપછી વીરસીંહ પોતાને માટે ઉભા કરવામાં આવેલા એક ભવ્ય તંબુમાં એક ન્હાની સરખી દરબાર ભરી પોતાના સલાહકારી સાથે લડાઇ સંબંધી સલાહ કરવા બેઠો. પહેલા લડાઇ શરૂ ન કરતાં રાજા ચતુરસિંહને એક કાગળ લખી જણાવવાનો ઠરાવ થતાં કુંવરે પોતાના કારકુનને હુકમ કર્યો કે રાજા ચતુરસીંહને એક કાગળ લખી જણાવવોકે ક્રુરસીંહ સરખા એક હરામખોર નીમકહરામ નોકરની ઉશ્કેરણીથી રાજા જયસીંહની સામે ચડાઇ લઇ આવ્યા છો તે તમે ઘણું અઘટીત કર્યું છે! એટલુંજ નહીં પણ તેની સાથે તમારા બાહુરૂપીઓ રાજ કન્યા ચંદ્રકળા અને ચપળાનું હરણ કરી ગયા છે, એ પણ મારા જાણવામાં આવ્યું છે, માટે આમા બહુ વીચાર કરવાનો છે. જો તમે તે માટે કંઇપણ વીચાર નહીં કર્યા વગર ઉશકેરાઇ જઇને આ અઘટીત અને રજપુત જાતની લાંચ્છનરૂપ થઈ પડે એવું નીચ કામ કરનારૂં જે તમે પગલું ભર્યું છે તે માટે ફરીને તમને વીચાર કરવાને હું એક અચ્છી તક આપું છું, તેનો ગેરઉપયોગ ન કરતાં સદ્ ઉપયોગ કરી સમજી જઇને રાજકન્યા અને ચપળાને યોગ્ય આદરસત્કાર સહીત રાજા જયસીંહની હજુરમાં મોકલી આપો, અને સેના સહીત નગરમાં પાછા ફરો, તેમ નહીં કરતાં જો લડવાની ઇચ્છા રાખતા હોતો અમે

લડવાને એક પગે તૈયાર છીયે! હુકમ પ્રમાણે કારકુને કાગળ લખ્યો પણ તે કોની સાથે મોકલવો તેના વિચારમાં પડી જઇને વીરસીંહ ચોતરફ નજર કરવા લાગ્યો કે, તરત દેવીસીંહ પોતાની જગાએથી ઉઠી ઉભો થયો, અને કુંવરની સામે આવીને અને હસ્ત જોડી તે કાગળ પોતે લઇ જવાની મરજી બતાવી. તે બલસીંહના કહેવાથી વીરસીંહે કબુલ રાખી અને તેને પોતાની કમરમાં ખોસેલા એક ખંજરને કહાડી આપ્યું, જે લઇને દેવીસીંહ કુંવર અને બલસીંહને નમન કરી ચાલતો થયો.

રાજા ચતુરસીંહની છાવણીમાં દુરથી મખમલનો એક સુશોભિત તંબુ જોઇને રાજાનોજ તંબુ હશે. એમ ધારીને તેના તંબુના દરવાજે પહોચતાં પહેરેગીરોના અટકાવવાથી, તેની તે કાંઇ દરકાર ન રાખતાં, તેણે તેને અકડાઇથી કહ્યું કે, 'જા, તારા રાજાને જઇને કહે કે, કુંવર વીરસીંહનો એક બહુરૂપી કાગળ લઇને આવ્યો છે! ચોકીદારે તંબુમાં જઇ રાજાનો હુકમ મેળવી આવી દેવીસીંહને તંબુમાં દાખલ થવા દીધો. દેવીસીંહ મુછપર હાથ ફેરવતો અને મુછના બાલના આંકડા વાળતો અને ખોંખારો ખાતો ખાતો અકડાઈથી છાતી કહાડીને, હાક પાડીને તંબુમાં દાખલ થઇ જઇ જોયું તો રાજા ચતુસીંહ સુવર્ણના એક જડીત સુંદર સિંહાસન ઉપર બેઠેલો હતો. તેની બંને બાજુએ બહાદુર સરદારો અમુલ્ય પોશાકો પહેરીને હથીઆર ધારણ કરીને બેઠા હતા; અને તેની પાછળ રાજાના સઘળા બહુરૂપીઓ અને બીજા રાજ સેવકો પોતાની લાયકાત મુજબના દરજા પ્રમાણે બેઠા હતા, ટુંકમાં આવી ભારે ડોર દમાળવાળી દરબારમાં દેવીસીંહ જઇને ઉભો, પણ તેના તે દેખાવની તેના પર કંઇ અસર થઇ નહીં. રાજાને જરા પણ નમણું આપ્યા વગર છાતી

ક્હાડી હીંમતથી દરબારના મધ્ય ભાગમાં ઉભો રહી ચારે બાજુએ બારીકીથી જોઇ લઇને પછી જરા આગળ વધીને એક શબ્દ બોલ્યા વગર તેણે કુમારનો પત્ર ચતુરસીંહના સીંહાસન આગળ મુકીને પછી છાનોમાનો ઊભો રહી રાજાની સામે જોયા કર્યું. દેવીસીંહની આ અપમાન ભરેલી ચાલચલણુથી રાજાને બહુ ક્રોધ ઉત્પન્ન થયો, પરંતુ તે દબાવી દીધો. અને તે માટે એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વગર તેણે તે પત્ર વાંચવાને પોતાના કારભારીને હુકમ કર્યો. પત્ર મધેની બીના સાંભળતાંજ રાજાના ક્રોધનો પાર રહ્યો નહીં. અને તે જુસ્સામાં આવી બોલી ઉઠ્યો કે, એક મચ્છર સરખા મનુષ્યને કેટલો બધો અહંકારી બનીને એક મદાંત હાથીની સામે તે લડવાને તૈયાર થઇ ગયો છે ! આજકાલનો છોકરો તે લડાઇ કેમ કરવી તે શું જાણે ? જેને રણભુમિની રમત જોઇ નથી તે મને ધ્રુજાવવા નીકળ્યો છે તેથી હું શું ધ્રુજી જઇશ ? કેવી બેવકુફાઇ ! કેટલી બધી મૂર્ખાઇ ! જો એનામાં થોડી બુદ્ધિ હોત તો મને આવો પત્ર લખત ! વીરસીંહના મુખપરથી હજી તો દુધની ધારા પણ સુકાઇ નથી, એટલામાં આટલું બધું ઉછાંછળાપણું! આટલું કહેતાની વારજ તે પત્ર લઇને ફાડીને ફેંકી દીધો. તેથી દેવીસીંહના ગુસ્સાનો પાર રહ્યો નહીં, અને ધીકાર યુક્ત અવાજે તે મ્હોટેથી પોકારી ઉઠ્યો કે, 'જેને માથે મોત ભમ્યા કરે છે તેની મતી પ્રથમથીજ ગુમ થઇ જાય છે !' દેવીસીંહના આ અપમાન ભરેલા શબ્દોથી રાજા ચતુરસીંહ વધારે ક્રોધે ભરાઇને ગાજી ઉઠ્યો કે, પકડો ! આ હરામખોર પાજીને, રાજાનો હુકમ થતાંજ ચોપદારો દેવીસીંહ તરફ ધસ્યા, તેથી તે ન ડરતા, તેણે ઝટ પોતાની કમરેથી ખંજર ખેંચી તેણે બે ત્રણ જણને ત્યાંજ ઠાર કરી નાંખ્યા, અને બહુ ચાલાકીની સાથે પોતાના બહુરૂપી બટવામાંથી એક ન્હાનો દડો કાઢી, જોરથી જમીનપર નાંખ્યો,

જેથી એવો મ્હોટો અવાજ થયો કે, આખી દરબાર હચમચી ગઇ. તમામ દરબારીઓ અને રાજા અવાજ થતા ચમકી ઉઠ્યા, અને રાજાના તાજમાંથી રત્ન જડીત શીર પેચ પડી ગયો. દેવીસીંહની તેની ઉપર નજર પડતાં તેણે વાંદરાની પેઠે કુદકો મારીને તે ઉપાડી લીધો. અને બીજે કુદકે તંબુની બહાર નીકળી આવી આંખના એક પલકારામાં તે છાવણીની બહાર નીકળી ગુમ થઇ ગયો. ચતુસીંહના દરબારમાં બેઠેલા સઘળા દરબારીઓ ગભરાટમાં પડી એક બીજાનું મોંજ જોઇ રહ્યાં. દેવીસીંહને કોઇ પકડી શકયા નહીં. તેથી રાજાના ક્રોધનો પાર ન રહ્યો. સઘળો ક્રોધ તેણે ત્યાં બેઠેલા પોતાના બહુરૂપીઓ ઉપર કહાડયો. તેમની તરફ તીરસ્કાર યુક્ત દ્રષ્ટિએ જોઇ રાજાએ ગુસ્સામાં કહ્યું કે, “ધીકાર છે તમારા બહુરૂપી વેષ ઉપર ! એક બીન અનુભવી બહુરૂપી મારૂં અપમાન કરી જાય, અને તમે સઘળાઓ તે જોઇ રહી તેને કંઇ કહી શકોજ નહીં ?” ‘રાજન ! અમે ખરા બહુરૂપીઓ હજારો બલકે લાખો માણસોની વચ્ચે બેધડક ઘુસી જઇ ધાર્યું કામ કરી આવીએ. પરંતુ એક માણસ ઉપર દશ બહુરૂપીઓએ ધસી જવું એ અમારા ધર્મની વીરૂદ્ધ છે.” રાજાના અપમાન ભર્યાં શબ્દોથી ગુરૂનાથને બહુ ખોટું લાગવાથી તે પોતાના બંને હાથ જોડીને ધીમે સ્વરેથી બોલ્યો અને બેઠેલા બહાદુરો તરફ આંગળી કરી બતાવતા ભાર મુકીને કહ્યું કે, શીરતાજ ! અમે તો ઠીક પણ આ તમારી દરબારમાં બેઠેલા આ સઘળા બહાદુર લડાયકો છાતી કાઢીને બેઠા છે તેમણે શું કર્યું !’ તેનો ઉત્તર ન આપતાં રાજા દરબાર બરખાસ્ત કરી ગુસ્સામાંજ પાસેના તંબુમાં ચાલ્યો ગયો. વીરસીંહની છાવણી તરફ ચતુરસીંહનો શીર પેચ સહીત આનંદમાં કુદતો કુદતો અને જય ઘોષના ગીત ગાતો ગાતો વીરસીંહ સમીપ આવીને ઉભો. તેને મોઢેથી સઘળી બીના સાંભળી લઇને કુમાર

આનંદમાં આવી જઇને બોલ્યો કે, 'ચાલો લડાઈ કર્યા વગરજ મુહુર્તમાંજ ફતેહનાં વાજાં વાગ્યાં છે!' ખરેખર ! આ શીર પેચ મને બહુ કામનો થઇ પડશે !' બલસીંહે કહ્યું. અને દેવીસીંહના હાથમાંથી શીર પેચ લઈ પોતાના બટવામાં મુકી દીધો. 'વારૂં ! આ શીરપેચનો તું શો ઉપયોગ કરીશ ?' કુંવરે પુછ્યું.

"એનું નામ દીવ્ય શીરપેચ છે ! કુંમાર જે દીવસે આપનાં શુભ લગ્ન થશે ત્યારે રાજા ચતુરસીંહનું સ્વરૂપ ધારણ કરીને આ શીરપેચ મસ્તકપર નાંખી હાથમાં ઝુંડો લઇ હું સર્વની આગળ ચાલીશ ! ' બલસીંહે કહ્યું. કુમાર ખડ ખડ હસી પડયો, પણ તેની સાથે તેની આંખમાંથી આંસુનાં બે ટીપાં નીકળી પડયાં. બલસીંહ સમજી ગયો કે, તે આંસુઓનાં ટીપાં ચંદ્રકળાના વીયોગનાં હતાં. તે દેવીસીંહ પ્રત્યે બોલ્યો કે, ભાઇ ! કાલે અવશ્ય લડાઇ થશે તેટલા માટે એક બહુરૂપી તો અહીંઆ રહેવોજ જોઇએ, તેમજ ચંદ્રકળાની ખબર મેળવવી એ સૌથી અગત્યનું કામ છે'–

"ત્યારે આપ અહીંઆં રહી હુકમ ફરમાવો તો હું કુંવરીની શોધમાં જેઉં ?" દેવીસીંહે કહ્યું કે

'નહીં ભાઇ, ચીત્રગઢના પહાડી ભાગોનો તું હજી બરાબર માહીતગાર નથી અને કુંવરી ને ચપલા ઘણું કરીને તે તરફજ કયાંક હોવી જોઇએ, તેથી તું અહીંઆં રહે ને હું રાજકુંવરીની શોધમાં જઇશ !" આ પ્રમાણે કહી બલસીંહે કુમારને કહ્યું કે 'ત્યારે હવે હું રજા લઉં છું કુમાર આપની સેવામાં દેવીસીંહ છે તેથી કોઇ જાતની ફીકર જેવું નથી' તોપણ 'ચેતતા નર સદાય સુખી' એ કહેતી પ્રમાણે હમેશાં જાગ્રત રહેજો કારણ દુશ્મનનું બળ પણ કાંઇ કમતી નથી.

આ પ્રમાણે ઉપયોગી સલાહ આપી પોતાની બહુરૂપી કળાની ઉપયોગી થેલી લઈ સઘળી ઉત્તમ અને ઉપયોગી વસ્તુઓનો પુરતો સંગ્રહ કરી ગીચ જંગલની ઘટામાં અદ્રશ્ય થયો.

બલસીંહ જતાં કુમાર વધારે નીરાશ થઇ ગયો અને નીરાશીની બહેન સુસ્તીનો સંગમ કરી સૈયામાં આળોટવા લાગ્યો. નીદ્રામાટે તે વીચારતો તેની કલ્પનામાં હતોજ નહીં, અને ઉલટું તે ઠેકાણે કુમારીની શી હાલત થઇ હશે તેના શુભ અને અશુભ ખ્યાલોમાં રમત કરવા લાગ્યો.

ચોકસ લાગણી અને દ્રઢ ધ્યાનથી અંતે કુમારને નીદ્રાએ મદદ કરી પરંતુ નીદ્રામાં પણ સ્વપ્નાવસ્થામાં એજ કાલ્પનીક રાજ્ય ખડું થયું. ઘડીમાં તે કાન્તા કુંવરીને કોઇ અગાધ સાગરમાં ડુબતી ગરકા ખાતી દેખાતી તો વળી બીજીજ પળે કોઈ અંધારી ગુફામાં અદ્રશ્ય થતી જણાતી. આ પ્રમાણે એક બીજાથી વીરૂદ્ધ પ્રસંગોમાં કુંવરીને જોવા લાગ્યો. જેજે પ્રસંગે જેજે ભયંકર સ્થીતીમાં સપડાયેલી ચંદ્રકળા દેખાતો તેતે સમયના ઉદગારો સ્વપ્નામાં કુમારના મુખમાંથી નીકળતા હતા, અંતે તેને એક મહા ભયંકર દેખાવ નજરે પડયો.

જે દેખાવ તેણે ચંદ્રકળા અને ચપળાના માથા વીનાના લોહીથી ખરડાયેલા ધડનો જોયો હતો તેજ યાદદાસ્તને આધારે પરંતુ એથી ઉલટું તે બને બાળાનાં માથાંઓ લોહીથી ટપકતાં દેખાયાં તે કોમળ શીશને કોઇ ભયાનક પ્રેત પોતાના સ્થાનમાં લટકાવી તેના લોહી ચાખતો હતો એવો ક્રુર દેખાવ જોતાં કુમારને કમકમાટી ભરાઈ આવી અને તે પ્રેતનો નાશ કરવા ત્યાં જવા માટે બળ કરવા લાગ્યો. પરંતુ

તેનું એ બળ હજુ તો ઉપયોગી થયું નથી, એટલામાં પેલા પ્રેતને એક દીવ્ય મહાત્માએ ચીમટાથી પ્રહાર કર્યો અને તે બંને માથાને ફૂલના પીંજરામાં ગોઠવી સાથે લઈ અલોપ થઇ ગયો.

આ જોતાંજ કુમાર ભડકી ઉઠયો જે ચીમટાનો ભયંકર અવાજ તેણે સ્વપનામાં સાંભળ્યો હતો, તે અવાજ દુશ્મનની તોપો ફુટવાનો હતો, આથી વીરસીંહ કુમાર જાગૃત થઇ કાંઇક શુદ્ધિમાં આવ્યો, એટલામાં એક જાસુસ આવીને ખબર કરી કે દુશમન ચડી આવે છે. એ સાંભળી કુમાર વિશેષ ક્રોધાતુર થઇ પોતાની સેનાને લઇ એકદમ રણસંગ્રામમાં પોતાના નીરમેલ સ્થાને ગોઠવાયો. અને કુમારે સૈન્યની રચના કયા પ્રકારની કરવી તે બાબત દુશમનના અનુકરણને યોગ્ય વ્યુ રચના ગોઠવવા સેનાપતીને શીક્ષણ આપ્યું હતું.

ચતુરસીંહની સેના તો મદમસ્ત આખલાની માફક સૌ કોઇ પોતપોતાની મરજી અનુસારે અવ્યવસ્થીત મોરચામાં આવી ઉભી રહી. આથી સેનાપતીએ કુમારનો હુકમ મંગાવ્યો.

વીરસીંહ કુમારને આ વખતે કાંઇ જુદો ખ્યાલ આવ્યાથી દેવીસીંહને દુશમન તરફ એક સદેશો પહોંચાડવાને હુકમ કર્યો.

દેવીસીંહ એ સંદેશો લઈ ઘોડાપર સ્વાર થઈ દુશમનના સૈન્યના મોરચાપર આવીને ઉભો રહ્યો, અને હાથમાં રૂમાલ ઉંચો કરી ત્રણ વખત હલાવ્યો, એટલામાં ગુરૂનાથ તેની સામે આવ્યો અને બોલ્યો કે, 'કેમ! બહુરૂપીને શામાટે બોલાવોછો? આ પ્રસંગ કાંઈ યુદ્ધવિદ્યાનો નથી. આતો લોહીની રેલ ચલાવનાર રણસંગ્રામ છે.'

દેવીસીંહે ગુરૂનાથને કહ્યું, 'ગુરૂનાથ! તમારો વીચાર જો આ રાંકડાઓના લોહી રેડવાનો છે તો તે પાર પડશેજ પરંતુ તે પહેલાં અમારા

દયાળું કૃતીના કુમારને કાંઇક બીજો વીચાર આવવાથી આપના રાજાને એક સદેશો પહોંચાડવા હું આવ્યોછું.

હવે હું મારી તરફથી તમોને પુછુંછું કે તમારા લશકરમાં આવા બધા કંગાલ બોકળાઓજ છે કોઇ પ્રચંડ યોદ્ધાઓ પણ છે ખરા.'

ગુરૂનાથ! દેવીસીંહ શું કહે છે તે બરોબર ન સમજી શકવાથી તેની સામે ટીકતો બોલ્યો કે, 'કેમ દેવીસીંહ! આવા ઘોર પ્રસંગે એવી મસ્તી તમોને શું સુઝી છે? શું તમો જાણતા નથી. અમારા મહારાજા ચતુરસીંહ ચતુરંગી સૈન્યના સરદાર છે.'

અલબત, એ હું જાણતો હતો તેથીજ આ પ્રશ્ન પુછુંછું, તેનું કારણ અટંકી ક્ષત્રીવટવાળા દ્વંદ યુદ્ધને શામાટે પસંદ કરેછે એ તમો જાણતા હશો, તોપણ મારે કહેવાની ફરજ છે કે આ અનેક બોકડાઓ રહેંસાવાથી જે દયાજનક સ્થીતી બને પ્રજાની થઇ પડશે તેના કરતા તમારામાંના પ્રચંડ અને પોતાના બળપર વીશ્વાસ રાખનાર કોઇ પણ યોદ્ધા અમારા સૈન્યમાંના કોઇ યોદ્ધા સાથે દ્વંદયુદ્ધ કરશે તો તે બનેને ફાયદાકારક છે.

વળી તમારા રાજા પોતાને ભીમ જેવા બળી અને અર્જુન જેવા શસ્ત્રાધારી માને છે તો તેઓ પોતેજ અમારા કુમાર સાથે દ્વંદયુદ્ધ કરી વીજય મેળવશે તો અમારી આખી સૈના પાછી ફરી તમારો વીજય કબુલ કરશે, અને તે સહજમાં બનશે, એવા તમારા રાજાને પોતાના બળપર વીશ્વાસ છે તો એ અમારા કુમારનો સંદેશો આપના રાજાને પહોંચાડી તેનો ખુલાસો યોગ્ય વખતમાં મળશે.'

ગુરૂનાથ આ સંદેશો લઇ રાજા ચતુરસીંહ પાસે ગયો અને રાજાની હજુરમાં દેવીસીંહના બોલેલા શબ્દે શબ્દ કહી સંભળાવ્યા.

આ સાંભળી રાજા ચતુરસીંહ તો અભીમાનથી એકદમ ઉછલી પડયો અને તરવાર પર હાથ નાખી હોંકાર્યો. 'અરે એ આજકાલનો જરાક જેટલો છોકરો મારી સાથે બાથ ભીડવાની હામ ભીડે છે.

શું કીડી પર્વતને ભેદી નાખવાનો વીચાર કરે છે? કંગાલ સસલું સીંહના પંજા સામે દાવ સાંધે છે! આ તેની કેટલી ઉદ્ધતાઈ! પણ હવે અમે સમજ્યા કે તે બહુ લાડમાં ઉછર્યો છે તેથી અભીમાનથી ભરપુર છે, પરંતુ એને ખબર નથી કે બળીષ્ટ બાહુના પ્રહાર સામે એની કોમળ કાયા શી રીતે ટકર ઝીલી શકશે? એ સીંહની પીઠ પર હાથ નાખવા તૈયાર થયો છે તો તેને અમે કેમ જતો મુકશું.

એ કંગાલ છોકરો મારા એકજ ઘાથી કાયર થઈ નાસવાનો માર્ગ શોધશે ત્યારેજ તેને બતાવીશ કે અમારી સામે ઉભા રહેવાની તેની કેટલી શક્તિ છે. ગુરૂનાથ અમે તે છોકરાની માગણી કબુલ કરીયે છઈએ જાઓ તેને કહો કે રણમેદાનના મધ્ય સ્થંભ પાસે હાજર રહે.'

આ સમયે રાજા ચતુરસીંહ ખરેખર અભીમાનની મસ્તીમાં એમજ માનતો હતો કે તે જરાક જેટલું બાળક મને શી રીતે પહોંચી શકશે તો આ સહેલાઇથી વીજય મેળવી આપણે બીજી ઉપાધીથી મુક્ત થઇશું અને હવે તો ચંદ્રકળા આપણી થઇજ ચુકી. બસ આ વીજયથી એ બંને રાજ્યો મારા તાબેદાર થશે અને તે મારા બાહુના પ્રતાપ સાંભળી આજુબાજુના રાજ્યો મને નમ્રુ આપશે અને એવો કોઇ પ્રસંગ આવશે તો પ્રપંચથી તેઓને પણ મારા તાબેદાર સહેજમાંજ બનાવી શકીશ, આ પ્રમાણે પાંચ સાત ખંડીયા મારા તાબામાં હોવાથી કોઇપણ એકલું રાજ્ય મારી સામે થવા હીંમત કરી શકશે નહીં જેથી

જેમ બને તેમ રૂવાબમાં આ આખા દેશનો ચક્રવર્તી મહારાજા થતાં શો વખત લાગવાનો હતો.

આ પ્રમાણે ચતુરસીંહ તો મનમાંજ શેખસલીના ઘીના ધાડવામાંથી બાયડી છોકરા પેદા કર્યા, પરંતુ એ ગાડવો ફુટતાં શી વાર છે જેથી તેને એ વીચારમાંજ મગન રાખી આપણે દ્વંદ યુદ્ધના મેદાન તરફ નજર કરીએ તો જણાઇ આવે છે કે તેના અંગીત ગુલામો તેની મતલબ પાર પાડવામાં હમેશાં તૈયારજ રહેતા.

રણસંગ્રામનું મેદાન બંને રાજ્યની સરહદપર હતું, પરંતુ દરેક લશકરે પોત પોતાને અનુકુળ આડી અવળી ગોઠવણ કરી હતી, તેથી રાજા જયસીંહની હદમાં ચતુરસીંહનું અર્ધું સૈન્ય હતું, અને અર્ધું પોતાની હદમાં હતું વીરસીંહ કુમારનું સૈન્ય પોતાની હદમાંના એક તીરકસ ખુણા તરફ ગોઠવાઇ ગયું હતું.

રાજા ચતુરસીંહ રાજાના નામને ભ્રષ્ટ કરનાર નીચ વૃત્તીવાળો મોજ શોખનો પ્યારી (હવસી) સેતાનનો ગુલામ હતો તેની રાજ્યકળા તદન પાપ અને પ્રપંચથી ભરપુર અનેક લાલચના ગુલામ નર્કના વાસી પુતળાંઓની દગાખોર કુનેહમાંજ સચવાએલી હતી. આ સમયે જો કે તેનું હૃદય ઉદ્ધત બની જવાથી તેની પ્રપંચી કાંઇ પણ યોજના સમાએલી હતી કે જેથી ચાહે તેવો જબર મારો છતાં તે પાછું હઠીજ શકે નહીં. પરંતુ સેતરંજના કુશળ વીરસીંહે પ્રસંગની જરૂરયાત માટે તે તીરકસમાંથી શી રીતે આખા સૈન્યને ખસેડી શકાય તે બાબતની ચોકસ ગોઠવણ ધારી રાખી હતી.

રાજા ચતુરસીંહના સૈન્યમાં દશ હજાર ઘોડેસ્વાર વીશ હજાર પાયદળ એક હજાર ઉંટ અને ચાળીસ મહોટા હાથીઓ હતા, આ સૈન્યની

સંખ્યાનુંજ પ્રમાણુ ફક્ત તેના વીજયની આશા આપતું હતું, ત્યારે કુમાર વીરસીંહના સૈન્યમાં દશહજાર પાયદળ, પાંચહજાર સ્વાર, ત્રણુસો ઉંટ, અને ૨૨ હાથી હતા. ચતુરસીંહના સૈન્યની સંખ્યા બળ કરતાં કુમાર વીરસીંહનું અર્ધુંજ બળ હતું. વળી તેમાંથી પણ કેટલીક જાગ્રત યુંક્તિઓ માટે કેટલુંક સૈન્ય જુદી જુદી ટુકડી રૂપે જુદે જુદે સ્થળે સુગુપ્ત રાખ્યું હતું, આથી એ સૈન્યનું સંખ્યા બળ ઘણુંજ ઓછું જણાતું હતું, અને તેથી આ ઉભય પક્ષના બળનો વીચાર કરનાર રાજા જયસીંહના સૈન્યના વીજયની આશા છુપાઇ જતી હતી.

પરંતુ સેતરંજ કુશળ સૈન્યના યોદ્ધાઓની રણકુશળતા વ્યુહ રચના માટે કેળવાયેલું પાયદળ સર્વ સ્થળે ઝડપથી પહોંચી પ્રસંગે હાજર દેખાવ દેનાર ઘોડેસ્વારો જુદા જુદા લશકરના ભાગ પર સમયાનુસાર ફેરફાર કરવાની સત્તા પામેલા પોતપોતાના મંડળના સરદારો અને સર્વ સૈન્યોની એક પાંખપર સંગ્રામકળા કુશળ સેનાપતી અને બીજી પાંખ પર ખુદ વીરસીંહ કુમાર હાજર હોય તે વખતે તે સૈન્યનું પરીબળ કોઇ રણકુશળ યોદ્ધાને તો વીજયવંતજ જણાય. જ્યારે આ લશકર આટલી કુનેહવાળું ધર્મયુદ્ધ અને વીરરંગી વ્યુહ રચના માટે કેળવાયેલું હતું ત્યારે સામાપક્ષનું સૈન્ય અનીયમીત હતું.

જો કે એ સૈન્યમાં પણ વીર યોદ્ધાઓ હતા, પરંતુ તેની કદર ન થવાથી તેઓ ફક્ત ફરજને આધીન થયેલા ઉત્સાહ વગરના ફીકા દેખાતા હતા, તોપણ તેની કુશળતા અને વીરત્વ કોઇ કોઇ પ્રસંગે દેખાઇ આવતું હતું, આ ચતુરસીંહના સૈન્યમાં પ્રપંચી પૂતળાઓનું જોર વધારે હતું. દરેક અધીકાર તેના પ્રપંચથી પડેલા લાલચુ ગુલામના હાથમાં હતો અને સમય અનુકુળ ચાહે તેવું નીર્દય કૃત્ય કરવા પાછી પાની ભરે નહીં એ તેની વીરતા હતી.

સૈન્યની સામે સૈન્ય મળે તે વખતે પોતાના સમાન સૈનીક સાથે યુદ્ધ કરતું જોઇએ, એ યુદ્ધ નીતી છે તેને બદલે આ સૈન્યના પ્રપંચી કુટીલ અધીકારીઓ જો સામા પક્ષનો એકાદ યોધ્ધો જુદો પડી જાય તો સામસામે પોતા સમાન લડનાં લશકરીને યુદ્ધ તજાવી પેલા છુટા પડેલા યોદ્ધાને ઘેરી લઇ એક પર અનેક માણસો તુટી પડતા અને અધર્મથીજ તેનો નાશ કરતાં કાંઈ પણ શંકા ધરાવતા નહીં.

વળી દુશમનની જે પાંખ નબળી પડી હોય અથવા કાંઇ અકસ્માત ને ભોગ થઈ પડી હોય, અથવા તેના સરદારની ગેરહાજરીથી અવ્યવસ્થ હોય, અથવા હાર પામી પાછી વળતી હોય, અથવા હથીઆર વીનાની થઇ ગઇ હોય, તો તેવા પ્રસંગને તેઓ ખરેખરો વીજયનો ધારતા, અને પડતાપર પાટું મારવામાં અથવા મુડદાપર ઘાવ કરવામાં ખરેખર બહાદુરી તરીકે પંકાતા.

આવો બહાદુરીવાળા રાક્ષો રાજા ચતુરસીંહને પણ પ્રીય હતા અને એવા એકાદ પ્રસંગમાં જો કોઇ અનાયાસ આવી જાય તોપણ તે અધીકારવાળી પદ્દીને લાયક ગણતા.

‘યથા રાજા તથા પ્રજા’

જેવા સરદાર તેવાજ તેનો કારોબાર પ્રમાણે ચતુરસીંહ રાજાના હૃદયનું આબેહુબ સ્વરૂપ સૈન્ય રચના હતી.

જ્યારે બંને સીંહો દ્વંદયુદ્ધ માટે રણસ્થંભ પાસે આવી પહોંચ્યા ત્યારે ઉભય સૈન્યની સ્થીતી જુદાજ પ્રકારની હતી.

જ્યારે આવી લડાઇનો અંત લાવનાર અને એ લડાઈના ખરેખરા કારણરૂપ સૈન્ય સરદારોજ જ્યારે દ્વંદયુદ્ધની બાજીની હારજીતપર વીજ-

યમાળાનો આધાર રાખી રહ્યાં ત્યારે તેના સૈનીકો પોતાની ફરજ માટે મુક્ત અને નીમકહલાલ રૂધીરના વહનથી શ્વામીના વીજય માટે આશાતુર થઈ તે હૃદયભેદક ખેલ જોવા ઉશકેરાઇ જાય તેમાં કાંઇ નવાઇ નહીં.

આ પ્રમાણે દ્વંદયુદ્ધ કે જે ક્ષત્રીઓની યુદ્ધનીતી પ્રમાણે લડાઇના અંતનુંજ પરીણામ સૂચવનાર હતું તે સમયે યુદ્ધનીતીની છાપથી કોરાયેલા હૃદયવાળા વીરનરો પોતાની વફાદારીની ઉલટથી અવ્યવસ્થ થઇ આ ચોકસ ઉમેદવાળા સ્થળે હાજર થાય તો તેમાં તેની શી કસુર ગણાય.

આ પ્રમાણે કુમાર વીરસીંહનું સૈન્ય કાંઇક ઉમંગ, અને કાંઇક શંકાયુક્ત થઈ પરીણામની જીજ્ઞાસાથી સરીતા માફક રેલતું રણસ્થંભ પાસેના દ્વંદયુદ્ધના મેદાનમાં અવ્યવસ્થ સ્થિતીમાં રહ્યું.

જ્યારે કુમાર વીરસીંહના સૈન્યની આવી કફોડી સ્થીતી હતી ત્યારે રાજા ચતુરસીંહના સૈન્યે એથી ઉલટોજ રસ્તો ગ્રહણ કર્યો હતો.

જો કે એ સૈન્ય મુળ અનિયમીત તો હતુંજ તેથી ચાહે તે ઠેકાણે અને ગમે તેમ અવ્યવસ્થીત થવા માટે તેઓને કાંઇ બંધન નહોતું, જેથી તેની ઉંડી નેમવાળી ભયંકર દગાબાજીની રચના કાંઇ સમજાતી નહોતી. પરંતુ જો તે સૈન્યમાં જરા બારીક દ્રષ્ટીથી અને દ્રષ્ટીએ પડતી રચના માટે કાંઇક વીચાર કરી જોઇશું તો તેની પાપી ધારણા નીચમાં નીચ ભયંકર યોજનાવાળી દેખાશે.

આ યોજના પ્રસંગપર સર્વની સન્મુખ ખુલી થશેજ એવી કાંઇક ધારણાથી અત્યારે તે વીષે વીશેષ વર્ણન કરી ફોકટ વખત ન ગુમાવવો. દ્વંદ યુદ્ધ માટે જો કે સર્વ સ્થળ સ્વચ્છ કર્યું હતું, તેની આજુબાજુ આ

યુદ્ધ કરનાર બેમાંથી કોઈ પણ નાસી ન જાઇ શકે તે માટે બંને સન્યાના સૈનીકો ગુંથાઇને ઉભા રહ્યાં હતાં. અને રાજ્યતંત્રી દેહના રક્ષકો પોતપોતાના સ્વામીના યુદ્ધ સમયના સ્થળની લગોલગ ચોકસ દૃષ્ટિથી ઝીંગાઇ રહ્યાં હતાં.

બંને રાજવીઓ સામસામા થયા કે રાજા ચતુરસીંહે બેદરકારીઘા અવાજ કર્યો કે, 'અરે કુમાર! આ તમને શું સુઝયું.! તમો હજુ બાળક છો ! તેથી એ બાળક બુદ્ધિથી આ અવિચારી પગલું ભરી મને આ શરમ ભરેલી ફરજે પાડી છે? કારણ તમારા જેવા બાળકને મારવાથી તમારા પીતા તથા જયસીંહ એમજ કહેશે કે એ બાળક તો બુદ્ધિહીણ હતો તેવા દુત્ર પીતાને તમે હરાવ્યો તેમાં શું બહાદુરી કરી ! વળી જગતમાં પણ અમને આથી કાંઇક શરમ ભરેલા શબ્દો સાંભળવા પડશે તો અમને પણ ગેરલાભ અને તમે તમારૂં અહિત કરવાનું આ ઉછાંછળું પગલું ભરવામાં ખરેખર ભુલ ખાધી છે.

તોપણ હજી તમને એક વખત જવા દઉં છું તો જાઓ, અને લશકરમાં રહી લડાઇ કરો, અને કદાચ સન્યા હારી જાય તોપણ તમારા ઘર સુધી પાછા વળવાનો પ્રસંગ મળે. આ દ્વંદ યુદ્ધ તમે તો નાના રમતીયાળની 'બાથ ગબરડીની' રમત સમજતા હશો. પણ એ તમારી ભુલ ભાંગી નાંખો. જુઓ આ મારા હાથ ભીમ જેવા મજબુત બાહુમાં રહેલો કાળ પણ જેનાથી જોતા કંપે છે, તેવો જોયો મહા કરાળ ભયંકર ભાલો ! એટલામાં રાજ્ય બારોટ આ પ્રસંગ પોતાને અનુકુળ જોઇ જીભને અંકુશ ન રાખી શકયા તેથી બરાડી ઉઠયા.

ધન્ય છે પરમારવંશ તારી ધમકને ભલે ચીત્રપતી ! ભલે સુર્-

વંશી ! ભલે ખમા ! ચીત્રપતી ચતુરસીંહને ! ઘણી ખમા ખમા ! બાપાને ખમા ! ઘણી ખમા અટંકી નર મહારાજા ચતુરસીંહને ઘણી ખમા. !

' કાળ ને કરાળ કાળો,
ભલો ભુપત ભાલો;
દુશાસન લોહી પાન,
ભારતે ભણાયો ભાલો.
ક્ષત્રી શુરાને હથ,
અટંકી અંકાયો ભાલો;
પુરૂષ જે પૃથીરાજ,
ભાયો ભુપત ભાલો.
ચમકયો ચતુર રથ,
મદઝર મસ્તક ફોળી;
ચેતો ચેતાઈ કહું,
ભાળો ભુપત ભાલો.

આ સાંભળી ચતુરસીંહના સૈન્યમાં શાબાશ શાબાશ ! સત્ય છે સત્ય છે ! એવો પોકાર ઉઠયો. આ અવાજથી ચતુરસીંહ વધારે ફુલાયો.

બારોટની આ યોગ્ય વખનની ફુલણજી બનાવનારી પરંતુ તેના મનને તો અપુર્વ માન દરશાવનારી આ કાવ્ય રચનાથી અનહદ હર્ષીત થતી ઉછળતી છાતીએ પોતાના કંઠમાં પહેરેલો મુકતાહાર બારોટના કંઠમાં આરોપણ કર્યો. આથી બારોટ તો વધારે છેડાયા અને વંશપરંપરાની કથા આદરવાનું મંગલાચરણ કર્યું, કે તરત દેવીસીંહ વચ્ચે આવી બોલ્યો કે, ' બારોટજી આપની કવીતા યોગ્ય સમયે કહેવાઇ છે '

અને તેની યોગ્ય કદર પણ થઇ છે. વળી એ ક્વીતાથી સર્વની છાતીમાં વીર રસ ઉભરાયો છે, તો તે રસની ઉછાળમાંજ આ યુદ્ધ શરૂ થવા દીઓ. કારણ વખતપર બીજો કાંઇક રસીક વીષય તમારા કંઠમાંથી નીકળશે તો (કારણ તમારા કંઠમાંથી જે કાંઇ નીકળે તે રસ રૂપજ છે,) તો વળી એ રસાસ્વાદમાં આ ઉલટ મંદ થઇ જાશે, તેમ આ છેવટની વીજયમાળ અર્પણ કરનાર યુદ્ધનો અંત પણ કાંઇ સહેજ સમયમાં નહીં આવી જાય તો, જેમ વખત જાય છે તેમ એ કોમળ દેહના પણ વીરબળથીજ આ ઘોર પ્રસંગ જગાવનારને વધારે વ્યથા સહન કરવી પડે તો એ બાબત આપણે વીચાર રાખવાની જરૂર છે, આ મારી વીનંતી અયોગ્ય લાગે તો ક્ષમા કરશો. તમો તો અમારા પુજ્યછો, તેમ માવીત્ર પુત્રનો વાંક હોય તોપણ દયા તો કરેજ. દેવીસીંહનું આ બંધન મુકત બોલવું થયાથી સર્વ ચુપ થઇ રહ્યાં, અને વીરસીંહ અને ચતુરસીંહનું વાગ્યુદ્ધ શરૂ થયું. ચતુરસીંહ કાંઇક દમામમાંજ પણ ગંભીર થઇ બોલ્યો. કેમકે છોકરા જોયું કે, અમારે માટે ક્વીયો પણ શું કહે છે ? તો હવે તને વધારે વખત હું વીનવીશ નહીં, કારણ કે મારે તો જેમ બને તેમ જલદીથી રાજા જયસીંહે કરેલા અપમાનનો બદલો લેવો છે. તેમાં વળી તું વચ્ચે આવ્યો, તો ઠીક છે, તારી હામ પણ પુરી થાય. તે આગળ જતાં મારી સામે કોઇપણ દીવસ ઉલટી રીતી ચલાવતા વીચાર થાય. આ ફુલણજી તો ફુલતોજ જતો હતો અને આ કુમાર વીરસીંહ સાથેના દ્વંદ યુદ્ધને તો એ એક જરા જેટલા જંતુને ચોળવા જેટલું કામ સમજતો હતો. પરંતુ આ તેની હુંપદથી ફુલેલી ફાટેલી વાણીને બંધ રાખવા કુમાર વચ્ચે બોલી ઉઠયો કે, ' મહારાજ ! જરા મારૂં સાંભળો તો ખરા ! પછી આપના સર્વે ઉદગારની નીરાંતે કથા સંભળાવજો.

જો કે હું આ બાબત કાંઇ પણ બોલવા કરતાં હાથ અજમા-

વવા માટે જ તત્પર છું, તોપણ તમારા વીચાર માટે મારે કાંઇક કહેવું જ જોઇએ. કે જે વચનો આ ચોકસ પ્રસંગને લીધે તમારી યાદદાસ્તમાં અચળ રહી જાય. આપ મ્હોટાં રાજા છો, જેથી આપ બળવાન, અને શક્તિવાન હો તેમાં કાંઇ નવાઇ નથી! પણ મને તમો બાળક જાણો છો, એ તમારી મોટી અને ભયંકર ભુલ તજી દેજો. કારણ જરા જેટલું હોય છે પણ મોટા પર્વતોને તોડવા સમર્થવાન છે. જરાક જેટલો વીંછી મહાન પ્રબળ દેહવાળા પ્રાણીને પણ પોકાર પડાવી દર્દથી હાર પમાડે છે. વીજળીનો જરા જેટલો પ્રકાશ અગાધ બ્રહ્માંડના અંધકારને ભેદી નાખે છે. અને એવી એવી અનેક કુદરતી વસ્તુઓ અને પ્રાણીઓ છે કે જબરજસ્ત પહાડ સમાન વિસ્તારવાળા જો એક રજપુર વસ્તુ નાશ કરવા સમર્થ છે તો હું બાળક છું, પણ ક્ષત્રી સીંહનો વંશ અને અંશ છું, વળી ક્ષત્રાણી સીંહણની કુખે અવતરી સીંહણના દુધનું પાન કરી સીંહોનીજ સંગતીમાં કેળવાઈ રગેરગ અને રોમ રોમમાં સીંહનીજ ઉછરતી શૌર્યતા સ્ફુરી રહી છે.

મહાન પ્રચંડપણાથી પર્વત સમાન દેહ ધરાવનાર અને મદઝર હાથીની પહાડી મહોટાઇથી સીંહનું બચું પણ કદી ડરેજ નહીં. તેમ એ પ્રચંડ દેહનો અંત લાવવા માટે એ સીંહની નાનકડી દેહ પણ અપૂર્વ પ્રકાશીત શૌર્યથી ભરપુર છે.

આપ મહાન છો, વળી વધારે બળવાન હશો, અને પ્રબળ સત્તાધારી છો, તે સર્વ પ્રબળથી ખરેખરા હસ્તી રૂપ છો, આપની અથાગ સત્તાના મદનો પવન આપના મગજમાં ફુકે છે. જેથી આપ ખરેખરા મદઝર છો, એ હું કબુલ કરૂંછું, પરંતુ સીંહના નામપર દાવો કરવા માટે તમારામાં એક પણ લક્ષણ નથી, જ્યારે તમારે તમારૂં સર્વ

દ્રશ્ય ચીત્ત અને અદ્રશ્ય હૃદય વૃત્તિ વીગેરે ખુલ્લી રીતે દેખાડી આપે છે. યોગ્ય એક પણુ અંશ તમારામાં નથી, પછી ભલે તમે તે પહાડ સમાન દેહવાળા મદઝર હસ્તીઓના નાયક ઐરાવત સમાન બળવાન હશો, તેથી શું સીંહની બાળ દેહ ડરી જશે ? અરે એ શૌર્યતાની હદ-પારનું ઉછળતા લોહીનો વેગ શું શાંતી પકડશે ? એવું કદી પણ સાંભ-ળ્યું છે કે, સીંહ કોઇથી પણ ડરી પાછો હઠે છે. એ વાકયજ અયોગ્ય છે, કારણ કે સીંહની સામે ગર્જના કરનારા મેઘ અથવા તેની ગર્જનાના જંગલમાંથી ઉઠતા પડઘા સમાન અદ્રશ્ય અને કુદરતની સામે પણ ક્રુર થઇ પોતાના અંત સુધી પોતાની ટેક જાળવવા પ્રયત્ન કરે છે તો મહારાજા આ સીંહનુંજ બાળક છે, એમ સમજી મારીપર કાંઇ પણ દયા ન કરતાં, યુદ્ધ નીતીના નીયમે આપના સર્વ સામર્થ્યનો સાથે ઉપ-યોગ કરી દ્વંદ યુદ્ધમાં ઉતરશો.

વળી આપ મારાથી મોટા છો, એટલે મારે આપને માન આપવું જ જોઇએ જ, તેથી પ્રથમ ઘા કરવાની તમોને વીનંતી કરૂંછું".

કુમાર વીરસીંહના એ અંતરભેદક તીક્ષણ વચનો સાંભળી ચતુર સીંહ તો અગ્નિથી પણ વધારે તપી ઉઠયો હતો, તોપણુ કાંઇક વિચાર આવવાથી વળી એટલું પરાણે બોલ્યો કે, ' છોકરા ! હવે મારે તને કાંઇ કહેવું નથી. તેમ કાંઇ સાંભળવું પણ નથી. તારી ઉદ્ધતાઇનો બદલો તને બરોબર મળવો જોઇએ. તે વીના તું આ દુનીયાનો અનુભવ શીખીશ નહીં, જેથી એ તારી ઉમેદ તો હું પુરી પાડીશજ, પરંતુ પ્રથમ તું બાળક હોવાથી. મારે પ્રથમ ઘા કરવો યોગ્ય નથી, વળી મારો પહેલોજ ઘા તારી ઉમેદ બર આવ્યા અ-ગાઉ આ યુદ્ધનો અંત લાવશે. માટે હજુ તારી મનની મનમાં ન રહી જાય માટે પ્રથમ ઘા કરી લેવાની તક આપું છું.

નહીં મુરબ્બી હું એટલો બધો ઉછંખલછું કે બીલકુલ તમારી દયાને લાયક નથી, તો એ તમારા દયાભાવ અને લાયકાતને છોડી ઘા કરો કે જલદી આ ઝઝુમી રહેલ ઉત્સાહીક પ્રસંગનો અંત આવી જાય. એ પ્રમાણે વીરસીંહે કહ્યું.

રાજા ચતુરસીંહ તો આ જરાક જેટલા વીંછીના કારમા ડંખ જેવા તણખીયા વચનો તેના અંગેઅંગમાં ઉત્પાત જગાવી રહ્યાં હતાં. જેથી હવે તેની ધીરજ છુટી ગઇ અને અંધની માફક વગર વીચારે કંઇપણ જાતની યુદ્ધ નીતીની સુચના અને દ્વંદયુદ્ધના નીયમ વીરૂદ્ધ અચાનક ભાલાનો ઘા કર્યો. પરંતુ ખાસ યુદ્ધ અર્થે તૈયાર થઇ ઉભેલ વીરસીંહ કુમાર આ પ્રસંગથી અજ્ઞાન રહે એટલો મુર્ખ નહોતો. તેમ તે પ્રપંચી છે એમ પણ જાણતો હોવાથી અઝડ જેવી વૃતી રાખે એવો અબુઝ નહોતો, જેથી તે ભાલાનો ઘા આવતાંજ આખું શરીર નીચે નાખી દીધું, જેથી ભાલો ઘોડીની પીઠપરથી ચાલ્યો ગયો.

વીરસીંહની આ ચપળતાથી સર્વ કોઇના મુખમાંથી શાબાશ શાબાશ એવો ધ્વની નીકળવા લાગ્યો, એટલામાં તો વીરસીંહે ફરી કુદકો મારી ઘોડીપર સ્વાર થયો અને પોતાના હાથમાંનો ભાલો ફેરવવા લાગ્યો.

આ ભાલો ફેરવવાની અજબ રીતીથી ઘણા યુદ્ધકળામાં કેળવાયેલા યોદ્ધાઓ પણ અજબ થયા, તેમ તેની ફુરતા અને ચંચળતાથી ચતુરસીંહ પણ ઘડીભર સ્થીર થઇ રહ્યો, કુમાર વીરસીંહ ભાલો ફેરવવાની થોડી કળા અજમાવ્યા પછી પ્રસંગ આવતા જ, પાછળના ભાગથી ચતુરસીંહના ઘોડાની પુંઠમાં એ ભાલો ઘોંચી દીધો, કે તરત ઘોડા સહીત ચતુરસીંહ જમીનપર પડી ગયો, જમીનપર પડી ગયા પછી અથવા શત્રુ

કોઇ પણ કારણથી અજાણ્યુ અને લડાઈ માટે અશક્ત હોય તો તેની પર ઘા ન કરવા માટે સખ્ત પ્રતિબંધ છે.

આ નીતીને અનુસરી કુમાર વીરસીંહ પાછો ફરી પોતાને સ્થાનકે ઉભો રહ્યો. આ પ્રથમ ફટકાથી જ ચતુરસીંહને ધાસ્તી બેસી ગઇ કે ખરેખર બાળક દેખાતો કોઇ રાક્ષસથી પણ વીશેષ શક્તિ યુક્તિવાળો છે તો તેનાપર ફાવવું મુશકેલ છે. એ વીચારથી તેણે આજુબાજુ નજર કરી તો એક ખાશદાર બીજો ઘોડો લઇને રાજા પાસે ઉભો રહ્યો, અને તે ઘણો જ ધીમેથી બોલ્યો, ફીકર ન કરો, આપણું વ્યુહ તૈયાર છે. આ સાંભળી ચતુરસીંહ આનંદમાં આવી ગયો અને ઘોડાપર સ્વાર થઇ ટટાર થયો એટલે વીરસીંહે પુછ્યું કે,—

'કેમ મુરબ્બી ! આ બાળકનો નાજુક ખેલ કાંઇ ઠીક છે કે કેમ ? ચતુરસીંહે કાંઇ પણ જવાબ ન આપતાં કમરેથી તલવાર ખેંચી તેનીપર ચોટ કરી વીરસીંહ પણ એનો જવાબ આપવા તૈયાર હતો. બંને યોદ્ધાઓ પોતપોતાની શક્તિ અજમાવવા લાગ્યા, દરેક દાવમાં ચતુરસીંહ હાર પામવા લાગ્યો અને ચારેક દાવને અંતે વીરસીંહના એક સચોટ ઘાથી આવતા અંતથી ચતુરસીંહ સહેજમાં બચી ગયો. પરંતુ એ બચાવ કરતાં ઘણીજ કફોડી સ્થીતીમાં ઘોડાપરથી નીચે પટકાઇ પડયો. આ પ્રસંગથી એકદમ ધાસ્તી ખાઇ ગયો, અને એ ધાસ્તી તેના મુખપર છવાયલી જોતાં તેનો પ્રપંચી ગુલામ નજર સામે દેખાયો કે તરત જ ઉન્માદ દશામાં મુર્ખખનાઇથી બૂમ પાડી 'પકડો' 'પકડો આ હુકમરૂપી શબ્દો રાજા ચતુરસીંહના મુખમાંથી બહાર પડતાં જ તેના સર્વ પ્રપંચી યોદ્ધાઓએ કુંવરને ઘેરી લીધો. અને અચબુચ ભયંકર લડાઇ જામી, આ અધમ દગાથી વીરસીંહની સેના ગભરાઇ ગઇ, તોપણ સર્વે સજ હતાં

તેથી જેમ તેમ કરી સૈનિકો પોતાનો ભોગ આપતાં ફરી પણ અયોગ્ય સ્થાને યુદ્ધમાં ગોઠવાઈ ગયા.

કુમાર વીરસીંહ ઉપર જો કે અચાનક ભયંકર હુમલો થયો હતો તો પણ તેની આજુબાજુ ચપળ અંગરક્ષો સાવધજ હોવાથી અધમ રાજાનો નીચ વીચાર પાર ન પડયો.

લડાઇ પુરા રંગમાં જામી, પ્રથમની અજ્ઞાનતાએ વીરસીંહના સૈન્યો ઘણો ભોગ લીધો અને તેની સંખ્યા બળ એટલું બધું ઓછું દેખાયું કે તેથી ભરપુર સૈન્ય પાસે તેને ટકવું મુશકેલ થઈ પડ્યું.

કુમાર વીરસીંહના બુદ્ધિ બળની રચના આ દગા બાજીની કાળી છાંયામાં ઢંકાઈ ગઇ અને ઉલટું એ અવ્યવસ્થીત સૈન્યો પોતાનું બળ વધારવા લાગી. આ સમયનો પ્રતીકુળ પવન વીરસીંહના સૈન્ય પર ફુંકવા લાગ્યો. નીરાશાની છાંયા સર્વ મુખ્ય યોદ્ધા અને સરદારોમાં મુખપર કાળાશ છવરાવવા લાગી.

કુમાર વીરસેન આ પ્રસંગ સહુજ સમજતો હતો પરંતુ તે તો પોતાથી બની શકે તેટલી શક્તિ જીંદગીની દરકાર રાખ્યા વગર વાપરતો હતો અને તેથીં તે દુશમનના સૈન્યના જે જે ભાગમાં જતો ત્યાં ત્યાં ઉલ્કાપાત મચાવી મુકતો પરંતુ દેખીતીજ ઓછી શક્તિવાળી જુજ સૈન્યા અગાધ સૈન્યાના વેગ આડે કેમ ટકી શકે. તોપણ વીર લડાયક સેનાએ પોતાની ખરેખરી વીરતા દર્શાવી અને જો ચતુરસીંહે આ દગો ન કર્યો હોત તો બેશક તેની હારજ થાત.

હવે જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ સમય બહુ બારીક આવતો ગયો મોટા મોટા પ્રખ્યાત અને રણકુશ યોદ્ધાઓ અને શુરા

સરદારોનો નાશ થવા લાગ્યો, એટલામાં બાજી બદલી. જુઓ પેલી અજીત પાંખપર અંદર અંદર કાંઇ વીખવાદ અથવા અક્સ્માત થવાથી તેઓ લડવું બંધ કરી કોઇ વ્યાધીમાં ગુંથાયા છે ચતુરસીંહ પણ ત્યાંજ હતો આથી તેના ખુશામતીયાં અને લાલચુ ગુલામરૂપી સરદારો તે તરફ નમવા લાગ્યા આમ સરદારોનું વલણ જોઇ સેનાના સૈનીકો પણ નરમ પડતા ગયા.

આ વખતે સુર્ય અસ્ત પામવાની તૈયારીમાં હતો તેથી રાજા ચતુરસીંહે કાંઇક ઉંડા ખ્યાલમાં રાત્રી માટે લડાઇ બંધ કરવાની નીશાની કરી.

વીરસીંહને પણ એ પસંદ પડતી વાત હતી કારણ પોતાનો નાશ તે ખુલી રીતે જોઇ શકતો હતો, આથી આપણે પણ લડાઇ બંધ કરવાની નીશાની આપો' આને તેની ઇચ્છાથી તેણે હુકમ કર્યો અને પોતે સખ્ત ઘાયલ થયેલ હોવાથી બારોબાર તંબુ તરફ ગયો, રાજા ચતુરસીંહનું સૈન્ય પણ પાછું છાવણીમાં ગયું આખી જીંદગીમાં આ રાજ્યતંત્ર ચલાવતા ચતુરસીંહને આજ જેવો સખ્ત ફટકો નહોતો પડયો, તેથી આ પ્રસંગે તેની સ્થીતી વિહવળ બની ગઇ હતી. તેના પ્રપંચી દાવપેચથી જે નીશ્ચીંત સુખ ભોગવતો હતો તે સર્વ માટે આ દ્વંદ યુદ્ધથી વીપરીત વીચાર આવ્યા પરંતુ તેનું હૃદયજ કાંઇ એવી કનીષ્ટ વસ્તુ (તત્વથી) બનેલું હતું કે તેમાં ઉત્પન્ન થતા ખ્યાલ કાળા કૃત્યોનાજ હતા. આજ રાત્રીએ તેણે પોતાના ખાનગી મંડળને બોલાવી આ પ્રસંગ માટે ઉપાય યોજવા સલાહ માગી.

આ મંડળમાં સર્વે લાલચથી આંધળા હૃદયના થએલા અને ખુશામતી વૃતીથી ઘેરાયેલા હતા જેથી તેઓની સલાહમાં વળી શું અજવાળું જોવાનું રહ્યું.

એકજ મતથી સર્વ મત પસાર થયા આ કીમતી અને બુદ્ધિના નમુના પુર્વક મત એ હતો કે મધ્યરાત્રીએ ઉંઘમાં પડેલી દુશ્મનની જે સેનાપર છાપો મારવો અને તેની એ બુદ્ધિનો લાભ લઇ વીજયવંત થવું. આ ખુશામતીયાનાં મંડળે સર્વ મતે આ પ્રયોગ બહાલ રાખ્યો, અને તેમાં રાજા ચતુરસીંહની મંજુરી મળી.

મધ્યરાત્રીનો સમય ભયંકર તો છેજ, તેમાં રણસંગ્રામના મેદાનમાં છો આ સમય કોઇ જુદોજ વેષ ધારણ કરે છે.

ક્રુર પ્રાણીઓની ભયાનક ગર્જનાઓથી કોઇ પણ માણસ આ વખતે બહાર નીકળવાની હીંમત કરી શકતું નથી, આવા અધમ પ્રસંગે રાજા ચતુરસીંહની સેનાની ટુકડીઓ એક પછી એક આ ભયંકર મેદાનમાંથી પસાર થવા લાગી. જંગલી પ્રાણીઓ આ કાળા હૃદયના સદંતર કાળા રાક્ષસોથી ડરીને નાસવા લાગ્યા, અને આ મધ્ય રાત્રીના સમયે લડાઇમાં માર્યા ગયેલા શબને જે કાંઇક શાંતી મળી હતી તે કમનશીબ હાડપીંજરોને એ કાળા હૃદયના રાક્ષસો ઠોકરે ઉડાવવા લાગ્યા, ભયંકર રણસંગ્રામમાં ભયંકર અંધારી રાત્રીમાં ભયંકર મધ્ય રાત્રિ તેમાં ભયંકર કાળા હૃદયના રાક્ષસો સદંતર ભયંકર દેખાતા કાળા સ્વરૂપમાં ભયંકર કૃત્યમાં દોરાયેલા છે. આથી વીશેષ ભયંકરતા તે વળી કેવી હશે ? તે પાપી યોજનાવાળું દૈત્યોનું સૈન્ય દેવ જેવા વીશ્વાસુ અને નીતીજ્ઞ વીરસેનના સૈન્યની છાવણી પાસે પહોંચ્યા, અને ધીમે કદમે આખી છાવણીને ચોપાસ ઘેરો ઘાલવા લાગ્યા. પરંતુ વીરસીંહ કુમારની બુદ્ધિ પુર્વક રચનાથી તીરકસ બાગના આસપાસની બાજુમાં આવેલા ટેકરા આ સૈન્યને અત્યારે કીલ્લારૂપ ઉપયોગી થયા. અધમતાથી સ્વાર્થાંધ બનેલ સૈન્ય જો કે એ સૈન્યને

ચોપાસ ઘેરી ન શકયા, તો પણ એની સહજ અડચણથી કાંઈ આ મળેલો લાગ છોડી ચાલ્યા જાય તેમ નહોતા. બહુ વધારે સારૂં પરીણામ નહીં આવે તો પણ પુરતું નુકશાન તો કરી શકીશું એવા ખ્યાલથી તે લશકરે જેમ બને તેમ છાવણીના નાશના ઉપાયો અજમાવ્યા. આ બહારમાં ઘેરાયેલી છાવણીમાં જો કે કેટલાક પહેરેગીર પુરતી ચપળતાથી સંભાળ રાખતા હતા, તો પણ એ પ્રપંચી પુતળાઓની ગોઠવણ છેક સુધી ન જણાઈ, હવે એ નર્કના કીડાઓએ છાવણીપર તોપ ચલાવી અને પહેલેજ ભડાકે આખી છાવણી ભડકી ઉઠી, પરંતુ નીંદ્રા બળથી ઘેરાયેલી આંખોવાળાને શસ્ત્રો ધારણ કરવાની સુચવણ થઇ તો પણ તેઓ પુરતી ઝડપથી તૈયાર થઇ દૈત્યને માન આપવા આ દેવ સૈન્ય તૈયાર થઈ ગયું. અંધારી રાત્રીને લીધે દોસ્ત દુશમનની ભાલ કોણ કળી શકે. એતો ફક્ત શસ્ત્રના અવાજ, અને મરણ પામતા તથા ઘાયલો થતાની ચીસ, અને ઉદગારો સંભળાતા હતા એટલામાં દેવીસીંહે આ સઘળો ભેદ જાણી લઇ પોતાની પાસે કેટલીક વસ્તુઓ હતી તે વડે મહેતાબો સળગાવી દીધી તેથી સંગ્રામ નીયમપર આવ્યો આ દગાથી વીરસીંહને વધારે નુકશાન થવું જોઇએ તેને બદલે 'ખોદે તે પડે' અથવા 'દગો કોઇનો સગો નહી' તેમ દૈત્યોની સેનામાંજ વધારે વધારે નુકશાન થયું. આનું કારણરૂપ રાત્રીના અંધકારમાં તેઓની પોતાનીજ અવ્યવસ્થા અને કુમાર વીરસીંહની પ્રથમની છાવણીની ગોઠવણ હતી.

આ ભયંકર સંગ્રામ પ્રભાત સુધી ચાલુ રહ્યો અને પ્રભાત પછી બેમાંના એક પક્ષે લડાઇ અટકાવી નહીં.

જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ કુમાર વીરસીંહને

પોતાના સૈન્યની ન્યુનતાથી બહુ જતું નુકશાન દેખાયું, અને આ પ્રમાણે જો ચાલશે તો સંધ્યાકાલ સુધી ટકવું મુશકેલ છે, એવું સ્પષ્ટ દેખાયું. પરંતુ લડાઇ વીના બીજો કશો ઉપાય નહોતો. લડનાં છેવટ હારની બાજીમાં પ્રાણ અર્પણ કરવા જેટલી જીજ્ઞાસા ધારણ કરી વીરસીંહ પોતાના સૈન્યને મોખરે જ રહી સર્વને હીંમત આપતો હતો. એટલામાં દક્ષીણ દીશા તરફથી કોઈ ગોડેસ્વારનું લશકર આવતું દેખાયું. કુમારને તો પોતાની મદદ માટે આશા રૂપ કાંઇજ હતુંજ નહીં. એટલે જો તે તાજા અને ભરપુર સાધનોથી કેળવાએલા ઉતમ અશ્વોવાળા સ્વારો જો દુસ્મનના સૈન્યમાં મળ્યા તો આપણે એકજ ફટકે સઘળું ગુમાવી દેશું.

આ ફીકરમાં વીરસીંહ કુમાર પોતાની સર્વ ચંચળતા વીસરી ગયો, અને આ આવતી મદદ કોની તરફ જાય છે, એ જાણવા માટે બંને લશકરમાં યુદ્ધ ઘણું જ મંદ પડી ગયું. તે દક્ષીણ દીશામાથી આવતા સ્વારો પ્રથમ પશ્ચીમ તરફ વળ્યા. એટલે કુમારે સઘળી આશ છોડી પરંતુ તેઓની દીશા ત્યાંથી બદલાઇ અને દુશમનની પીઠ તરફ ગયા. ચતુરસીંહનું સૈન્ય સામે મુખે લડતું હતું, તેની પાછળ એકદમ હલો થયો અને અચાનક ગભરાટ છવાઇ ગયો. આ ભેદ કુમાર વીરસીંહ સમજી ગયો, તેથી તેણે પણ પોતાના લશકરને ખુબ ઉશકેર્યું. એથી બંને બાજુના દબાણમાં આવતાં શત્રુનું આખું સૈન્ય પાયમાલ થઇ ગયું. અને જે નાસી શકયા તે નાસવા લાગ્યા. આ અચાનક મદદે આવેલા સ્વારોને ઓળખવા કુમાર વીરસીંહની લાગણી ઉશકેરાઇ તથા દેવીસીંહને તપાસ કરવા મોકલ્યો, પરંતુ એ સ્વારોના વીચીત્ર વેશપર મહોડું ઢાંકવા માટે આડા બુરખા નાખેલા હતા તેથી કાંઈ પણ કળી શકાયું નહીં.

પરંતુ વીરસીંહે પુરતો વીજય મેળવ્યો અને ચતુરસીંહનું કેટલુંક સૈન્ય ફક્ત નાસી શકયું તેટલુંજ બચ્યું. આ વિજયને મેળવનાર પેલા પાછા કંઇ તરફ નીકળી ગયા તેની કાંઇ નીશાની પણ રહી નહીં.

આ આનંદને સમયે ફક્ત એ બુરખાવાળા સ્વારો કોણ હતા એ જાણવાની ઉત્કંઠા સીવાય દરેક રીતે વીજય આનંદ છવાઇ રહ્યો હતો.

દેવીસીંહ તે સ્વારોની તપાસ માટે ગયો હતો તે પાછો આવ્યો અને કુમારને વીદીત કર્યું કે મારી ચાહે તેટલી ચાલાકી અને મહેનત છતાં એ "બુરખાવાળા સ્વારો" બીલકુલ ઓળખાયા નહીં.

વાંચક ! આ બુરખાંવાળા લસ્કરનો ખરો ખુલાસો આગળ જતાં તારા જાણવામાં આવશે.





# પ્રકરણ ૫ મું.



## બલસિંહની ધુમાધુમ.

નવલગઢ અને ચીત્રપુરની સરહદની વચેના એક વીશાળ મેદાનમાં બંનેના લશ્કરોની પડેલી છાવણીમાં બંનેના બહુરૂપીઓ પોતાના વેશ બદલાવીને એક એકની ચર્ચા જોવાને માટે અહીંથી તહીં ખુબ ધુમાધુમ કરી રહેલા છે.

શત્રુઓના બહુરૂપીઓથી સરસાઇ મેળવવાને માટે બલસીંહ પોતાની કંઇક નવીન નવીન યુક્તિઓ યોજી રહેલા છે, તેની સામેની બેઠક ઉપર કુમાર વીરસીંહ બેઠા છે.

વીરસીંહને એકલો વિચારમાં પડેલો જોઇને તેનો બહાદુર સાથી અને ચાલાક બહુરૂપી બલસીંહ તરત પોતાનું મોઢું ફેરવી નાખીને કુમારની સામે રાખીને બેઠા અને ઘણીકવાર સુધી વીરસીંહની સાથે ઉંડાણમાં મસલતપર મસલતો ચલાવીને અંતે બલસીંહ રાજકુમારી ચંદ્રકળા, અને જેને માટે પોતાની સાક્ષાત મૂર્તિ ધુમી રહી છે તે ચંચળ ચપળાનો પત્તો મેળવી તેના વીયોગમાં આખો દિવસ ને રાત્રી ચંદ્રકળાના માતા પીતાની આંખોમાંથી ટપકી રહેલા આંસુઓને અટકાવવા માટે, બાઇબંધ પોતાની વીદ્યારૂપી ખજાનો પોતાના જમણા હાથના ખંભા ઉપર

લટકાવી સીંહની પેઠે ધુરકતો ધુરકતો લશ્કરની છાવણીમાંથી બહાર નિકળી જરા આગળ ચાલતો ચાલતો પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો. હવે જરા દક્ષીણ દીશાયે જઉં! કે ઉત્તર દીશાએ જઉં! કે પશ્ચીમના પંથે પરવરૂં, કે પૂર્વના માર્ગે આવેલા મહાસાગરની મુસાફરી કરૂં! કંઇ સુઝતું નથી! કંઈ નજર નાંખી પહોંચતી નથી! તો હવે ક્યાં જઉં, ક્યાં સોધું! કોને પુછું! અને કદાચ પુછું તો! મને કોઇ બતાવશે! નહીં બતાવે! બતાવવાને બદલે ઉપરથી બનાવશે! મુર્ખમાં ગણી હસી કાઢશે! આતે કેવો બહુરૂપી છે! એ પણ વાત ખરી! ચીત્તમાં ખુબ કરી! ફરવા દો! પડવા દો! લોહીની રૂધીર ચાલવા દો! ભલે થાય! થયું તે જોયું અને થશે તે જોશું શું આડી શેરીની ધુળ! ચાલ મન! બધી ખટપટ જવા દે! ઝટ સીધું થઇ જા! જંગલમાં જા! અરે નહીં, ચતુરસીંહની છાવણીમાં જા! અરે કેમ ભુલે છે! તારા જેવું તે ક્રૂર રાજાનું મન શું કોમળ છે! ભોલું છે! મૂર્ખ છે! કે બળતી આગની વચ્ચે રહેવા દે! છટ! છટ! તું ભુલમાં! નહીં તો મારા જેવા રૂપીને એક મ્હોટા ખાડામાં પાડી દઇશ તો નીકળવું ભોં ભારી થઇ પડશે! હા! હા! હવે કંઇક વીચાર સુઝયો હા હા! હવે કંઇક સ્થીર થઇ પડ્યો! ચાલ દોડ! માર કુદકો! અને એકદમ તે મૂર્ખ પાજી! બાયલા અને કમજોર રાજાના મ્હેલમાં એકદમ પ્રવેશ કર. ત્યાં પ્રવેશ કરવાથી કંઇક પણ પત્તો મળશે ને બચિત મળશે!

આ પ્રમાણે પોતાના વીચારને ખુબ કસી કસીને ખુબ ઘટ કરીને ચીત્રપુર તરફ જવાને માર્ગે પડ્યો. આખી રાત ચાલ્યાજ કર્યું. વજના પગ કેમ ન હોય! જરાપણ પગ વાળી નીચે બેઠો નહીં. અને પ્રભાત પડતાં પહેલાં ચીત્રપુરની ભાગોળે જઇ ચઢયો.

પોતાનું અસલ સ્વરૂપ પલટાવી નાખીને બીજું નવું સ્વરૂપ ધારણ કરી લઇને રમતા રામની પેઠે, આ ગલીમાંથી તે ગલીમાં અને તે ગલીમાંથી બીજી ત્રીજી અને ચોથી એ પ્રમાણે પોતાની ઇચ્છાનુંસાર ખુબ ધુમવા લાગ્યો. જે ગલીમાં જતો ત્યાં ઘણું ભટકતો, આડું અવળું જોતો અને કેવી રીતે પોતાનું કાર્ય પૂર્ણ કરવું તેના સ્વાર્થને માટે તજવીજ કરી રહ્યો હતો. પણ તે તેની સર્વે યુકતી અને સઘળી કોશીશો વ્યર્થ ગઇઓ. અને રાજબાળા, અને તેની સખી, અથવા પોતાના મનમાં માની લીધેલી પોતાની પ્રીયતમા ચંચલ ચપલાનો પત્તો મેળવી શકયો નહીં. આખો દીવસ ધુમવામાં કાઢયો પણ તે જરા પણ હાકયો નહીં. ધુમતા ધુમતા રાત પડી, તેથી તેના હર્ષનો પાર રહયો નહીં. દીવસ કરતાં રાત્રે તેની ઉલટ વધી, અને તેની ઉલટમાં આવીને યુક્તી પર યુક્તી ચલાવતો મ્હેલના કિલ્લાની અંદર દાખલ થઇ ગયો, અને તેની અંદર આવેલા ન્હાના મ્હોટા બંગલા જોવા લાગ્યો. પોતાની આસપાસ કોઇ નથી તેની ઉપર નજર નાખ્યા પછી પોતાની કમરે બાંધેલી એક કાલી ચાદરને તરત છોડી, તેની અંદર પોતાના શરીરને સંતાડી દઇને, તરત કમરમાં વીંટેલી ચદન ઘોને છોડી, તેની દોરીનો એક છેડો હાથમાં પકડીને મ્હેલની અંદર આવ્યો. એક બંગલાની અગાસી ઉપર ફેંકી અને તેના ઉપર ચઢી ગયો, અને તરતજ ત્યાંથી ખેંચી લઇને તે વખતે લગભગ અરધી રાત વીતી ગઇ હતી. મ્હેલના દીવાનખાનાની અંદર નજર નાખીને જોયું તો કંઇ પણ ગડબડ સડબડ વગરનો શાંત જણાયો. પણ રોશનીના પ્રકાશથી આખો મ્હેલ ઝળહળી રહેલો દીઠો. એ જોઇને પાછો નીચે ઉતરી મ્હેલના અંદરના ભાગમાં આવી એક વીશાળ ચોકમાં ઉભો રહી ચોતરફ પોતાની નજરને ફેંકી. બારીકીથી જોવા લાગ્યો. જોતાં જોતાં તેની નજર એક સુશોભીત બંગલો જે એક

ઉત્તમ કારીગીરીનો નમુનો હતો તેની ઉપર પડી, તે મ્હેલની અંદરના દીપકોનો પ્રકાશ બહુ ઝાંખો ઝાંખો ચોતરફ પડી રહેલો હતો, તે મ્હેલનાં એક રમણીય દીવાનખાનાના અંદરના ભાગમાં એક બીછાવેલા પલંગની ઉપર એક મનમોહન, મનમોહીત, મનહર મૂર્તિ આરામથી આશાએશ લેતી પડી હતી. તે પલંગની આસપાસ જમીન પર કેટલીક રાણીની તહેનાતમાં રહેનારી સહચરીઓ પણ સુતી હતી. આ શયન ભુવનમાં દીપકનો પ્રકાશ બહુ થોડો હતો. બલસીંહે આસ્તે આસ્તે પહેલાના દીવાનખાનામાંના સઘળા દીપકો એક પછી એક કરીને ઓલવી નાખ્યા, અને પછી તે ઓરડાના બારણા આગળ ઉભો રહી વાંકો વળીને અંદર જોતાં સુખ શય્યાપર સુનેલી સુંદરીની મુખ મુદ્રા તેને સ્પષ્ટ રીતે દેખાવા લાગી. તે મનોહર કોયલડીનું સર્વાંગ શરીર શરબતી મલમલની જરીના બુટાદાર એક ચાદરથી રક્ષાએલું હતું. પરંતુ ફક્ત તેણીનો ગુલાબી ચહેરોજ ખુલ્લો હતો, એનો થોડોક ભાગ મખમલના ઓશીકામાં છુપાઇ ગયો હતો. તેણીના કોમળ કપાળપર છુટેલા અંબોડાની એક કાળી લટ વીખરાઇ જવાથી જાણે ગુલાબ ગોટાની આસપાસ કરોળીઆનું જાળું બંધાઇ ગયું કેમ ન હોય તેવી રીતે શોભી રહી હતી. તે નીદ્રાવશ થયેલી મનોહર રમણી રાજા ચતુરસીંહની રાણીજ હોવી જોઇએ, એવી ચતુરની ખાત્રી થઇ. થોડી વાર સુધી કંઇ વીચારમાં તેણી તરફ જોઇ રહ્યાં બાદ, પોતાના બહુરૂપી બટવામાંથી કાગળ તથા શાહીનો ખડીઓ અને કલમ કહાડી તેણે જલદીથી નીચે મૂજબ લખ્યું:—

" રાજકુંવરીને મળવાને આ સમયે અમને કોણ જાણે શા માટે ઉત્કંઠા થઇ આવી છે. ગમે તે થાઓ, પરંતુ અમે અત્યારે જ તમને

મળવાને જઇએ છીએ કેમકે, તેણીને કયાં રાખી છે તે સ્થાન તેમજ ત્યાં જવાના માર્ગની અમને ખબરછે." આટલું કાગળપર લખ્યા પછી રાણીની શય્યા પાસે જઇ તેણે પોતાની પાસેની બેહોશીની ભુકી તેના નાક આગળ ધરી જેની શ્વાસો શ્વાસ દ્વારા અસર થતાં તેણી બેહોશ થઇ ગઇ, એટલે એક ચાદરમાં તેણીની ગાંસડી બાંધી, અને પેલો લખેલો કાગળ તકીઆ નીચે મૂકી જે માર્ગેથી આવ્યો હતો તે તે માર્ગેથી રાણીની ગાંસડી સહિત તે રાજમહેલની નીચે ઉતર્યો, અને નદી કીનારા તરફના પાછલા ભાગ તરફનો અંદરથી બંધ કરેલો ન્હાનો દરવાજો ઉઘાડીને ત્વરાથી પ્હાડોને માર્ગે ચાલ્યો, અને તે તરફ એક જાણીતી ગુફામાં રાણીને વધુ બેહોશ કરીને સુવરાવી ત્યાંથી પાછો કીલ્લાના દરવાજા આગળ આવી એક બાજુએ સંતાઇને બેઠો. સવાર પડતાં મહેલમાં દાસીઓ જાગી ઉઠતાં પલંગપર રાણીને ન જોતાં ગભરાઇ ગઇ, અને મહેલના સઘળા ભાગોમાં શોધી વળી, પણ કયાંથી ભાળ ન મળવાથી તેઓએ કોલાહલ મચાવી મૂકયો. રાણીના ગૂમ થવાની ખબર રાજમહેલની બહાર પણ ફેલાઈ ગઇ. રાણીને કયાં શોધવી તેની વીમાસણમાં સઘળાઓ પડયા, એટલામાં રણ ભૂમીમાંથી દસ પંદર સ્વારો સહીત નહાસી આવેલો રાજા ચતુરસીંહ પણ આવી પહોંચ્યો. કીલ્લામાં પ્રવેશ કરતાં રાણી ગૂમ થવાના સમાચાર જાણતાંજ લડાઇની હાડમારી ભોગવી નીરાશ થયલા રાજાનો જીવજ ઉડી ગયો. દુઃખપર સખત ડહામ લાગ્યો ! બળતામાં ઘી હોમાયું ! બહાવરો સરખો તે રાજમહેલમાં દોડયો. આ સમયે રાજા ચતુરસીંહની હાલત કેવી હતી તેનો વાંચનારે જ વીચારજ કરવો. પોતાની સ્થીતિનું તેને ભાન રહ્યું નહોતું. લડાઈમાંથી ભાગીને થોડે દૂર પોતાની સેનાને પાછળ મૂકીને તેમજ પોતાના બહાદુરોને કંઇ સમજાવીને પોતે નગર તરફ ચાલ્યો આવ્યો હતો, તો અહીં

આ સમાચાર જાણ્યા, એટલે તેની નીરાશાનો પાર રહ્યો નહીં, તે તેને સુઝયું નહી. દુઃખી અંતઃકરણે રાણીની શય્યા પાસે આવી તે કલ્પાંત કરવા લાગ્યો, એટલામાં તકીયાની નીચે પડેલા કાગળની થોડી કોર બહાર જણાઇ, જેને રાજાએ ખેંચી લઇ કાગળ ઉખેડી વાંચવા માંડયો. રાણીને હરી જતી વખતે જે કાગળ લખીને ચતુર તકીયા નીચે મુકી ગયો હતો, તેજ આ કાગળ હતો. વાંચતાંજ રાજાના મનમાં અનેક પ્રકારના વીચારો આવવા માંડયા. તેની એટલી તો ખાત્રી થઇ કે, તે કાગળ રાણીના હાથનો લખેલ નથી, કેમકે તેણીના તેવા સાફ અક્ષરો નહોતા, પણ ત્યારે તે કોણે લખ્યો હશે, તેની વીમાસણમાં તે પડયો. તેણે વીચાર્યું કે, જો કદાચ રાણીએજ તે લખ્યો હોય તોપણ રાજકું- વરીને ફલાણે સ્થળે છુપાવી છે, એ તેણીએ ક્યાંથી જાણ્યું હશે? આનો પત્તો કેમ મેળવવો, તે માટે રાજાની કંઇ મતી ચાલી નહી. વળી તપાસ કરવાને મોકલવાને કોઈ બહુરૂપી પણ આ સમયે ત્યાં નહોતા, અને કુંવરી કેદ હતી ત્યાં બીજા કોઇને મોકલવાથી ભેદ ખુલી જવાની ધાસ્તિ હતી. આમ ઘણી વાર સુધી અનેક વીચારો કર્યા પછી રાજાએ આખરે કુંવરીને કેદ કરી હતી ત્યાં જાતેજ જઇ તપાસ કરવાનો મનમાં ઠરાવ કીધો, અને તે માટે તેણે સંધ્યાકાળે જવાનું ઠીક વીચાર્યું, અને પોતાના દીવાનખાનામાં આવી એક સુખાસને બેઠો. તે દીને તેણે કંઇ આહાર કર્યો નહી, તેમજ મુંઝવણમાં કોઇ સાથે કંઇ વાતચીત પણ કરી નહી, પરંતુ રાજાની આજ્ઞા વીનાજ ઘણા માણસો રાણીની શોધમાં ગયા. સાંજ પડતાંજ રાજાએ સ્વારીનો ઘોડો મંગાવ્યો, અને તેપર સ્વાર થઇ એકલોજ કીલ્લાની બહાર નીકળી પૂર્વ દીશા તરફ રવાને થયો. રાત્રી થઇ ગઇ હતી, પરંતુ ચંદ્રનો પ્રકાશ પૃથ્વિપર પડી રહ્યો હતો. કીલ્લાના દરવાજાની પાસે સંતાઇને બેઠેલા ચતુર રાજાને સ્વાર થઇ બહાર

એકલો જતો જોઇ તે ક્યાં જાય છે, તે જાણવા તેની પાછળ ચાલ્યો. ત્રણ કોષ સુધી રાજાની પાછળ ગયો પરંતુ પોતાની પાછળ કોઇ આવે છે, એવી રાજાને કંઇ ખબર પડી નહીં. ત્રણ કોશ સુધી જંગલમાં ગયા પછી રાજાએ પોતાના અશ્વને એક સુકાં નાળામાં ચલાવ્યો. ચતુર પણ તેની પાછળ ચાલ્યો. જેમ નાળામાં તેઓ ગયા તેમ તેમ આસપાસ કીનારાપરનું જંગલ વધુ ઘીચ થતું ગયું. બંને બાજુ ઉંચા ઉંચા ખડકો ઉભા હતા. નાળાંની ઉપર ઝાડો મળીને અંધારી ઘટા થઇ રહી હતી. આ નાળામાં લગભગ એક કોશ સુધી અંધકારમાં ગયા પછી તેઓ એક સુરંગમાં ચાલતા હોય એમ લાગ્યું. પથ્થરની જમીન તેમજ અંધકારને લીધે રાજાનો ઘોડો ધીમે ધીમે ચાલવા લાગ્યો, એટલે ચતુર રાજાની વધુ સમીપ ગયો. એકાએક થોડે દૂર ઝાંખો દીવો બળતો જણાયો. દીપકના પ્રકાશની વધુ સમીપ પહોંચતાં સામે એક ન્હાની ગુફા જણાઇ, જેના મુખ આગળ બહાર બંને બાજુએ લગભગ વીસ કદાવર સીપાઇઓ હાથમાં નગ્ન તલવાર સહીત પહેરો ભરતા હતા. ગુફાની અંદર પણ સાફ જણાતું હતું. તેમાં બે સુકોમળ સ્ત્રીઓ પથ્થરપર હાથ ટેકાવીને બેઠી હતી. જોકે તેમની મુખમુદ્રાઓ બરાબર જણાતી નહોતી, તોપણ તેમના પોશાક તેમજ શરીરની આકૃતિપરથી ચતુરે ઓળખી કહાડી કે તેજ કુંવરી અને ચપલાજ હતી. રાજાને ઓળખતાંજ એક સીપાઇએ આગળ આવી નમન કરીને અશ્વની લગામ પકડી લીધી, અને રાજા અશ્વપરથી ઉતર્યો. બીજા સીપાઇએ તરત બે મસાલ પેટવી, જેનો પ્રકાશ ગુફાની અંદર પડવાથી ચતુરને હવે સુંદરી અને ચપલાની મુખ જણાયાં કાળના ચહેરાપર ફીક્કાસ છવાઈ રહી રહી હતી. માથાપરનો અંબોડો છુટી ગયો હતો. માથાપર એક જખમ પડયો હતો, જ્યાં લોહી સુકાઇ ગયું હતું. તેણીનાં કપડાં ધુળમાં મેલાં થઇ ગયાં હતાં. પથ્થરપર હાથ

ટેકવી તેણી આડે પડખે પડી હતી. તેની પાસે એક પથ્થરને પીઠ ટેકવી ચપલા કુમારીના મસ્તકપર હાથ રાખી તેણીને ધીરજ આપતી બેઠી હતી. તેમની સામે થાળોમાં ભોજન પીરસેલું હતું કે તેમણે તેને હાથ પણ અરકાડ્યો નહોતો. બંનેના ચહેરાપર નિરાશાની કાળાશ છવાઇ રહી હતી તેમની દયાજનક હાલત જોતાં બલસીંહની આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં. અશ્વપરથી ઉતરીને સીપાઇઓ સંગે કંઇ પણ ન બોલતાં રાજાએ આસપાસ નજર ફેરવી, અને ગુફામાં રાજબાળા અને ચપલા બેઠી હતી ત્યાં પણ ચારે તરફ તપાસ કરી, પણ પેલા કાગળના આધારે રાણીને શોધવાની આશામાં આવ્યો હતો તે પાર પડી નહીં. તેણે બાળા તરફ પણ બરોબર જોયું નહીં, અને કોઇને કંઇ પૂછ્યા વગર પાછો અશ્વપર સ્વાર થઇ તે ત્યાંથી પાછો ફર્યો. રાજાને આ મૂજબ આવીને કંઇ પણ બોલ્યા વગર પાછો ગયેલ જોઇ સીપાઇઓ પણ અજાયબ થઇગયા પાછો વળેલ જોઇ બલસીંહ નાળાના કીનારાપર એક બાજુ સંતાઇને તેને આગળ જવા દેવાનો વીચાર કીધો, પરંતુ તે સ્થાનમાં છૂપાવવાની એક જગ્યા ન જણાતાં તે લાચારીથી ત્વરાથી આગળ ચાલી નાળાની બહાર આવ્યો, અને જંગલમાં એક બાજુએ ઝાડીમાં સંતાઇ ઉભો. થોડીવારે રાજા પણ ત્યાંથી નીકળી નગર તરફ વીદાય થયો. ચતુર હવે કળાને કેવી રીતે છોડવવી તેના વીચારમાં પડ્યો. “આ સમયે લડીને કામ પાર પાડી શકાય તેમ નથી !” તે પોતાના મનમાં વીચારવા લાગ્યો—“ત્યારે કેમ કરવું ? રાજા ચતુરસીંહનું સ્વરૂપ ધારણ કરીને કંઇ યુક્તિ અજમાવવા જાઉં, તોપણ કામ પાર પાડવાનો સંભવ થોડોજ છે કેમકે, રાજા હમણાંજ ત્યાં જઇ આવ્યો છે, એટલે સીપાઇઓ વહેમાઇ જવા વગર રહેજ નહીં ! વળી બીજી કોઇ યુક્તિ અજમાવું ને કદાચ દુશ્મનો ચેતી જાય તો કુંવરી અને ચપલાને

અત્રેથી કોઈ બીજે સ્થળે કેદ કરી મૂકે. આટલી મહેનતપર પાણી ફરી વળે, અને મ્હોટી મુસ્કેલીમાં આવી પડીએ !" આવા અનેક વિચારોએ બલસીંહને મુઝવણમાં નાંખ્યો, અને તે સમયે કોઇ પણ રીતે કુંવરીને છોડવવાનો તેને કંઇ ઉપાય સુઝયો નહીં. બહુ બહુ વીચાર કર્યા પછી તેણે નક્કી કર્યું કે, કુમાર પાસે જઇને સેનામાંથી થોડા સીપાઇઓ સહીત અત્રે આવી સીપાઇઓપર હલ્લો કરી કુંવરીને છોડવવાનું સહેલ થઈ પડશે. આમ વીચાર કરી બલસીંહને બાળા ચંદ્રકળાને અને ચપલાને છોડવવાના ઉત્સાહમાં ત્વરાથી નવલગઢ તરફ વીદાય થયો, અને બપોર નમતાં છાવણીમાં કુમારના તંબુમાં જઇ પહોંચ્યો. આ સમયે કુમાર પોતાના તંબુમાં એક સુખાસનપર વીરહની વેદનામાં ઉદાસ ચીત્તે વીચાર કરતો એકાંત બેઠો હતો. પ્રેમનાં આંસુઓ વારંવાર તેની આંખમાંથી સરી પડતાં હતાં, એટલામાં બલસીંહને ઉત્સાહમાં ઉતાવળે તંબુમાં આવતો જોતાંજ કુમાર અધીકારથી બેઠા થઇને તેને પૂછ્યું 'કેમ ભાળ મળી, ભાઇ ?"

"હા, કુમાર !" બલસીંહે જવાબ આપ્યો. એટલામાં બલસીંહ આવવાની ખબર જાણીને બલસીંહ તેમજ ફતેસીંહ સેનાપતી પણ કુમારના તંબુમાં આવી પહોંચ્યા, અને કુમારના પૂછવાથી બલસીંહે સઘળી હકીકત કહ્યા બાદ જણાવ્યું " કુમાર, જો બીજા કોઇને છોડવવો હોત યા કોઇ બળવાન દુસ્મનને પકડવો હોત તો હું અત્યાર સુધીમાં તે કામ બજાવી આવ્યો હોત, અને તેમાં પણ જો કદાચ નિષ્ફળ થાત તો નહાસી છુટત, પરંતુ રાજકુંવરીની બાબતમાં તેમ કરી શકાય નહી ! પ્રયાસ નીષ્ફળ ન જાય તેવી રીતે કામ લેવું જોઇએ ! તેથીજ ભાઇ દેવીસીંહને હું લેવા આવ્યો છુ. અમે બંને મળી થોડા સમયમાં કામ પાર પાડીશું !"

"દેવીસીંહ સાથે અમે પણ તમારી સાથેજ આવીશું." કુમારે પોતાની મરજી જણાવી.

"આપની ઇચ્છા છે તો ભલે પધારો!" બલસીંહે કહ્યું. તરતજ કુમાર જવા માટે સજ થવા લાગ્યો. જતાં પહેલાં તેણે ફત્તેહસીંહ સેનાપતીને કેટલીક અગત્યની સૂચનાઓ કરી, અને સંધ્યાકાળ પહેલાં કુમાર, દેવીસીંહ અને બલસીંહ ત્યાંથી વીદાય થયા. કુમારે અશ્વપર સ્વારી કરી હતી, અને બલસીંહ તથા દેવીસીંહ પગે ચાલ્યા જતા હતા માર્ગમાં કુમારે ચતુરસીંહપર ફત્તેહ મેળવવાની સઘળી હકીકત બલસીંહને જણાવી, અને લડાઇમાં દેવીસીંહે બતાવેલી બહાદુરીનાં વખાણ કર્યાં. આ સાથે અણીને વખતે મદદ કરવા આવી પહોંચેલા પેલા બુરખાવાળા સ્વારોની વાત પણ જણાવી, જે સાંભળી બલસીંહને પણ અજાયબી ઉપજી. રાત્રી પોતાના પ્રીયપતી ચંદ્રસંગે હાસ્યવીનોદ કરતી હોવાથી તેમના આનંદના શીતળ કીર્ણોએ ભૂમી પણ તેજસ્વિ બની ગયલી હોવાથી જંગલમાં તેમની મુસાફરીમાં કશી હરકત પડી નહીં. તેઓ લગભગ ચારેક ગાઊ પહોંચ્યા હશે, એટલામાં માર્ગમાં તેમને ગુરૂનાથ બહુરૂપી મળ્યો, જેણે કુમારને જોતાં નમન કર્યું. કુમારે મુખ મલકાવ્યું, અને દેવીસીંહ તેની પીઠપર હાથ મૂકી હસીને કહ્યું "ગુરૂનાથજી, પેલા બ્હીકણ. દગલબાજ અને ચોરની સાથે હજી શું રહ્યા છો? અમારી દરબારમાં આવી રહો! જુઓ. અમારા શીરછત્ર કેવા ન્યાયી અને બહાદુર છે!"

"દેવીસીંહજી, તમારૂં કહેવું સત્ય છે! એક દીન એવો પણ આવશે!" ગુરૂનાથે જવાબ આપ્યો "પણ જ્યાં સુધી રાજા ચતુરસીંહની નોકરીમાંથી છુટો થયો નથી ત્યાં સુધી કેમ બને? અને

કદાચ હમણાં તમારી સાથે રહેવાની ઇચ્છા કરૂં તો તમે મને તમારી સાથે કેમ રાખો ? કેમકે આખર હું પણ એક બહુરૂપી છું ને ?" બીજી કેટલીક નકામી વાતચીત કરી કુમારને નમન કરીને ગુરૂનાથ બીજે રસ્તે વળી ઘીચ જંગલ તરફ ચાલ્યો ગયો, એટલે બલદેવે ગંભીર અવાજે બોલ્યો "આપણુને ગુરૂનાથ મળ્યો, એ સારૂં થયું નહીં ! હવે તો આપણે કયાં જઇએ છીએ તેની એ તપાસ કરશે ! આ સમયે બીજી કોઇ યુક્તિ તો કરી શકીએ તેમ નથી. પણ તેને ભુલાવામાં નાંખવા માટે એક માર્ગ છે ! જંગલનો માર્ગ છોડી ચાલો ખુલ્લા મેદાનમાં ચાલીયે, એટલે જો આપણી પાછળ માણસ આવતો હશે તો જણાશે !" આ સલાહ કરી તેઓ મેદાનમાં ચાલવા લાગ્યા, અને ચાલતાં ચાલતાં પાછળ ફરી જોતા હતા, પણ કોઇ તેમની પાછળ આવતો જણાયો નહીં આખી રાત્રી તેઓએ મુસાફરી ચાલુ રાખી, અને પ્રભાત થતાં તેઓ એક નાળાના કીનારા પાસે આવી પહોંચ્યા. કુંવરીને મળવા માટે અધીરા બની રહેલો કુમાર ત્યાં થોડીવાર આરામ લેવાને રાજી નહોતો, પરંતુ બલસીંહના સમજાવવાથી રાત્રીનો થાક ઉતારવા તેઓ ત્યાં થોડીવાર બેસીને આગળ ચાલ્યા. પ્રહર દીન વીતતાં તેઓ ઘીચ જંગલમાં જઇ પહોંચ્યા, જ્યાંથી જે નાળામાં થઇને રાજકુમાર અને ચપળાને રાખવામાં આવેલી ગુફામાં જવાતું હતું તે લગભગ એ એક ગાઉ દૂર હતું.

"કુમાર દીવસનો ભાગ આ જંગલમાંજ ગુજારી સંધ્યાકાળ પછી આપણે તે તરફ જઇશું, કેમકે એ માટે રાત્રીનો સમય ઠીક પડશે !" બલે કહ્યું. અને થોડેક ગયા પછી તે મુજબ એક આમલીના ઝાડ નીચે તેમણે ઉતારો દીધો કંઇક આહાર કીધા બાદ તેઓ

વાને બેઠા. કુંવરીને કેવી રીતે છોડવવી તેના વીચાર અને યુક્તિઓ ઘડવામાં આખો દીવસ વીતી ગયો, અને સુરજ અસ્ત થતાં તેઓ ત્યાંથી નીકળ્યા. પેલા નાળાનાં મુખ આગળ પહોંચતાં ત્યાં ઉભા રહી ચારે તરફ નજર કરી એકાંત જોતાં તેઓ બેધડક નાળામાં દાખલ થયા. નાળાનો વીકટ માર્ગ જોતા કુમાર દંગ થયો. પેલી સુરંગ વટાવી તેઓ બહાર આવ્યા અને જોયું તો તેને પહેલે દીવસે જે ગુફા આગળ દીપક બળતો જોયો હતો ત્યાં આજ અંધકાર છવાઇ રહ્યો હતો. આ જોઇ બલસીંહ ચમક્યો. આખરે તેઓ જે ગુફામાં કાન્તા અને ચપલાને બલસીંહે જોઇ હતી, તેના મુખ આગળ પહોંચ્યા, તો અંધકા-રમાં ત્યાં પડેલી કાંઇ ભારી વસ્તુ સાથે ઠોકરાયા. બન્ને તરતજ પોતાની થેલીમાંથી ચકમક કહાડી દેવતા પાડી દીવટ સળગાવી. દીપકનો પ્રકાશ થતાંજ ત્યાં જમીનપર ચતુરે આગલે દીને પહેરો ભરનારા સીપાઇઓ જોયા હતા તે સઘળા પડેલા જણાયા. તેઓ સઘળાને ઘણા જખમો લાગ્યા હતા. આ દેખાવ જોઇ બલના હોસ ઉડી ગયા અને તે બહા-વરો બની ગુફાની અંદર ધસ્યો. અંદર જોતાં કુંવરી અને ચપલા પણ જણાયાં નહીં. પણ તેમનાં આભુષણો તુટેલી હાલતમાં ત્યાં પડેલાં હતાં અને ત્યાંની જમીન લોહીથી ખરડાયલી હતી. બલની પાછળ ગુફામાં ગયલો કુમાર આ દેખાવ જોતાં ગભરાઇ ગયો. તેનું અંતઃકરણ હાથ રહ્યું નહીં, અને એક મ્હોટી હાક મારી તે જમીનપર બેસી કલ્પાંત કરવા લાગ્યો. બલના પણ જો કે હોશ તો ઉડીજ ગયા હતા, પરંતુ કુમારની હાલત ખરાબ જોઇ તે હીંમત ધરી તેને ધીરજ આપવા લાગ્યો, તેણે કહ્યુ " કુમાર, આમ છેક નાહીંમત શું થઇ ગયા ! જે પ્રભુની સાહાતાથી આપણે આ સ્થાને આવી શક્યા છીએ, તેજ મહાન પિતાની કૃપાથી જે સ્થળે રાજકુંવરી હશે ત્યાં આપણે પહોંચી જઇશું ! "

"ભાઇ, જ્યાં આખા અંતઃકરણમાં આગ સળગી રહી છે, ત્યાં બુઝાવવાનો મીથ્યા પ્રયાસ વ્યર્થજ છે! વહાલી ગઇ, સદાને માટે ગઇ–આ સંસાર છોડી સ્વર્ગે સીધારી! મહાસાગરના ઉછળતા તરંગોમાં ગુમ થયલી વસ્તુ મેળવવાની આશા રાખવી તે ફરી વહાલી કાન્તા–હાય! એ હૃદયદેવીને ફરી કયાં નીરખીશું? કુમાર કલ્પાંત કરતો બોલ્યો.

"પણ એવો અમંગળ વીચાર મનમાં આણવાને કારણ કંઇ નથી!" બલે દુઃખી થઇ ગળગળે અવાજે જણાવ્યું "અત્રેની વસ્તુઓની સ્થીતિ તપાસો, તેમના પર લાંબો વીચાર કરો તો, કુમાર, તમને જણાશે કે જે અશુભ પરીણામ આવેલું ધારી આપ કલ્પાંત કરો છો તે આવ્યુંજ નથી! જુઓ, જો તમે ધારો છો તેમજ ઇશ્વર ન કરે ને થયુંજ હોય તો જેમ આ સીપાઇઓની લાશો પડી છે, તેમ તેમની લાશો પણ અત્રે જોઇએ, પરંતુ તેમ નથી, તેથીજ આપણને આશા રાખવાને સબળ કારણ મળે છે!" આટલી વાર સુધી દીગમૂઢ સરખો થઈ ઉભો રહેલો દેવીસીંહ બોલ્યો "ગુરૂનાથે તો કાંઇ ચાલાકી કરી નહી હોય?"

"એ વાત પણ માનવામાં આવતી નથી! જો એમ હોય તો આ સીપાઇઓને કોણે મારી નાખ્યા? પણ હવે અત્રે વધુ વાર રહેવું યોગ્ય નથી!" બલસીંહ ભાર દઇ બોલ્યો. વીરસીંહની આ સમયની શોકભરી સ્થિતિનું વર્ણન કરી વાંચનારાઓનાં કોમળ અંતઃકરણ ન દુઃખાવવાને અમારી કલમ આગળ ચાલવાને કેવળ અશક્ત છે. બળસીંહ અને દેવીસીંહ બહુ બહુ સમઝાવીને કુમારને ગુફામાંથી ઉઠાડયો, અને કુમાર પોતાના અશ્વપર સ્વાર થતાં તેઓ નાળાથી બહાર આવ્યા. હવે કઇ તરફ જવું તેના વીચારમાં તેઓ ઉભા, એટલામાં દેવીસીંહે કહ્યું "ભાઇ,

જ્યાં રાજા ચતુરસીંહની રાણીને મૂકી આવ્યા છો તે ગુફા તરફ તો ચાલો! ત્યાં રાણી છે કે નહીં તે તો જોઇએ!" કુમારની પણ મરજી જણાતાં તેઓ ત્રણે તે ગુફા તરફ ચાલ્યા. તે ગુફા સમીપ જઇ જોતાં ત્યાંથી રાણી પણ ગુમ થયલી જણાઇ, એટલે તેમની મુંઝવણ વધી પડી. આ સમયે મધ્ય રાત્રી વીતી ગઇ હતી. પેલી ગુફાના મુખ આગળ બેસી ત્રણ જણ ઉંડા વીચારમાં પડ્યા. આ સઘળાનો ભેદ શો છે? તેની વીમાસણમાં તેઓ કંઇ પણ બોલ્યા વગર થોડી વાર સુધી બેસી રહ્યા. એકાએક કંઇ યાદ આવતાં દેવીસીંહ બોલી ઉઠ્યો કે, "મને એક યુક્તિ જડી છે, અને તેમ કરવાથી આ સઘળો શો ભેદ છે, તે સઘળાનો પત્તો મળી જશે! આપ કુમાર સહીત અત્રેજ રહો, એટલામાં હું જઇને ભાળ મેળવી આવું છું અને બનશે તો ખરી ભાળ મેળવવાનો પૂરાવો પણ આણી આપની સમક્ષ રજુ કરીશ!" આમ કહી તેણે બલસીંહના કાનમાં કંઇ કહ્યું. અને તરતજ ત્યાંથી વીદાય થયો.





# પ્રકરણ ૬ ઠ્ઠું.



## નવી આફત.

રાત્રીનો ઘણો ભાગ વીતી જવાથી ચીત્રગઢમાં સર્વત્ર શુનકાર વ્યાપી ગયો હતો, પશુપક્ષી, માનવી સઘળા શોક, દુઃખ, જંજાળ, વગરે સઘળું વીસરીજ નીંદ્રાદેવીના માયાળું ચાદરમાં આળોટતા હતા, તમરાઓનો અવાજ અને પેહેરેગીરોનો પુકાર શીવાય કંઈ સંભળાતું ન્હોતું. સર્વત્ર શાંતી પથરાઇ રહી હતી. આવે સમયે ચીત્રગઢના રાજમહેલને લગતા કીલ્લા આગળ એક સીપાઇ અર્ધ જાગૃત અવસ્થામાં ધીમે ધીમે પહેરો ભરતો હતો. આમ તે સીપાઇને પહેરો ભરતો જોવાને આપણને બહુ સમય થયો નહીં, એટલામાં એક માણસ ત્યાંથી ઉતાવળો પસાર થતો જણાયો. તેના પગલાંનો અવાજ સાંભળતાં તે સીપાઇનું ધ્યાન તે તરફ ખેંચાયું, અને તેનો દોડતો જતો જોઇ તે કોઇ ચોર હશે, એવો વ્હેમ લઈ જઇ સીપાઇએ મ્હોટેથી બૂમ પાડી કહ્યું "સબુર કર ! કોણ આટલી ઉતાવળે જાય છે?" પેલા દોડતા જતા માણસે પોતાનું આખું શરીર એક ખાંડીબંધ મેલથી ભરેલી ચાદરમાં સંતાડેલું હતું, મસ્તકપર પણ ફાટેલા અને મેલાં લુગડાંનો ગમે તેમ ફેટો બાંધ્યો હતો, જેની બે ચાર આંટીઓ ગરદન તેમજ કાનપર લટકતી

હતી. સીપાઈની બૂમ સાંભળીને ગભરાઈ ન જતાં તે પાછો વળી દોડતો સીપાઇ પાસે આવ્યો, અને હાથ જોડીને બોલ્યો "સીપાઇ સાહેબ, એ તો આપનો ગરીબ રઇયત પટેલ સું !" તેની ભાંગી તુટી બોલીપરથી તે ગામડીઓજ છે, એમ માની સીપાઇએ જરા દમમાંજ પૂછ્યું "હરામખોર ખરૂં કહેજે! નહીં તો જોઇ છે આ હાથકટ! આવી મોડી રાતે દોડતો ક્યાં જતો હતો? હાથમાં શું સંતાડ્યું છે? ખરૂં હોય તે બતાવી દે, નહી તો એક ઝટકામાં ધુળ ચાટતો કરી દઇશ!" આ ચતુરસીંહનો કરડો કાયદો છે.

"માબાપ હું હું હાચેહાચું કઉં સું!" ગામડીઓ હાથ જોડી તેને નમીને કાલાવાલા કરતો બોલ્યો, ને પોતાના હાથમાં સંતાડેલી એક શીશી સીપાઇને બતાવતાં તેણે જણાવ્યું "જુઓ સપાઇદાદા, એ સે તે કે ને જે આ હીહી (શીશી) આઇ! ઈ સેની તી–"–"એ શીશીકું શું?" તેના હાથમાંથી શીશી લઈ લેતાં સીપાઇએ દમમાંજ પૂછ્યું. ગામડીઆએ પણ સીપાઇને શીશી આપતાં લેશ માત્ર પણ આનાકાની ન કરતાં હસીને જવાબ આપ્યો "મહેરબાન, ખોબરો મારાપર આંખુ કાંઉ કાઢોસ! હું તમને બધું હાચેહાચું કઉંસ! ઓલુ હહરીનું હું કહેવાય ઓલુ કેવું મારૂં બેટું–હારી હારી હુગંધ આવે તી હું–અરે, હમણાં ઇયાદ ઉતું ને કાંઉ જાતું રીયુ—" આમ જાણે યાદ આવેલું વીસરી ગયો હોય અને તે ફરીથી યાદ કરતો હોય તેમ કાને હાથ મૂકી વીચાર કરી બોલી ઉઠયો "હં અ! હવે ઝલાણું–ઓલુ–ઓલુ–"

"મૂરખા, અત્તર કે?" સીપાઇ કંટાળીને બોલી ઉઠયો.

"હા, હા! ઇજ, ઇજ! હું નામ કયું? અનટર ની? હા ઇજ!" ગામડીઓ બોલી ઉઠયો. "લાવો મહેરબાન, મેરબાન, મારે હજી

ઓલા નમાલાખાન જમાદાર હાબ સેનાપતીની પાહે જઇને હુરજ ઉગતાં પાસું ખેતરે પોંસવુ સે! નહી પુગાય તો પાંસ મોહોર ખોઈ બેઠા!"

"નમાલાખાન જમાદારને ત્યાં આ શીશી લઇને અત્યારે શા માટે જવું છે?" સીપાઇએ પૂછ્યું.

"તી એની ઇમ સે કે એક મોટુ પાઘડું પેરીને ને બોકડા જેવું મોટું દાઢું રાખીને એક મનીખ હાંજના મારે ઝુંપડે આવી કહ્યું કે આ હીહીમાં હું સે તી જે કોઈ પારખી આપે તીને ઈપાંસુ મોહોર અનામ આલે! અમ બેઠું મનીખ ઈ અન્ટર ફ્ન્ટરમાં હું હમજીયે, પણું નમાલાખાન ઝમાદાર મારા ભાઇબંધ સે ઇ રાજ્યાના (રાજા) નોકર ઇ જાણુતા હો હે ઇમ હમજી રાતોરાત નીકળી પડ્યો, કાંઉં જે હવારે ઓલા મારા બેટાને ઝબાપ આલવો સે! હાચું બોલું સું મેરબાન, જાવ, આ એક મોહોર જમાદાર હાબને આલવા માટે પણ લઇ જાવું સું!" ગામડીઆએ કહ્યું, ને પોતાના હાથમાં એક ચળકતી સોનામોહોર બતાવી. કીલ્લાની દીવાલપર બળના દીપકનો પ્રકાશ ગામડીઆના હાથમાંની મોહોર ઉપર પડતાં તેના ચળકાટે સીપાઇને અંધ બનાવી દીધો. તેનું મન લલચાયું. દાનત બગડવાથી તે મનમાં કહેવા લાગ્યો કે આમ નોકરી કરતાં આખી જીંદગી વહી જશે. એક સોના મ્હોર જોવામાં નહીં આવે. નમાલાખાન જમાદાર મફતમા ગમારની મોહોર મેળવી લેશે, એમ ધારી પોતાને તે મોહોર મેળવવાનું મન થયું, એટલામાં પટેલે ઉતાવળ કરતાં કહ્યું "સાલો, મેરબાન, હવે મને રોકો મા! હવાર પડહે તો મોહોર ખોઇ બેહીસ!"

"સબુર, સબુર ભલા માણુસ!" સીપાઇનો આગલો મીજાસ જતો રહ્યો, અને હવે તેણે હસીને ગામડીઆનો હાથ પકડી કહ્યું "લાવને હુજ

તને કહી આપું છું કે આ શીશીમાં શેનું અત્તર છે ? નમાલાખાંના ઘર સુધી જવાની કંઇ જરૂર નથી ! એક મોહોર મને જ આપજે !"

"તયેં તો તમારી મેરબાની માબાપ ? તમેજ જાણે પરમેહર ! એટલો ધક્કો મટયો, ને વળી હવારે ખેતરવે પણ ઝટ પોંચી જઈશ ! લયો બાપુ, તમારી એક મોહોર ને બોલી નાંખો કે અનટર સેનું સે ! જેવ, માબાપ હાચેહાચું કેજો !" ગામડીઆઓએ ઉલટમાં આવી જણાવ્યું, ને સીપાઇના હાથમાં મોર મૂક્યો.

"અહો ! એમાં શું મ્હોટી વાત છે ! અત્તર વાપરતાં માથે ધોળાં આવ્યાં ?" પોતાના ખીસ્સામાં મોહોર સેરવતાં સીપાઇ બોલી ઉઠયો, ને શીશી ઉઘાડીને તેની વાસ લેવા માંડી. જોત જોતામાં તેને તમર આવતાં તે જમીનપર પડી બેભાન થઇ ગયો. તરતજ પેલા ગામડીઆ તો પોતાને શરીરે ઓહોડેલી ચાદરમાં ગાંસડી બાંધી, અને ઉંચકીને ત્યાંથી જંગલમાં જ્યાં કુમાર અને બલસીંહ બેઠા હતા ત્યાં જઇ ગાંસડી ઉતારી, અને કહ્યું "લ્યો આ શીકાર !" આ ગામડીયો આપણો બીજો કોઇપણ નહીં, પણ બલદેવસીંહનો પક્કો ચેલો અને વીરસીંહનો નીમકહલાલ નોકર દેવસીંહ હતો. એ વાંચનારને ઓળખાવવાની હું કાંઇપણ જરૂર જોતો નથી.

"કોનો શીકાર લાવ્યો ભાઇ દેવીસીંહ ?" ચતુરે પૂછ્યું.

"રાજા ચતુરસીંહના કીલ્લાપરના પહેરેગીરનો ! હવે પહેલાં એનેજ પૂછી જોઇએ !" સીપાઇની ગાંસડી છોડતાં દેવસીંહ જણાવ્યું— "એની પાસેથી કંઇ ખબર નહીં મળે તો પછી આપણે વળી બીજો ઉપાય લઇશું !" આમ કહેતાં તેણે પોતાની પાસેની કંઇ ભુકી સુંઘાડી

સીપાઇને શુદ્ધિમાં આણ્યો. શુદ્ધિમાં આવતાં જંગલમાં બે બહાદુરો અને પેલા ગામડીઆ સામે પોતાને ઉભેલો જોઇ સીપાઇ ડરી ગયો. તે કંઇ બોલવા જતો હતો એટલામાં દેવસીંહે પૂછ્યું, "જે હું પુછું તેનો સત્ય જવાબ આપજે? બોલ તું તારી મહારાણી કયાં છે?" સીપાઇના આ સમયે હાથ પગ બાંધેલા હોવાથી તેણે જાણ્યું કે કહ્યા વગર છુટકોજ નથી તેથી તેણે જણાવ્યું, "મહારાણી ઘણા દીવસથી કોણ જાણે કયાં ગુમ થઈ ગયાં છે! હજી તેમની કંઇ પણ ભાળ મળી નથી! એ શીવાય કંઇ હું જાણતો નથી!" સીપાઇનું આ કહેવું બલસીંહને ખરૂં લાગ્યું, અને તેણે ગંભીર અવાજે કુંવરને કહ્યું "હવે રાજકુંવરીની શોધ કરતાં ઘણા દીવસો લાગશે. માટે કુમાર, તમે સેનામાં જાઓ! હું રાજકુંવરીની શોધ કરવાની ગોઠવણ કરૂં છું!"

"હવે સેનામાં જઇ શું કરીએ!" કુમારે નીરાશા ભરેલા અંતઃકરણથી કહ્યું.

"તમે સેનાનો બંદોબસ્ત નહી રાખો તો વળી બીજી આફતમાં આપણે આવી પડીશું! કુમાર! તમે સમજુ થઇને આમ શું કરો છો? રાજા ચતુરસીંહના જાણવામાં આવશે તો તે ફરી લડાઇ શરૂ કરશે! વળી મહારાજા જયસીંહજી પણ આ સમાચાર સાંભળતાં ચીંતાગ્રહસ્ત થઇ જશે અને મહારાજા ચંદ્રસીખરજીના દુઃખની તો સીમાજ રહેશે નહીં!" બલસીંહે તેને સમજાવવા માંડયો.

"ભાઇ. ગમે તેમ થાઓ. પરંતુ જ્યાં હ્દયનું જીવનજ નથી ત્યાં દુનીયામાં બીજાની અમારે શા માટે ચીંતા કરવી!" કુમારે દુઃખ અવાજે કહ્યું.

"કુમાર, તમે આમ ધીરજ છોડી દેશો તો પછી અમારી હીંમત

પણ કેમ રહેશે, અને અમે નાઉમેદ બની જઇ કાંઈ સેવા બજાવી શકીશું નહીં !" આ પ્રમાણે બલસીંહ કુમારને બહુ સમજાવ્યો ત્યારે તેણે કહ્યું કે, " ઠીક ભાઈ, અમે પાછા ફરીશું, પણ કાલનો દીવસ અમે તમારી સાથે રહીશું, એટલામાં જો પ્રાણેશ્વરીની કંઇ ભાળ મળી તો ઠીક છે, નહીં તો અમે નવલગઢ જઇ સેના સહીત ચીત્રપુરની ઉપર ચઢી આવીશું. લડાઇ શરૂ કરીશું, એટલામાં તમે પ્રાણકુંડીની દેવીસીંહ શોધ કરજો !" આ સઘળી વાતચીત તેમણે પેલો સીપાઇ સાંભળી ન શકે એવી રીતે કરી હતી. પછી બન્ને પેલા સીપાઇને એક ઝાડના થડ સાથે મજબૂત બાંધીને દેવીસીંહને કહ્યું " ભાઇ દેવીસીંહ હવે તું અત્રે કુમાર પાસેજ રહેજે એટલામાં હું તપાસ કરી આવું છુ !" પછી બીજી કેટલીક વાતો દેવીસીંહને પૂછયા બાદ કુમારની આજ્ઞા લઇબલસીંહ પેલા કેદ પકડાયલા સીપાઇનું રૂપ ધારણ કરી ત્યાંથી વીદાય થયો. જે સ્થાને જંગલમાં કુમાર અને દેવીસીંહ બેઠા હતા ત્યાં ઝાડી ઘણી ઘીચ હતી. બલસીંહજી જવા પછી કુમાર અને દેવીસીંહ એક પહોળી શીલાપર બેસીને વાતચીત કરતા હતા. પ્રાતઃકાળનો સમય થવા આવ્યો હતો, એટલામાં પૂર્વ દીશા તરફથી કોઇએ ફેંકલો એક ન્હાનો પથ્થર કુમારની પાસે આવી પડયો. કુમાર અને દેવીસીંહ આ જોઈ અજાયબ થઇને જે તરફથી પથ્થર આવ્યો હતો તે તરફ જોવા લાગ્યા, એટલામાં તેમની પાસે એક બીજો પથ્થર આવી પડયો, જે પણ કોઇને લાગ્યો નહીં. તરતજ દેવીસીંહ જોરથી બૂમ પાડીને પૂછ્યું " ઝાડીમાં સંતાઇને દૂરથી પથ્થર મારનાર કોણ હીચકારો છે ? હીંમત હોય તે સામે આવી જાય !" બાયલા આમ પથ્થર ફેંકતાં તને શરમ આવતી નથી !

" સીંહ સરખી ગર્જના કરી તેની બહાદુરીનું ડોળ ઘાલનાર

શીયાળને દૂરથીજ મારવો જોઇએ !" ઝાડીમાંથી અવાજ આવ્યો, જે સાંભળતાંજ કુમારને બહુ ગુસ્સો ઉપજ્યો, ને મ્યાનમાંથી તલવાર ખેંચી ઉભો થઈ જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ ધસ્યો, પણ દેવીસીંહ તેનો હાથ પકડી જતો અટકાવીને કહ્યું " કુમાર, આપ ઉભા રહો! હું એ હરામખોરને હમણાં પકડી લાવું છું !" આમ કહી કુમારને ત્યાં ઉભો રાખી દેવીસીંહ તે તરફ ધસ્યો. થોડેક જતાં એક બીજો પથ્થર દેવીસીંહના પગ પાસે આવી પડયો, એટલે તે વધુ ગુસ્સે થઇ તે તરફ દોડયો, તો છેટે એક માણસ જણાયો, ઝાડી ઘીચ હોવાથી અંધકારને લીધે તે કોણ હતો તે ઓળખી શકાયું નહીં. દેવીસીહને પોતાની તરફ દોડતો આવતો જોઇ એક બીજો પથ્થર ફેંકી તે માણસે નહાસવા માંડયું, એટલે દેવીસીંહ પણ તેની સાથે ધાયો, પણ ઝાડીમાં આડા અવળા ચકરો મારીને તે માણસ થોડીવારમાં અદ્રસ્ય થઇ ગયો. દેવીસીંહ તેને ચારે તરફ શોધવા લાગ્યો. પ્રભાતનો સમય થયો, અને સૂરજનો પ્રકાશ ધીમે ધીમે વધવા માંડયો, તોપણ દેવીસીંહ તે માણસને શોધી શકયો નહી. છેવટે થાકીને લાચાર થઇ જે સ્થળે કુમારને છોડી પોતે નીકળ્યો હતો ત્યાં દેવીસીંહ પાછો ફર્યો. ત્યાં કુમારને ન જોવાથી તે કદાચ આટલામાં ફરતો હશે તેમ ધારી આસપાસ શોધ કરતાં પણ કયાં કુમાર નજરે ન પડવાથી તે વીચારમાં પડી ગયો, આ સાથે ઝાડ સાથે બાંધેલ સીપાઇ પણ ત્યાં જણાયો નહીં, એટલે તેના તો હોંસ ઉડી ગયા. અનેક અમંગળ શંકાઓ તેના મનમાં પસાર થવા લાગી. આંખમાંથી આંસુની ધાર વહેવા લાગી. નીરાશ થઇ તે શીલાપર બેસી જઇ હાથ કપાળે મૂકી હવે શું કરવું તેના વીચારમાં પડયો–"અરેરે હવે કયાં જાઉં, ને કુમારને કયાં શોધું? શોધતાં શોધતા જો બહુ દૂર નીકળી જાઉં અને પાછળથી અત્રે ભાઈ બલસીંહ પધારે

ને અમને ન જોય તો તેમની કેવી સ્થીતિ થાય ?" વળી ઉઠીને આશામાં ચારે બાજુએ ઘણી વાર સુધી શોધમાં ભટકયો, અને નીરાશ થઇ પાછો તેજ સ્થળે આવી આંસુ સારતો બેઠો. આમ વારંવાર કુમારની શોધ કરી થાકયો, પણ કંઇ ભાળ મળી નહી. કુમાર કયાં ગયો હશે, તેની કંઈ પણ અટકળ તે બાંધી શકયો નહી; અને મુંઝવણમાં બલસીંહના આવવાની રાહ જોતો ત્યાંજ બેસી રહ્યો. આ તરફ સીપાઇના સ્વરૂપમાં નીકળેલો બલસીંહ, ચીત્રપુરના રાજમહેલના કીલ્લાના દ્વાર આગળ જઇ પહોંચ્યો. પ્રભાત થવાથી જાગી ઉઠેલા કેટલાક સીપાઇઓ તેને જોતાંજ બોલી ઉઠયા. "જયરાજ, કયાં ગયો હતો? અહીં પહેરો મૂકીને ગયો તે કેવો ઘોટાળો થઇ ગયો હતો ! ગુરૂનાથજી અહીં પહેરાની તપાસ કરવા આવ્યા હતા તે તને ન જોવાથી ગુસ્સે થઇ શોધવાને ગયા છે! ભાઇ જરા અમને જણાવીને તો જવું હતું ? તારા એકલાના પાપમાં અમારી પણ સાથે કમ્બખ્તી આવી !"

"ભાઇઓ, શું કરૂં? મારી તબીયત અચીંતી એટલી બધી બગડી આવી ને મારા પેટમાં એવો દુખાવો થયો કે કહેવાની વાતજ નહી તેથી દીશાએ ગયો તેમાં વખત થઇ ગયો !" જયરાજ સીપાઈના સ્વરૂપમાં બલસીંહે વાંકા મુખે જણાવ્યું, ને જાણે તે સમયે પણ પોતાના પેટમાં પાછો દુખાવો ઉપડી આવ્યો હોય તેવું ડોળ ઘાલી પેટ દાબતો બોલ્યો "ભાઇઓ, હજી પણ પેટમાં ગરબડ ચાલુજ છે, શું કરવું ! કંઇ મરવાને નોકરી કરવી નથી ! શરીરમાં સાસ છે તો બધુએ છે ! મરવું નથી કંઇ ! પાછળ છઇયાંછોકરાં ખાવાવાળાં છે ! સંભાળજો ભાઈઓ, હું તો પાછો જાઉં છું !" આમ કહેતાં જાણે પેટમાં બહુ દુખાવો થતો હોય તેમ પેટ દાબીને આપણો વેષધારી જયરાયજ દોડતો દોડતો

ત્યાંથી ચાલ્યો ગયો. ગુરૂનાથ સીપાઈની શોધમાં ગયો છે એવું પહેરેગીરોને મુખેથી જાણી બલસીંહ સાવધ થઇ ગયો. જો પોતે સીપાઇના વેષમાં ત્યાં વધુ વાર રહેશે અને જો ગુરૂનાથ આવી પહોંચશે, તો જરૂર પોતાને ઓળખી જશે, એમ ધારી ત્યાં વધુ વાર ન રોકાતાં થોડેક દૂર એકાંત સ્થાનમાં જઈ તે એક ભીખારીનું સ્વરૂપ ધારણ કરી રસ્તાની બાજુએ જાણે ભીખ માગતો બેઠો હોય તેમ ગુરૂનાથના આવવાની રાહ જોવા લાગ્યો. સામેથી થોડી વારમાં ગુરૂનાથ આવતો જણાયો. તેની પાછળ તાજીમ પોતાની પીઠપર એક મ્હોટી ગાંસડી ઉંચકીને આવતો હતો, અને તેની પાછળ જે સીપાઇનું સ્વરૂપ બલસીંહ ધારણ કરી આવ્યો હતો, તે પણ ચાલ્યો આવતો હતો. ગુરૂનાથને આવી રીતે આવતો જોઇ બલસીંહ ચમકી, વીમાસણમાં પડ્યો. તે પોતાના મનમાં બબડ્યો—"અરે, અરે મામલો ગંભીર જણાય છે! આ સીપાઇને તો ઝાડના થડ સાથે બાંધી તેની સામેજ કુમાર અને દેવીસીંહ બેઠા હતા, છતાં એ ત્યાંથી કેવી રીતે છુટી આવ્યો હશે? જરૂર ગુરૂનાથ અને તાજીમ કાંઇ રમખાણ મચાવ્યું હશે! તાજીમની પીઠપરની ગાંસડીમાં કુમાર અથવા દેવીસીંહ એક જણ હોવો જોઇએ!" પણ તે વખતે પોતે એકલો કંઇ કરી શકે તેમ ન હોવાથી બલસીંહ ત્યાં ગુપચુપ બેસીજ રહ્યો, અને તેઓ કીલ્લામાં દાખલ થયા, એટલે ઉઠીને જંગલમાં જે સ્થળે કુમાર અને દેવીસીંહને છોડીને આવ્યો હતો તે તરફ ઉતાવળે ચાલ્યો. ત્યાં પહોંચતાંજ દેવીસીંહને કપાળે હાથ દઇ ઉદાસચીત્તે શીલાપર બેઠેલો જોતાંજ નિઃશ્વાસ નાખી તે બોલ્યો "બસ, નક્કી કુમાર દુસ્મનના પંજામાં સપડાયા!" તેનો અવાજ સાંભળી ઉંડા વીચારમાં પડેલા તેણે ઝબકીને ઉંચી નજર કરી જોયું, અને બલસીંહને જોતાં તેના પગમાં પોતાનું માથું મૂકી મ્હોટેથી રડી પડી બોલી ઉઠયો "ભાઇ, કુમાર દુસ્મ-

નના પંજામાં ખરેખર સપડાયા ! હાય !" બલસીંહ પણ ઉદાસ અંતઃકરણે શીલાપર બેશી ગયો, અને તેને પોતાની છાતી સાથે દાબી ધીરજ આપી સઘળી હકીકત પૂછવા લાગ્યો. તેને દુઃખી અંતઃકરણે બનેલી સઘળી બીના કહી, અને છેવટે ગળગળે સાદે કહ્યું "ભાઇ, મારી મૂર્ખાઇનું આ સઘળું પરીણામ છે! કુમારને છોડીને હું ન ગયો હોત તો કુમાર કદી ફસાત નહીં! મારી એ કસુરને માટે હું ભારે શીક્ષાને લાયક છું! આપ ગમે તે શીક્ષા કરો હું તે ખમવાને તૈયાર છું!" આટલું કહી તે હાથ જોડી નીચું મસ્તક કરી ધુંટણીએ પડયો. તેણે તેનો હાથ પકડી પોતાની પાસે બેસાડી કહ્યું "ભાઇ, તારી કંઇ ભૂલ નથી! સઘળો કાળચક્રનો ખેલ છે! ભાવી મીથ્યા થતું નથી! ખરેખર દૈવ આપણાપર રૂઠયો છે! ચારે તરફથી આપણાપર વારાફરતી આફતો આવી પડે છે! સુકુમાર કુંવરી અને ચપલા કોણ જાણે કેવી વીપદમાં પડી હશે, તેની આપણે માથે પડેલી ચીંતા હતી તેમાં કુમાર દુશ્મનના હાથમાં સપડાઇ ગયા! મ્હોટો ગજબ થયો! હવે આપણે મહારાજાને શું મુખ બતાવીશું! અહાહા! દૈવની ગતિ કેવી પ્રબળ છે! સાત સાંધતાં ત્રુટે તેર, વીધી રૂઠી વરસાવે કેર!" આમ બોલી તેણે એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. દેવીસીંહની આંખમાંથી હજી આંસુ પડવાં જારીજ હતાં. થોડી વાર સુધી બંને અબોલ બેશી રહ્યા, ને જાણે ઉંઘમાંથી જાગૃત થયા હોય તેમ તે એકાએક બોલી ઉઠયો "છટ છટ! આપણે કેવા મૂર્ખ છીએ! આટલામાં નાહીંમત બની જઇ માથે હાથ મૂકી બાયલાની માફક રડતા બેઠા છીએ! સંકટ એ હીંમત અને દ્રઢતાની કસોટી છે! ભવસાગરમાં આફત રૂપી ઉછળતા તરંગોમાં પડેલી જીવનનાવને ખરાબે લાધતી બચાવી સહીસલામત કીનારે લાવવાને હીંમત અને દ્રઢતારૂપ સુકાનીઓની જરૂર છે! અને આપણે એનુનોજ ત્યાગ

કરીએ છીએ! કેવી મૂર્ખાઇ! બસ, ભાઇ દેવીસીંહ ઉઠ! આપણે ઇશ્વ-રપર ભરોસો રાખી હીંમતથી પડેલી આફત સામે લડીશું! જંગલે જંગલ ભટકીશું! વીકટમાં વીકટ પહાડો ઓળંગીશું, અને ઉંડી ખાઇઓ વટાવી કુંવરીની શોધ કરીશું! હીંમત છે તો પ્રભુની સહાય છે!" આમ બોલતાં તે ઉઠયો, અને તે કયાં જવું તેનો કંઇ પણ ઠરાવ કર્યા વગર એક દીશા તરફ ચાલ્યો.





# પ્રકરણ ૭ મું.



## મ્હેલમાં લોહીની નીક–રાજાને બાંધી ચાલ્યા.

રાજા ચતુરસીંહનો ખાસ વસવાટનો મહેલ ખરેખર નમુના રૂપ હતો જો કે તેનો શ્રૃંગાર આદી ઠાઠ માઠ ઉત્તમ વીલાસ સ્થાનની મોહક સુંદરતા દર્શાવતો હતો તોપણ તેની ભીતરની રજા રચનામાં તેની ક્રુર વૃતીની કેટલીક યુક્તિઓ સમાયેલી હતી પ્રપંચી માણુસની જીંદગી સાથે સબંધ ધરાવતી સર્વ વસ્તુઓમાં કાંઇક તેની કુબુદ્ધિનું બળ હોય એવો સંભવ છે આ મહેલ જો કે ખાસ રાજાને પોતાને વસવાટ માટે અને વીલાસ ભોગ ભોગવવાના સાધનોથી ભરપુર હતો તોપણ તેમાં તેના દુષ્કર્મોથી ડંખના હૃદયમાં ધાસ્તીની છાયાથી તેણે એમાં કેટલીક લોખંડની બંધનગૃહ (કેદખાના) જેવી કોટડીઓ બંધાવી હતી આ કોટડી જો કે તદન લોખંડના સળીયાથીજ સઘળો ભાગ ખુલ્લો દેખાય એવી રીતે બાંધેલી હતી તો પણ તેમાં તેની કાંઇક પ્રપંચી યુક્તિ તો હતીજ.

પ્રપંચી કૃત્યોમાં ભયંકર સમય વધારે આવવાનો સંભવ છે અને તે પ્રમાણે કોઇ બહાદુર અગર સત્યવાદી અગર દુશમનની તરફથી કાંઇ

નડતર થવાનો સમય આવે તો તેવા પાત્રને આ કોટડીમાં સહેલાઇથી કેદ કરી શકાય, અને તે ખુલી હોવાથી તેની પર પુરતી દેખરેખ પણ રખાય. કારણ એવા પ્રબળ દુશમનની ચાલ ચલણ માટે દરેક પળે ધ્યારતી રાખવા જેવું હોય છે એમ પાપી હ્રદયો માને છે.

આવી એક કોટડીમાં કુમાર વીરસીંહ અત્યારે હાથ અને પગમાં લોખંડના મજબુત કળાવાળી સાકળોથી સીકડાયેલો ઉભો હતો, તેની આ દશા કેટલી દયાજનક હતી તેનો ખ્યાલ તેના મુખપર દ્રષ્ટી કરતાં સહેજ સમજાતો હતો ઉમંગી સ્વતંત્ર અને શૌર્યવાન તેજોમય મુખ પરં ભયંકર કાળાશ છવાઇ ગાઇ હતી.

રાજ્ય તેજ નામ, સત્તા અને સ્વતંત્રતાનો મદભર પ્રકાશજ રાજાની દેહને વધારે પ્રભા દરશાવે છે. એ મહદ તેજની ખામીથી રાજાની દેહવાળો આત્મા કુદરતી રીતેજ સાધારણ માણસ જેવો ભાસે છે. આ પ્રમાણે અત્યારે કુમાર વીરસીંહની તેજોમય ભવ્ય મુખ મુદ્રાપર કનીષ્ટ સ્થીતીના વીચારની સતા પુર્ણ બળથી છવાઇ રહી છે. તેમ કેટલીક ચીંતાઓ ઉત્પન્ન કરનારી તીવ્ર લાગણીઓ તેમાં મદદ રૂપ થઇ એ ભવ્ય અને મહદ પ્રભા વાળા મુખ પર વીશેષ કનીષ્ટતા ધરાવી રહી છે. જે હસતું અને દમામી મુખડું હજારો માણસોનો હ્રદયપર સત્તા ચલાવતું તેજ મુખડું અત્યારે પોતાની દેહને પણ ઉત્સાહ આપી શકતું નથી ? અહા ! આ કેટલો ફેરફાર ! આ કેદખાનાનું સ્થળ તેની રચના અને તેમાં રહેતા કેદીઓએ સઘળું જેમ વીચીત્ર છે. તેમ તેના પર પહેરો ભરનાર અને તેનો બંદોબસ્ત રાખવાની રીતી પણ વીચીત્ર છે.

આ કેદખાનાની આજુ બાજુ સ્ત્રીઓ કમરપર ખુલા કાબુલી છરાઓ લટકાવી પહેરો ભરે છે તે પહેરો ભરે છે તે પહેરો અચુક છે

અને તેમાં કોઇ પણ રીતે કસુર થવાનો સંભવ નથી કારણ તેની પર દેખરેખ રાખનાર જમાદાર તરીકે અને કેદખાનાના દારોગા તરીકે ખુદ રાજાનીજ દ્રષ્ટી છે.

આ વીચીત્ર કેદખાનાનું કારણ પ્રપંચી બુદ્ધિમાં બહુ રૂપીઓની ચાલાકીની ખાસ્તી સ્પષ્ટ દેખાય છે અને ખરેખર આ તેની ગોઠવણ જો પોતે કાયમ દારોગા તરીકે હાજર રહી શકે તો અદ્દભુતજ કહી શકાય તેવી છે. પરંતુ એ પ્રમાણે કાયમ ગોઠવણ રહેશે કેમકે તેની સત્તા તો સમયના હાથમાં છે. સમય ચાહે તેમ ફેર-ફાર કરી શકે છે. તો ક્ષુદ્ર પ્રાણીની અલ્પ યુક્તિ શી ગણત્રીમાં આ ગહન બંદોબસ્ત માટે વીચાર કરવાનો હજુ સુધી વીરસીંહને તો વખ-તજ મળ્યો નથી તે તો પોતાની હ્રદયનીજ વ્યથામાં ગુંથાઇ રહ્યો છે અને જુદી જુદી લાગણીઓના તરંગને અનુસારે જુદા જુદા અંતઃક-રણોમાંથી ઉદગારો કહાડે. તેમાં નવાઇ શી !

પ્રેમ, પ્રેમ. તારી આ કેવી અદ્દભુત શક્તિ ! શું તું પ્રીયકર છે ! નાના એમ સમજનારની ભુલજ છે. તારામાં કાંડી ઉત્તમતા છે, કે તને ગુણીયલ કહેવો ખરેખર તારા શીષ્ય થનારને તો તું દુઃખ રૂપજ છે તેથી તું પ્રીયકર નહીં પણ ધીકાર—અરે નહીં એમ પણ નહીં. તારામાં કાંઇક આનંદ પણ છે તારી શસ્ત્રરૂપ પ્રેમી પ્રીયાના દર્શન અરે એની યાદ માત્ર સ્વર્ગની લહેકી કરતાં પણ વધારે આનંદ દાયક થાય છે ત્યારે તને ચાહું. ના એમ પણ નહી. પણ હા જો તું દીવ્ય સ્વરૂપ હોય પ્રેમીઓને પુજવાને યોગ્ય હોય અને ધર્મ અર્થ કામ અને મોક્ષ એવા ચારે મનુષ્યના મુક્તિરૂપ કાર્યોને સફળ કરનારો હોય તો એ તારા ઉત્તમશસ્ત્રને દુર શા માટે નસાડે છે. અને એ

તીવ્ર કસોટીમાં અમારી તીવ્ર લાગણીને શા માટે ઘસાવી નાખે છે પરંતુ નહીં એ તારી કસોટી ઉત્તમ હશે એથીજ તું તારૂં સ્વરૂપ ઓળખાવે છે એ વીયોગની ભયંકર સ્થીતીથીજ તારી ઉત્તમતા સીદ્ધ કરવા ચાહે છે પણ તેથી આ દેહ આ મન અને આ આત્મા કેટલો દુખાય છે હણાય છે રીબાય છે તેની તને દયા નથી. દીવ્ય શક્તિઓમાં દયા એતો મુખ્ય ગુણ હોય છે ત્યારે તેથી વીરૂદ્ધ તું તો નીર્દય અસુર જેવો છે. એથીજ અમોને તારી ઉતમતા માટે શક ઉત્પન્ન થાય છે. એટલામાં પહેરો ભરનાર એક સ્ત્રીએ પગનું ઝાંઝર ખખડાવ્યું કે કુમારના ચાલતા વીચાર ઉડી ગયા અને બીજા પ્રવાહમાં પડયો ' અરેરે ચંદ્રકળા હૃદયકળા દીવ્ય કળા તારો પ્રકાશ કોઇ વીરૂપ સ્થળે ફેંકાતો હશે જેને એની તૃષા છે તે ટળવળે છે. ત્યારે એ અમૃતરૂપી દ્રષ્ટીનું વહન કોઇ ભયંકર શીલાઓ અને અધમ સ્થાન પર વહેતું હશે.

જેને જેની જરૂર છે તેને તે ન મળતાં જેને તેની કાંઇ પણ કદર નથી ત્યાં નાહક આથડે છે.

બીજ વીના નારી રતન અને આમ્ર ફળમાં બીજ એ ન્યાયમાં કુદરતની શી ધારણા હતી જમીનપર ફેલાયેલી વેલો કે જે પોતાને ટટાર થવા માટે બીજાના આશયની જરૂર છે તેનાપર મોટમોટા ફળ લગાડી દીધાં અને હજારો વર્ષ સુધી કુદરતના કોપ રૂપ પ્રબળ વાયુ સામે ટકર ઝીલી શકનાર વડ જેવા વૃક્ષપર નાની નાની પેપડીઓ વળગાડી આ તારો ઇંનસાફ કયા પ્રકારનો કદાચ એમાં પણ તારી કાંઇ જુદી ધારણા હશે પરંતુ મારી પ્રેમી પ્રીયા માટે તો તેં આ અન્યાય કર્યો છે એટલામાં કુમારના વીચારમાં ભંગ પાડનાર તેજ સ્થાનમાં દોડાદોડી થવા લાગી. કેટલીક દાસીઓ હાથમાં જુદી જુદી

જાતના આસનો લાવી ગોઠવવા લાગી. કેટલાક તે સ્થળમાં દીપકો સળગાવવા લાગી. અને કેટલીક તે સ્થાનને શ્રંગારવા લાગી. આ તૈયારી અને તે પણ ઘણીજ ઝડપથી થતી જોઇ કુમાર વીરસીંહ અજબ થયો.

વખત જતાં આ ઠાઠમાઠ વધતોજ ગયો. કુમારના કેદખાનાપર પહેરો ભરનાર દાસીઓ પણ વધારે હુશીયારીથી પહેરો ભરવા લાગી.

આ સ્થળ જો કે કચેરીને લાયકનો મોટો ભવ્ય ઓરડો હતો પરંતુ તે કાંઇ વીલાસ સ્થાન અગર સયનગૃહ તરીકે ઉપયોગી થાય તેમ નહોતો, છતાં આ થતી ગોઠવણ તો ખાસ વીલાસ સ્થાનને ઉપયોગી હોય એમ જણાયું. કુમારની ઉદાસીનતા અને પ્રેમ તો કયાંય ભુલાંઇ ગયા, અને આ વળી નવી રચના શું હશે તેના ખ્યાલમાં ગુંચવાયો.

જ્યારે આ સ્થાન રમણીય મંદીર સમાન ઝગઝગતું થઇ રહ્યું ત્યારે એ સગવડ કરનારી સર્વ દાસીઓ ત્યાંથી નીકળી ગઇ. અને કુમારની પર પહેરો ભરનારી ચાર સ્ત્રીઓ સીવાય કોઇ ન રહ્યું, પરંતુ સામેના ઓરડામાં કેટલીક ગડબડ થતી હોય એમ જણાયું અને તરતજ રાજા ચતુરસીંહ ધીમે પગલે કુમારની સામે આસન પર આવી બેઠો.

આ વખતે રાજાએ અદભુત ઠાઠ કર્યો હતો, તેના સર્વ અંગ આભુષણો અને બારીક રેશમી વસ્ત્રોથી સૌંદર્યવાન દેખાતા હતા પરંતુ તેના મુખ પર તો એજ પ્રપંચી કાળા કૃત્યોની છાપ ઓર વધારે દેખાતી હતી.

હજુ રાજા ચતુરસીંહ નીશ્ચીંત થઇ બેઠો નથી એટલામાં અંદરના દ્વારમાંથી બે રમણીઓ એકદમ દોડતી આવી એકદમ રાજાની બગલમાં જઈ પડી.

આ રમણીઓની પીઠ કુમાર તરફ હતી જેથી તેઓ ઓળખાણી નહીં, પરંતુ આવું લજ્જારહીત કાર્ય તેની નજરે કરવામાં એ અધમ રાજાનો શું હેતુ હશે, તે કાંઇ સમજાયું નહીં. જો કે કુમાર વીરસીંહને એની આવી નીચ કૃત્યથી ક્રોધ ઉપજ્યો તો પણ તે બાબત પોતે બંધનમાં છે એ ખ્યાલથી દરગુજર કરી રહ્યો. એટલામાં તો તેમાંની એક રમણીનું મુખ રાજાએ પોતાના હાથોમાં પકડી કુમાર તરફ ફેરવ્યું અને તેના પર ચુંબન કર્યું. એનું મુખ જોતાં કુમારે એને તુરત ઓળખી, તો પણ નીશ્ચય કરવા તે મહા મુશકેલીએ શાંત રહી શકયો.

ચતુરસીંહ રાજાએ તે બંને સ્ત્રીને પોતાની બાજુમાં ખેંચી લીધી અને તે બંનેના મુખ કુમારે સ્પષ્ટ રીતે જોયાં.

અરે આ શું ચંદ્રકળા અને ચપળા! અહા! એમ બોલતો કુમાર ઉછળીને ઉભો થયો અને કાંઇ શોધવા લાગ્યો. શું આ સત્ય હશે? હાજ તો એમાં શંકા શું રહી. પરંતુ ચંદ્રકળા પણ એને આધીન થઇ ગઇ! અરે તેનો મારા તરફનો પ્રેમ ક્યાં છુપાઇ ગયો.! નીચ રંડા! સ્ત્રી જાતનો ભરોસો શો! પણ જીવ સબુર! કદાચ એના પર બળાત્કાર થતો હશે તો કોઇ પણ પ્રકારના જુલમથી એની આવી ગતી થઇ હશે તો. અરે પણ મુર્ખ મન શુ! ફોકટ ફાંફાં મારે છે. શું મેં જોયું કે તે દોડતી તેની પાસે આવી અને ભ્રષ્ટ–ક્રીયા કરી છતાં પણ કાંઇ બોલી નહીં. વળી જો તેના પાસમાં તે તો આનંદી મુખે બેઠેલી છે. બસબસ થઇ ચુકયું! ધીકાર છે મારા પ્રેમ અંધપણાને! ખરેખર હું આંધળોજ બન્યો છું, ભર્તૃહરી તારો અનુભવ ખરો છે. તારા ઉદ્દગાર સત્ય છે! આહ! આ કેવી ભયંકર સ્થીતી! અરે પણ આ મારા

પ્રેમનો કેવો બદલો કે મારીજ સામે તે એટલી બધી બદલી ગઇ! શું તે મને દેખતી નહીં હોય, એમ કેમ બની શકે? મારી સામેજ બેઠેલ છે, છતાં એટલી બધી અંધી એની આંખ પર છવાઇ ગઈ હોય એ કેમ મનાય! બસ હદ થઇ! હવે મારી જીંદગી કાંઇ પણ કામની નથી! અરે! અરે! જો વળી તેણે તો મારી સામે તીરછી નજર કરી મુખ મલકાવ્યું! કેટલી બધી અધમતા! અરે ઇશ્વિર! બેડીઓનો આ ભાર મારાથી સહન નથી થતો.

આમ કુમાર બકયો જાય છે. અને લોખંડ સાથે તોડવછોડ કરે તો અથડાય છે, એ જોઈ રાજા ચતુરસીંહ શાંત મુદ્રાથી બોલ્યો.

મુર્ખ કુમાર! આનું નામ તે જીત કહેવાય! દુનીયામાં આ વીજય મેળવાય છે. જો નજર કર! આ મારી ફતેહનો સાજ!

ચુપ ચંડાળ! મારી સામે બોલવાની તું એટલી બધી કેમ હીંમત કરી શકે છે. મારા હાથનો સ્વાદ દ્દંદયુદ્ધમાં ચાખ્યો હતો, તે ભુલી ગયો છે કે શું? વીરસીંહ જોરથી સાંકળને આંચકો મારતા બોલ્યો, ત્યારે જ આમ બોકડાની માફક બરાડી રહ્યો છે એજ તારી શક્તિ કે બીજું કાંઇ બળ છે. ' ચતુરસીંહે ચંદ્રકળાના ગળામાં હાથ નાખતા બોલ્યો.

કુમાર એકદમ ઉછળ્યો અને બે સળીયા બે હાથથી પકડી હચમચાવી પોકારી ઉઠયો.

દગાખોર પાપી તું તારા દગાથી ફાવી ગયો છે પણ સીંહના પંજાનો પ્રહાર કેવો ભયંકર છે. તે ભુલી ન જા તું! ચતુરસીંહે કહ્યું કે, બેં બેં કરતી બીચારી બકરી ખાલી તારો સ્વર ખરાબ શા માટે કરે છે? હવે તારાથી શું થાય છે, મારી સત્તા સામે અકલના અંધ તું કેટલે સુધી ટકી શકનાર છે, તે હું જાણી ગયો છું, કુમાર આ ઝેરી ભાલા જેવા શબ્દો-

થી વીંધાઇ ગયો અને અનહદ બળથી વળી લોખંડ પર બળ અજમાવ્યું અને ગર્જના કરી સીંહ પીંજરામાં પુરાયેલો જોઇ તેની છેડ કરનાર પ્રપંચી શીયાળ્યો તું ફુલાઈ રહ્યો છે, પણ તારૂં મુખ તપાસ આરસીમાં જો કે તું સીંહ નથી પણ મદથી ફુલેલો માંકડો છે. કુમાર બસ કર મને વધારે અપમાન કરવાથી તારો અંત જલદીથી આવશે. નાહક મહોત શા માટે માગી લયે છે. ચતુરસીંહ ક્રોધથી બોલ્યો. કુમાર કાંઇક ધીમે સ્વરે બોલ્યો.

શું તું મને મહોતની બ્હીક બતાવે છે. બાયલા ! પણ જાણુ કે મહોત તો વીરપુરૂષનો દોસ્ત છે. મહોતથી તારા જેવા કાયર કંપે છે, એ મહોતના પંજાથી લાલચુના હૃદયો થડકે છે, એ મહોતનું નામ સાંભળતાંજ તારા જેવા બાયલા હીંમત હારી જાય છે, તેની ભયંકર ગર્જનાથી તારા જેવા ભુંડણા સ્ત્રીઓના આશરા તળે છુપાય છે.

અમારો તો એ મીત્ર છે, તેની તું મને બ્હીક બતાવે છે, નમાલા, આ સાંભળી રાજા ચતુરસીંહ તો હસવા લાગ્યો. એમ કુતરાની માફક ભસવાથી શું હાથીની મહતા ઓછી થાય છે, ખરો શુરવીર અને બળવાન એજ છે કે જે જીતેલો છે અને નીર્માલ્યપણું તારા આ બંધીખાનામાં સંભળતા દેખાવથી જ જણાઇ આવે છે.

હું નીર્માલ્ય છું, તે તને દેખાડી આપું છું, એટલું બોલતાં જ કુમારે અદભુત કુદકો મારી સળીયાને આંચકો માર્યો કે જે લોખંડના સળીયા અનેક શસ્ત્રથી પણ ન ત્રુટી શકે તે સહજમાં કટકા થઇ ગયા, અને કુમાર બહાર કુદ્યો. પરંતુ સાંકળ પગમાં ખેંચાવાથી જરા ખમચાઇ વળી આંચકો માર્યો, જે વખતે સળીયા ભયંકર અવાજ સહીત ત્રુટી ગયા તેજ વખતે રાજા ચતુરસીંહ તો આ ભયંકર પ્રસંગ જોતાંજ ચેતી

ગયો, અને તેથી તે એક કુદકામાંજ દ્વારની બ્હાર નીકળી ગયો.

એટલામાં તો કુમારે બીજો ઝટકો માર્યો અને પગમાં ભરાયેલી સાંકળ ત્રુટી ગઈ કે કુદકો મારી હાથમાં રહેલી લોખંડ કળાથી ચંદ્રકળાના માથા પર પ્રહાર કર્યો અને એજ બળથી ચપળાના મસ્તક પર પણ બીજો પ્રહાર કર્યો.

આ અદ્ભુત બળથી કરેલા પ્રહારથી તે બંનેના માથાંની ખોપરી ફાટી ગઇ અને ચારે બાજુ લોહીનો રંગ છવાઇ રહ્યો. આ કાર્યથી કુમારની આંખમાં વીશેષ ખુન ભરાયું, અને ચારેગમ જેમ પીંજરામાં ખુબ છેડાઇ અત્યંત પીડા પામેલો સીંહ કાંઇપણ ધાસ્તીથી ન ડરતાં મેદાનમાં ગર્જના કરે છે તેમ તે આ ભવ્ય મંદીરની વચ્ચે વીક્રાળ મુખ કરી ઉભો રહ્યો, પણ તાકાત કોનામાં હતી કે તે સીંહની સામે આવી પોતાનું કેસરીપણું બતાવે.

એટલામાં રાજા ચતુરસીંહ બીજા દ્વારમાંથી શું બન્યું છે તે જાણવા માટે નજર કરી, તેનાપર કુમારની નજર પડતાં જ એકજ કુદકો મારી કુમારે તેને પકડી પાડ્યો. પરંતુ આ અચાનક બળ સહીત તેનાપર કુંવરની તડાપ પડવાથી તેતો ધાસ્તીને માર્યે બેશુદ્ધ થઇ પડી ગયો. એટલામાં બલસીંહ અને દેવસીંહ બહાર નીકળી આવ્યા, અને બહાર નીકળતાંજ બલસીંહે પડકારો કર્યો કે, 'શાબાશ વીર પુત્ર, શાબાશ! ધન્ય છે શુરી ક્ષત્રાણીની કુખને દીપાવનાર વીર ખરેખર ક્ષત્રી સીંહનું કામ કર્યું છે!"

એટલામાં દેવીસીંહે ચાલાકી વાપરી ચતુરસીંહના અંગપર ચડી બેઠો અને બેશુદ્ધીની દવા તેના નાકમાં ખોસી દીધી કે તરતજ ઉભો થઇ પોતાની કમરેથી ચાદર કહાડી તેમાં ચતુરસીંહને બાંધી પોતાની પીઠપર એ ગાંસડો લીધો.

કુમાર તો ખુનપર આવેલો હતો, તેથી હજુ શાંત થયો નહોતો. પરંતુ અચાનક બલસીંહ અને દેવીસીંહના મેળાપથી તેની વીર વૃત્તી શાંત પડી હતી.

કુમારનું ઉગ્ર સ્વરૂપ જોઇ બલસીંહે ધીમેથી કહ્યું કે, 'કુમાર! સીંહને યોગ્ય કરતાં પણ આપે વધારે કર્યું છે' તો હવે અમારી સાથે સત્વર ચાલો, કારણ આ સ્થીતીમાં વધારે વખત અહીં ટકવું વાજબી નથી. આમ કહેતાં કુમારનો હાથ પકડી બહાર ધસડી ગયો.

ત્યાં ઉભેલી પેલી કાબુલી છરાવાળી દાસીઓ તો આ અદભુત પ્રસંગથી પુતળા જેવીજ ઉભી રહીઓ તેમ આ સ્થળે કોઇ પુરૂષ પણ હતો નહીં, જેથી તે ત્રણે જણા નીરવાધ્ને બહાર નીકળી ગયા.

કુમારનું ચીત્ત તદન બદલાઇ ગયું હતું. તેની વૃત્તિ તદન જુદીજ થઇ ગઇ હતી. માતપીતાની ચીંતા, નવલગઢના રક્ષણનો વીચાર, બલદેવસીંહ તરફનો સ્નેહ, એ સર્વ તેનાં અંતઃકરણમાંથી દૂર થઇ ગયાં હતાં. પુતળાની માફક કુમાર બલની સાથે કીલ્લાની બહાર આવ્યો. ચતુરની ગાંસડી પીઠપર ઉપાડી દેવીસીંહ આગળ આગળ ચાલતો, જેની પાછળ બલસીંહ કુમારનો હાથ પકડી જતો હતો. તેઓ કયાં જતા હતા, તેનું કુમારને કંઇ ભાન નહોતું. પ્રહર દીન ચઢતાં સુધીમાં તેઓ ઘણે દૂર ઘીચ જંગલમાં જઇ પહોંચ્યા, એટલે ત્યાં વીશ્રામ લેવાના વીચારથી બલદેવસીંહે દેવીસીંહની પીઠપરથી બોજો તેણે ઉતારવાનું કહ્યું. તેની ગાંસડી એક બાજુએ મૂકીને પોતાની કમ્મરે વીંટાળેલો દુપટો છોડી કુમારને બેસવા માટે ત્યાં પાથર્યો અને બલે તેને બેસવાનું પણ કહ્યું, પણ તે દીગમૂઢ સરખો નીચી નજરે ઉભોજ રહ્યો. કુમારની આવી હાલત જોઇ બલસીંહ ગભરાયો. કુમારના ચહેરાપર ફીક્કાશ છવાઇ રહી હતી.

બન્ને કુમારને બેસાડવાને તેનો હાથ ખેંચ્યો, જે સાથે તરતજ કુમાર બેસી ન જતાં ચતોપાટ પડી ગયો. આથી તેના માથામાં એક પથ્થર વાગ્યો, અને લોહી વહેવા લાગ્યું. આંખોના પાંપણ ખુલ્લાજ રહી ગયા, અને કીકીઓ સ્થીર થઇ ગઇ. બેભાન હાલતમાં કુમાર લાંબા લાંબા શ્વાસ લેવા લાગ્યો. આ જોતાં બલસીંહની હીંમત જતી રહી, કુમારના જીવન માટે તેના મનમાં ચોર પેશી ગયો, તેનું હૈયું હાથથી જતું રહ્યું, અને તે મ્હોટેથી રડી પડ્યો. દેવીસીંહજીનું હૈયું પણ ભરાઇ આવવાથી તે કલ્પાંત કરવા લાગ્યો. "હાય, કુમાર ! શું તમે ખરેખર દુનિયાનો ત્યાગ કરી ચાલ્યા ગયા !" કુમારનું મસ્તક પોતાના ધુંટણપર મૂકી તેના મુખ તરફ જોઇ બલસીંહ રૂદન કરવા લાગ્યો. "અરેરે ! કયે કાળ ચોઘડીએ રાજકુંવરી માટેના પ્રેમના અંકુર કમારા અંતઃકરણમાં ફુટી નીકળ્યા કે આજે આ હાલત થઇને જીવનદોરી આટલેથી તુટી ગઇ !" બલસીંહ હજી આગળ બોલવા જતો હતો એટલામાં તેની પાછળથી એકાએક ગંભીર અવાજ સંભળાયો—"નહી ! કુમારની જીવનદોરી તુટી નથી ! તે બહુ લાંબી છે ! રાજકુંવરી તરફના પ્રેમના બીજ કાળ ચોઘડીઆમાં નહી પણ ઘણાજ શુભ મૂહુર્તમાં રોપાયલાં છે, અને તેમને અંકુર ફુટી યોગ્ય સમયે તેમાં મીઠાં ફળ પણ આવશે, તેનું અપૂર્વ સુખ કુમાર ભવીષ્યમાં ભોગવશે ! કુમાર રાજકુંવરીની સાથે પરણી ચીત્રપુરની રાજ્યાસને બીરાજશે અને તે શીવાય અન્ય દેશો ઉપર પણ તેમની વીજયી ધ્વજા ફરફરશે ! રાજકુંવરીની કુખે બે પુત્ર રત્ન પાકશે, જેઓ પણ પોતાના પીતા કરતાં અધીક તેજસ્વી અને પરાક્રમી નીવડી દુનિયામાં નામના કરસે !" આ સાંભળતાં બલસીંહ અને દેવીસીંહ રૂદન કરતાં બંધ પડી તે એક ચીત્તે સાંભળતા હતા. અવાજ

બંધ થતાં તે કયાંથી આવ્યો હતો અને કોણ બોલતો હતો તે જાણવા તેઓ આતુરતાથી આસપાસ જોવા લાગ્યા, અંતકાળની પથારીએ પડેલા મનુષ્યને ફરી જીવન આપનાર અમૃત સરખા ઉપલા વચનોએ બલસીંહ અને દેવીસીંહના અંતઃકરણમાં મીઠી અસર કરી. બલસીંહ બોલી ઉઠયો. “અરે, આ હું શું સાંભળું છું ! અમૃત સરખા આ વચનો કોણ બોલ્યું ? કુમાર બે તેજસ્વી અને પરાક્રમી પુત્રરત્નના પીતા થશે ! કેવી આનંદદાયક ખબર ! શું આ આકાશવાણી હશે ? કેમ જાણી શકાય ! કોને શોધું ? કયાં શોધું ?” દેવીસીંહ ઉઠીને જે તરફથી અવાજ આવ્યો તે તરફ શોધતો હતો, પણ તેને કોઇનો પત્તો મળ્યો નહોતો, એટલામાં અવાજ પાછો સંભળાયો “અરે, આ તરફ શોધો !” તરતજ બલદેવસીંહે પાછળ ફરી ઉંચી નજર કરી તો શાંતીનાથ જોશીજી એક ઝાડપરથી નીચે ઉતરતો જણાયો, જેને જોઇ બલદેવીસીંહ અને દેવીસીંહની અજાયબીમાં વળી વધારો થયો. જોશી શાંતીનાથ બલસીંહની સામે આવી ઉભો, અને બોલ્યો “આપ મને જોઇ લેશ પણ અજાયબ થશો નહીં, ભવીષ્યમાં બનનારી સઘળી બાબતો મેં સત્ય કહી છે. રાજા ચતુરસીંહજીનું નીમક ખાઇને હું આપના હીતની ખબરો શા માટે આપું છું, તે માટે મનમાં લેશ પણ અંદેશો આણવાની જરૂર નથી કેમકે, હું એમ શા માટે કરૂં છું તેનું કારણ પણ ટુંક સમયમાં તમારા જાણવામાં આવશે, મને આપ મને આપનો એક ખરો સ્નેહી ગણશો પણ તે પહેલાં કુમારને સચેત કરવાની તજવીજ કરીયે !” આમ કહી તેણે આસપાસ નજર કરી ત્યાં જંગલમાં ઉગેલી આસમાની રંગના ફુલવાળી ઝીણાં ઝીણાં પાંદડાંઓ સાથેની એક જડી તોડીને પોતાના હાથમાં ચોળીને તેના રસના બે ટીપાં કુમારની ઉપાડી રહી ગયલી

આંખોમાં રેડ્યાં, અને હાથમાં કુચો રહ્યો હતો તેની લુગદી કરીને કુમારના તાળવામાં મૂકી, અને કુમાર શુદ્ધિમાં આવવાની આતુરતાથી રાહ જોતો તેની સમીપ બેઠો. અરધી ઘડી પણ વીતી નહોતી એટલામાં કુમારની આંખોનો રંગ એકાએક બદલાઈ ગયો. આંખો મીચાઇ ગઇ. ધીમે ધીમે હાથ પગમાં પણ ગતી આવવા માંડી, ને ઉપરાચાપરી ત્રણ છીંકો આવતાંની સાથેજ કુમાર શુદ્ધિમાં આવી આસપાસ નજર કરતો અજાયબીમાં બેઠો થયો, અને પોતાની સામે શાંતીનાથ જોશી તેમજ બલસીંહ અને દેવીસીંહને બેઠેલા જોઇ પૂછવા લાગ્યો—"અમને શું થયું હતું ?" આ જોતાંજ બલસીંહ અને દેવીસીંહના આનંદનો પાર રહ્યો નહી. આનંદથી ઊછળતા અંતકરણે બન્ને સઘળી વીતક વાત કુમારને કહી, જે જાણતાંજ કુમારે શાંતીનાથ જોશીને નમન કરીને કહ્યું "જોશીરાજ, અમારા ઉપર આપે આટલી બધી કૃપા શા માટે કરી તેનું કારણ સત્વર જણાવો !"

"કુમાર ! સઘળી પ્રભુની માયા છે !" જોશીજીએ જવાબ આપ્યો "આપની સેવામાં આ દેહ અર્પણ કરવાની મારી ઇચ્છા થઇ કેમકે, રાજા ચતુરસીંહને માણસની કદર નથી. તે ગુણવાનનું કદી સન્માન કરતો નથી ! તેની સાથે રહેવાથી આપણા ગુણ ઉપર પાણી ફરી વળે છે. તે બેહદ સ્વાર્થી અને અધર્મિ છે ! કોઇ સેવકો વર્ષો સુધી તેની સારી સેવા બજાવી હોય પણ એકાદ કામ જો તેને હાથે બગડી જાય તો પછી તે બીચારાની વર્ષોની બજાવેલી સેવા ધુળ મળી જાય છે, અને નફામાં તેને ભારે શીક્ષા સહેવી પડે છે ! તેના એક પાપી બેકદર અને દરેક રીતે નાલાયક રાજાની સેવામાં મારા સરખો એકમાર્ગિ લાંબો સમય કેમ ટકી શકે ? તેની સેવામાં

દરેક વાતે મારે નીરાશ થવું પડ્યું છે, અને તેથી હવેથી આપની સેવામાં આ દેહ અર્પણ કરવાનો મેં નિશ્ચય કર્યો છે, કેમકે આપ ગુણીઅલના કદરદાન છો! મારી સત્યતા પૂરવાર કરી આપની સેવામાં મને અંગીકાર કરવાને આપને રીઝવવાને હું ઘણા દીવસથી તક શોધતો હતો, જે આજે મળી છે. રાજા ચતુરસીંહની ચાલાકી અને ઠગાઇથી ભૂલાવવામાં પડી જવાથી આપનાપર આજે ભારે સંકટ આવી પડનાર છે, તેનો ભેદ ખુલ્લો કરી મારી સત્યતા દાખવવા હું આવ્યો છું!" પંડીતજીના છેલ્લા વાક્યે સઘળાઓને ચમકાવી દીધા. ત્રણે જણ તેની વધુ પાસે જઇ બેઠા. "ચતુરસીંહે શું ચાલાકી, કરી ઠગાઇની બાજી રચી એ સર્વ હકીકત હું જણાવું છું!" શાંતીનાથે ગંભીર અવાજે કહ્યું "રાજા ચતુરસીંહની હમેશાં એવી રીતી છે કે જ્યારે કોઇ મ્હોટું કામ કરવાની તેની ધારણા હોય ત્યારે તે વાત સહુથી પહેલા તે હંમેશ મારી સલાહ લે છે, પરંતુ તે કામ કરવાની હું સંમતી આપું યા ન આપું તો પણ તે પોતાના મનનું ધાર્યુંજ કરે, અને તેમાં ઘણોખરો તે નાસીપાસ પણ થયા વગર રહેતો નથી! ગુરુનાથને પણ રાજાની એ રીતી પસંદ નથી."

"પણ અમારી સામે ચતુરસીંહે શી બાજી રચી હતી તે જણાવો જોશીજી!" કુમારે આતુરતાથી પૂછ્યું.

"હવે હું તેજ બાબતપર આવું છું!" શાંતીનાથે જવાબ આપ્યો "જુઓ રાજા ચતુરસીંહે ગઇ રાતે તમારી સાથે જે ઠગાઇની જાળ બીછાવી હતી, તે માટે મારી સલાહ માંગતાં મેં પ્રથમથી ના પાડવા છતાં પણ રાજાએ તેમ કર્યું તો આખરે તેની ધારણામાં તે નિષ્ફળ ગયો, અને નકામાં પોતાના બે કીંમતી ઝવેરો સદાને માટે

ખાત્રી બેઠો. જેનો ખુલાસો મને કુમાર, આપની તરફથી એક કબૂલાત આપવામાં આવે તો જણાવું !"

"શું કબૂલાત જોઇએ છે બોલો ! અમારાથી જે બની શકશે તે તમારે માટે મ્હોટી ખુશીથી કરવાને તૈયાર છીએ !" કુમાર બોલી ઉઠયો.

"જોશીરાજ, કુમારની આપે જે સેવા બજાવી છે, અને તેમ કરીને આપે મારા ઉપર જે ઉપકાર કીધો છે, તેના નજીવા બદલા તરીકે તમો જે વચન માગો તે આપવાને હું તૈયાર છું !" બલદેવસીંહ ઉત્સાહમાં બોલી ઉઠયો.

"બસ કે, આમજ અઈયારી કરશો, અને આમજ ચતુરસીંહના બહુરૂપીઓને પકડશો કે ? બલસીંહ હું કોણ છું ? તમારા કટ્ટા દુશ્મનનો જોશી ! હવે તમારી અત્યાર સુધીની મહેનતપર પાણી ફરી વળે, એવી તમારી પાસે માગણી કરૂં તો તે વચન મુજબ આપશો કે ?" શાંતિનાથે ગંભીરતા ધારણ કરી કહ્યું.

"મ્હોટી ખુશીથી !" બલ ભાર દઈ બોલ્યો "જોશીજી આપે જે કામ બજાવ્યું છે, તે આપનાપર વિશ્વાસ રાખવાને પૂરતું છે, અને તેના બદલામાં આ સમયે તો આપ જે માંગો તે આપવાને ફરી પણ કબૂલાત આપું છું ! બોલો, આપની શી સેવા બજાવું ?!"

"બલદેવસીંહ, તમે તો ભોળા છો ભોળા ! જુઓ ફરી વીચાર કરો ! રાજા ચતુરસીંહની આજ્ઞા મુજબ હું તમારી સંગે કંઇ ઠગાઇ રમતો હોઇશ તો ?" શાંતીનાથે તેને વધુ કસી જોયો.

"તમે ઠગાઇ રમતા હોત તો તમારી રીતભાતના રંગ કંઇ ઓરજ હોત ! જોશીજી, હવે વધુ કશી જોવાની કંઇ જરૂર નથી !" બલદેવસીંહે કહ્યું.

"ત્યારે હુ મારી માગણી રજુ કરૂં છું ! કુમાર તે આપવાને મંજુર રાખવી પડશે ?" શાંતીનાથે કુમાર તરફ જોઈ પૂછ્યું.

"મ્હોટી ખુશીથી જણાવો !" કુમારે જવાબ આપ્યો.

"મહારાજ, આપને આ દાસની એટલીજ અરજ છે કે, આપના બહુરૂપીઓની સાથે મને પણ આપની સેવામાં રાખશો, એવી મને કબૂલાત આપો તો હું સઘળો ભેદ ખુલ્લો કરૂં !" શાંતીનાથે કુમાર તરફ હાથ જોડીને સવીનય જણાવ્યું. કુમારે બલસીંહ તરફ જોયું, અને તે પરથી તેની મનોવૃત્તિ જાણી જતાં બલદેવસીંહે સહર્ષ કહ્યું "કુમાર આપને પોતાના એક સાથી તરીકે મ્હોટી ખુશીથી રાખવાને તૈયાર છે !"

"બસ, આજે હું મને ભાગ્યશાળી માનું છું ! દુનિઆમાં આજે મારા સરખા સુખી બીજા થોડાકજ હશે !" શાંતીનાથ બોલ્યો "મહારાજ આજથી હું પણ પ્રતીજ્ઞા લઉં છું કે, આપની તરફ અંતઃકરણમાં કદી પણ કપટ ભાવ ન રાખતાં આપની સેવા નીમકહલાલીથી બજાવીશ !" આથી બલદેવસીંહ ઉમંગમાં આવી શાંતિનાથને ભેટી બોલી ઉઠ્યો—"આપને પ્રતીજ્ઞા લેવાની કશી જરૂર નથી ! જોશીજી આપની મદદથી હવે મને વધુ હીંમત આવી છે, અને હવે હું વીકટમાં વીકટ કામો પણ સહેલાઇથી પાર પાડી શકીશ !" તે તમે જોશો ત્યારેજ તમારી ખાત્રી થશે ! મને જે દુઃખ થયું હતું તે દુઃખનું ઔષધ આપ જેવા નવા વૈદ તરફથી મળી ચુક્યું છે. પછી શું !

કુમારે પણ આનંદમાં આવી પોતાના કંઠમાંથી મ્હોટી મોતીઓની અમુલ્ય માળા ઉતારી શાંતીનાથને પહેરાવી. "જોશીજી, હવે તમારો ભેદ તો જણાવો ! હજી તમારી હોંસ પૂરણ થઇ કે નહીં !"

આટલી વાર સુધી મુંગે મ્હોડે મનમાં મલકાયા કરતો વીજય ટંકારમાં બોલી ઉઠ્યો. શાંતીનાથે હસીને કહ્યું " કાલ રાત્રીના બનાવનો મુળ ભેદ શો હતો તે જણાવું છું. " કુમાર તેમજ બલદેવસીંહ અને દેવીસીંહ શાંતીનાથ તરફ જોતાં એક ચીતે સાંભળવા લાગ્યા. શાંતીનાથ ગંભીર અવાજે બોલ્યો " જ્યારે આપ બલદેવસીંહ અને દેવીસીંહ સહીત કાન્તાકુંવરીની શોધમાં નીકળ્યા હતા, પણ માર્ગમાં આપને ગુરૂનાથ મળ્યો હતો, તે આપની ધારણા જાણી જવાથી કુમારી અને ચપલાને બીજે છુપે ઠેકાણે રાખવાની ધારણાથી જે ગુફામાં તેમને રાખ્યાં હતાં ત્યાં આપની પહેલાં પહોંચી ગયો, પરંતુ તેના પહોંચવા પહેલાં રાજકુંવરી અને ચપલા ત્યાંથી ગૂમ થઇ ગયાં હતાં–"

" ત્યારે રાજમહેલમાં તેઓ ક્યાંથી આવ્યાં ? બલદેવસીંહે પુછ્યું.

" તે સઘળો ભેદ પણ જણાવું છું !" શાંતીનાથે જણાવ્યું. " જ્યારે કુમાર અને દેવીસીંહને ગુફા આગળ બેસાડી, બલદેવસીંહ ગયા, એટલામાં ચીત્રપુર વીરકાળને લઇને આપની શોધમાં નીકળેલો ગુરૂનાથ ત્યાં જઇ પહોંચ્યો, અને તેમણેજ તઇયારી કરી હતી. વીરકાળે ઝાડીમાં છુપાઇ દૂરથી પથ્થર ફેંક્યો, અને દેવીસીંહ તેને પકડવાને દોડ્યો એટલે પ્રથમથીજ બલદેવસીંહજી સ્વરૂપ ધારણ કરી આવેલા ગુરૂનાથે આપની સમીપ આવી ચાલાકીથી આપને બેહોશ કરી ચીત્રગઢના કીલ્લામાં ઉપાડી ગયો હતો !"

" ખરેખર !" કુલીન બોલ્યો " તેણે આનંદભેર આવીને અમને કહ્યું કે કુંવરીની ભાળ મળી છે, અને તેણીનેજ હાથે ગુંથેલી ફુલની માળા મારે માટે તે લઇ આવેલ છે, એમ કહી તે માળા અમને સુંઘવાને આપી–"

"બસ થયું!" બલદેવસીંહ બોલી ઉઠયો "કુમાર, આપને સખત ચેતવ્યા છતાં આ ત્રીજી વાર ભૂલાવામાં આવી ગયા!" કુલીને કંઇ જવાબ આપ્યો નહીં. શાંતીનાથે આગળ કહેવા માંડ્યું– "બલદેવસીંહની ખરી ચાલાકીની હકીકત તો હવેજ આવે છે! કુમારનાં હૃદયમાંથી કાન્તાકુંવરી તરફનો દૃઢ પ્રેમ ચળી જાય અને આપ નીરાશ થઇ એમની શોધ કરો નહીં, તેટલા માટે ભૈરવનાથ અને ઘસીટાસીંહ નાની ઉમ્મરના હોવાથી તેમને કાન્તાકુંવરી અને ચપલાનાં સ્વરૂપ ધારણ કરાવી તેમની સંગે રાજા હાસ્યવીનોદ કરતો હતો, એટલામાં ક્રોધાવેશમાં આવી જઇ આપે તેમને મારી નાંખ્યા!" આ સાંભળતાં કુલીન, બલદેવસીંહ અને દેવીસીંહના આનંદનો પાર રહ્યો નહીં હર્ષાવેશમાં આવી કુમાર બોલી ઉઠ્યો "પાપીએ ગજબ કીધો! ચાલાકીની અજબ બાજી રચી! પણ કુંવરી હાલ કયાં હશે!"

"ઇશ્વર કરશે તો તેમની આપણે સત્વર ભાળ મેળવીશું!" શાંતીનાથે ધીરજ આપી. કુમારનું નાસીપાસ થઈ ગયલું હૈયું ફરી કાન્તામાં પરોવાયું. નિર્દોષ કાન્તાને દોષીત ગણી તેણીને મનમાં ધીઃક્કારવા માટે કુલીન પસ્તાવો કરવા લાગ્યો. પ્રેમનો ઝરો વધુ સ્થીર થઈ વહેવા લાગ્યો. કેદખાનામાં પોતાના મનમાં થયલા ફેરફારોનું વર્ણન તેણે શાંતીનાથ અને બલદેવસીંહને કહી સંભળાવ્યું. હવે ભવિષ્યમાં શું કરવું, તેનો તેઓ વીચાર કરવા લાગ્યા.

"પ્રથમ રાજા ચતુરસીંહને કોઇ સ્થળે કેદ કરવાની જરૂર છે!" શાંતીનાથે પોતાનો વીચાર જણાવ્યો.

"રાજાને તો અમારી ગુફામાં રાખીશું!" ચતુરે જણાવ્યું.

"પણ તેનું દ્વાર ઉઘાડવાની છુપી ચાવી ગુરૂનાથ જાણી ગયો છે તેનું કેમ?" શાંતીનાથે શંકા બતાવી.

"એ દરવાજાની બીજી એક છુપી ચાવી છે જે બંધ કીધા પછી કંઇ ચીંતા નથી!" બલદેવસીંહ જણાવ્યું "કુમાર હવે આપ નવલગઢ પધારો કેમકે, મહારાજા જયસીંહ આપને માટે ચીંતા કરતા હસે! હવે ચતુરસીંહ આપણા પંજામાં કેદ છે, એટલે લડાઇ તો કંઇ થશે નહી."

"તોપણ ગુરૂનાથને આપ હજી પીછાનતા નથી!" શાંતીનાથ બોલી ઉઠયો. "રાજાને છોડાવવા તે પોતાનાથી બનતો પ્રયાસ કરશેજ, માટે નવલગઢની સરહદપર થોડી સેના રાખવી પડશે"! આ સલાહ બલદેવસીંહને પસંદ આવી, તેને કહ્યું "ત્યારે તો કુમારની સાથે ભાઈ દેવીસીંહને પણ શેરગઢમાં રાખીશું! અને પંડીતજી, આપણે બંને રાજકુમારીની શોધમાં જઇશું!" નવલગઢ જવાને કુમારનું મન માન્યું નહી, પણ બલદેવસીંહ અને શાંતીનાથના સમજાવવાથી તે કબુલ થયો. બલદેવસીંહ દેવીસીંહને કેટલીક અગત્યની સૂચનાઓ કરી અને સાવધાનીથી રહેવાની ભલામણ કરી. આ પછી બીજી કેટલીક વાતચીત કરીને તેઓ ઉઠયા. કુમાર દેવીસીંહ સહીત નવલગઢ તરફ વીદાય થયો, અને બલદેવસીંહ અને શાંતીનાથ બીજે માર્ગે જંગલ તરફ ચાલ્યા.





# પ્રકરણ ૮ મું.

## અદ્ભુત ખંડીયેર.

પહાડી પ્રદેશ અને ઘીચ જંગલોથી ભરપૂર ચીત્રપુરની આસપાસના પ્રદેશમાં આવેલા એક નીર્મળ જળના ખલખલ અવાજે વહેતા નાળાને કીનારે એક ગંભીર વડવૃક્ષની છાયા તળે મધ્યાન્હ કાળને સમયે બે સકોમળ યુવતીઓ બેઠી હતી. બંનેના સુંદર અને કીંમતી વસ્ત્રો ધુળથી મેલાં થઇ ફાટી ગયાં હતાં, જેથી તેઓ જંગલમાં ઉતાવળે મુસાફરી કરીને થાક ખાવા બેઠી હોય એમ અનુમાન થતું હતું. બંનેના વાળના અંબોડા છુટી ગયલા હોવાથી કાળા વીખરાયલા વાળમાં પણ ઘણી ધુળ ભરાઇ ગઇ હતી, અને તેમની સુંદર પણ મેલી થઇ ગયલી મુખમુદ્રાપર નીરાશા અને થાકની ફીક્કાશ છવાઇ રહી હતી. તેમની આસપાસના ભયાનક જંગલમાંથી હીંસક જાનવરોના બરાડાનો અવાજ સંભળાતો હતો. આ સાથે વારંવાર ફુકાતા પવનના સપાટાઓથી અથડાતા ઝાડોનો થતો સુસવાટ મળી જઈ તે સ્થાન વધુ બીહામણું લાગતું હતું. બે યુવતીઓ બેઠી હતી તેની સામે નાળાને પેલે પાર એક રીંછને પાણી પીવા માટે નળામાં ઉતરતો જોતાં બે યુવતીઓમાંથી એક નાની સુંદરી ડરી ગઇ, અને ધીમે અવાજે બીજી પ્રત્યે ભયથી

બોલી "વહાલી સખી, પેલું સામે કીનારે રીંછ જોયું! કદાચ આપણને જોઇ તે આ પાર ઉતરી આવશે તો ?"

"તમે લેશ પણ બહીશો નહીં! આ પાર કદી નહીં આવે!" બીજીએ જણાવ્યું "રાજકુમારી, આ ચપલાને અત્યારે હજી પૂરતી ઓળખી શકયા નહીં! એ રીંછ આપણી તરફ આવવાની તૈયારી કરશે એટલામાં મારી પાસેના તીરોથી એનું પેટ ચીરી નાખીશ! પેલી ગુફા આગળ સીપાઇઓને મારીને ન્હાસતી વખતે તેમના લગભગ બસો તીરો હું ઉપાડી લાવી છું! તમને પણ તીર મારતાં આવડે છે, એટલે પછી ડરવાનું શું છે! લ્યો, એક તીર તમે પણ ચ્હડાવીને તૈયાર થાઓ!" આમ કહેતાં તેણીએ પોતાની ઝોળીમાંથી ભાથાઓનો ઝુંડો કહાડીને એક તીર કુંવરીને આપ્યું, અને તેઓ બંને જણીઓ કમાનપર તીર ચ્હડાવીને સજ થઇ રીંછ તરફ જોવા લાગી, પણ પાણી પી લઇને તે રીંછ નાળાના કીનારાપરના ટેકરાઓ ચઢીને પેલી બાજુએજ થોડી વારમાં જતો રહ્યો. હવે કુંવરી સ્વસ્થ થઈ, અને ચપલા સાથે વાતચીત કરવા લાગી. "સખી આપણે કયાં આવી ચ્હડયાં છીએ. અને આ જંગલમાંથી આપણે કયે સ્થળે પહોંચીશું ? આપણું નગર કઈ તરફ અને કેટલેક દુર હશે ?" તેણીએ પૂછ્યું.

"કુંવરીબા, કંઇ ખબર પડતી નથી!" આસપાસ નજર ફેરવતાં ચપલાએ જવાબ આપ્યો—"ન્હાસવાની ધુનમાં આપણે કઇ તરફ જઇએ છીએ તેનું પણ મને અત્યાર સુધી ભાન નહોતું. નવલગઢની હદમાં ફરવા શીવાય આ જંગલોમાં હું કોઇ દીવસ આવી પણ નથી, એટલે અત્રેના રસ્તાથી માહીતગાર કયાંથીજ હોઇ શકું! નવલગઢથી વીજયગઢ જવાનો સીધો રસ્તો હું જાણતી હતી પણ તે તરફ આજ-

કાલ દુશ્મોનાના સીપાઇઓ માર્ગમાંજ છાવણીઓ નાંખી જ્યાં ત્યાં પડેલા હોવાથી તે તરફ જતાં આપણે ફરી ફસાઈ જઇએ તેથી જંગલને માર્ગેજ આપણે આવ્યાં, પણ ચીંતા નહીં ! ઇશ્વર સહાય છે તો ગમે તેમ કરીને પણ આપણને રસ્તો મળી જશે !" ચકોરીએ ધીરજ આપી, અને કહ્યું. "સખી, હજી સુધી આપણે કંઇ અહાર કીધો નથી તેથી તમને ક્ષુધા વ્યાપી હશે માટે આવો, મારી થેલીમાં મેવો છે, તે આપણે ખાઇને સ્વસ્થ લઇ પછી ક્યાં જવું તેનો વીચાર કરીશું !"

"સખી આપણને જંગલમાં હજી કોણ જાણે કેટલા દીવસો સુધી ભટકવું પડશે માટે મેવો હાલ રહેવા દે ! એ આપણને કોઇ દહાડો ઉપયોગી થઇ પડશે ! આ જંગલમાં ફળ ફુલના ઘણાં ઝાડો છે, તેમાંથી થોડાક તોડી લઇ હાલ ચલાવી લઇશું !" કાન્તાએ જણાવ્યું "બેન, વખતને માન આપી ચાલવું જોઇએ ! આજે તારી પાસેનો મેવો ખાઇશું, પણ આખરે એ જંગલી ફળપર જીવનનો આધાર રાખવોજ પડશે !" તેઓ બંને નાળાના કીનારાપરના ટેકરાઓપર ફળની શોધમાં આમતેમ રખડવા લાગી, અને બોર, જાંબુ, બેર વગેરે તોડીને ખાવા લાગી. આ સમયે બપોરનો સમય વીતી ગયો હતો. ઝાડની ઘટામાં ભટકતી તેઓ ખંડીએર સરખી એક ઉજ્જડ ઇમારત સમીપ જઇ પહોંચી. આ ખંડીએર જોકે ઘણું જીર્ણ હાલતમાં હતું તોપણ તેના દેખાવપરથી આગલા જમાનામાં તે કોઇ રાજમહેલ હોય એવું અનુમાન બાંધી શકાતું હતું. તેની કેટલેક સ્થળેથી ભાંગીને પડી ગયલી ઉંચી દીવાલ જંગલમાં બહુ દૂર સુધી જણાતી હતી. તેના દરવાજા પાસે આવી પહોંચતાં ચપલાએ કુંવરીને કહ્યું "સખી, તમે ઇમારતના ભાંગેલા ઓટલાપર બેસો તો હું આપણે માટે બીજા થોડાક

ફળ તોડી આવું, જે ખાઇને પછી આ ઇમારતની અંદર જોઇ આ-
વીશું કે તેમાં શું છે ?”

“અમારો તો વીચાર એવો છે કે જ્યાં સુધી આપણને નગરનો માર્ગ મળે નહીં, ત્યાંસુધી આપણે આ ઇમારતમાંજ રહીશું અને અ-ત્રેથી કોઇ મુસાફર અથવા કાસદ પસાર થશે તો તેને પુછીને નગર તરફ જઇશું” ઓટલાપર બેસતાં કુમારીએ કહ્યું. “જઇશું ત્યારે ! હું આ સામેના જંગલમાંથી હમણા ફળ તોડી આવું છું !” આમ કહી ચપલા ફળ તોડવાને જંગલમાં ચાલી ગઇ. ચપાલાને ફળ ઝેટલી તોડી પાછી ફરતાં જરા વીલંબ લાગવાથી ખંડીએરના ઓટલાપર કાન્તાના મનમાં અનેક વીચારો આવવા માંડયા. ઘડીકમાં તેણી ચપલા માટે ચીંતા કરતી તો ઘડીકમાં તે ખંડીએર માટે અનેક વી-ચારો કરવામાં ગુંથાતી. તે ખંડીએર અસલના સમયમાં એક સુંદર ઇમારત હશે એમ ધારી ચપલા આવે ત્યાં સુધી એકલી બેસી રહેવા-થી ઉપજેલો કંટાળો દૂર કરવા તેની અંદર ફરીને જોવાનું કુંવરીને મન થયું, અને ઓટલાપરથી ઉઠીને તેણી અંદર ચાલી. ખંડીએરનો દરવાજો મજબૂત અને સારી હાલતમાં હતો, પણ તેને બારણાં નહોતાં. અંદર પ્રવેશ કરતાં કાન્તાએ મ્હોટા ચોગાનમાં એક ભવ્ય ચોરસ ઇ-મારત જોઇ તેનો વચમાંનો ભાગ ભાંગીને પડી જઇ તદન ખંડીએર જેવો થઇ ગયો હતો, પણ આસપાસનો ભાગ હવે કંઇક સારી હાલ-તમાં હતો. જોતી જોતી કુંવરી તે ઇમારતની બાજુના મેદાનમાં આગળ ચાલી તો સામે એક મંડપમાં જઇ પહોંચી જેની ઉપરનાં છજાંનો ભાગ પડી ગયો હતો, પણ થાંભલાઓ સઘળા ઉભા હતા. જ્યાં જ્યાં ઇંટ, પથ્થર અને માટીના ઢગલા થઇ રહ્યા હતા. ઇમારતના પાછલા ભાગ તરફ તેની એક ખુલ્લાં મેદાનમાં જઇ પહોંચી, અને આસપાસ

ની વસ્તુઓ તરફ અજાયબી સહ જોવા લાગી. સંગેમરમરના જીર્ણ થઇ ગયલા કયારાઓ ઠેકઠેકાણે જોતાં, તથા બંને બાજુએ નાની નાની નેહરો સરખા ખાડાઓ તેમજ ભાંગીતુટી ગયલા આરસના ફુવારાઓ પાણીને બદલે ધુળથી ભરાયલા નીરખતાં અસલમાં તે સુંદર મનોહર બાગ હોય તેમ જણાતું હતું. આ જીર્ણ થઇ ગયલા બાગમાં થોડેક ચાલતાં એક ચોતરા ઉપર પથરનો એક મ્હોટો બંગલો નજરે પડયો. કાન્તા પાસે જઇ તે બારીકીથી જોવા લાગી. આ બંગલો સગેમરમરના પથ્થરનો બનાવેલો હતો. કમ્મર સુધી ઉંચા કાળા પથ્થરના ચોતરા ઉપર તેને બેસાડેલો હતો, અને જાણે પેટ ટેકાવીને બેઠો હોય તેમ તેના પગ જણાતા નહોતા. તેના પેટનો ઘેરાવો ઓછામાં ઓછો પંદરેક હાથ જેટલા વીસ્તારમાં હતો. લાંબી ચાંચ અને બંને પાંખનાં પીછાંઓ એવા તો આબેહુબ બનાવ્યાં હતા કે તે બનાવનારની કારીગીરી માટે કુંવરીને અજાયબી ઉપજી. બંગલાની છેક સમીપ જઇ તેના પર હાથ ફેરવીને જોવાનું મન થતાં કુંવરી ચોતરાની છેક પાસે ગઇ તે તરતજ બગલાએ પોતાની મ્હોટી ચાંચ ઉઘાડી દીધી. આ શું થયું ? એથી અજાયબ થઇ કાન્તા ગભરાઇને આગળ વધતી અટકી ગઇ, અને તેની સામેથી ખસી જરા બાજુએ જઈ ઉભી, પણ ત્યાં પણ તેણી ટકી શકી નહીં, કેમકે તરતજ બગલાએ જોરથી તેની પાંખો પ્રસારી દીધી. કાન્તા પણ હીંમતવાન હતી, તેથી પાષાણના બગલાની હીલચાલ જોતાં લેશ પણ ન ડરતાં તેને પાંખ ફેલાવતો જોતાંજ સહેજ પાછળ હઠીને તેની પૂંછડીના ભાગ તરફ જઈ ઉભી, જ્યાં નીચે જમીનમાં પડેલી એક શીલાપર તેણીનો પગ પડતાંજ બગલો એક વાર જોરથી હાલ્યો, અને એકાએક ઝડપથી પાછળ ફરી જઇને પોતાની ઉઘાડેલી ચાંચમાં કાન્તાને ઉપાડી લઇ ગળી ગયો, અને ક્ષણ

વારમાં પાછો ફરી ગયો. આ સાથે તેની પ્રસારેલી પાંખો પાછી સમેટાઇ ગઇ, અને ચાંચ પણ બંધ થઇ. ફળ વીણવા ગયલી ચપલા થોડી વારમાં ઝોળી ભરીને ફળ લઇ ખંડીએર આગળ પાછી ફરી, તો કુમારીને ત્યાં ન જોતાં વીચારમાં પડી. આમ તેમ જોતાં દરવાજા આગળથી ધુળમાં નાજુક પગલાં પડેલાં જોઇ તેણી ખંડીએરની અંદર ગઇ હશે એમ ધારી તેણી પણ અંદર દાખલ થઇ, અને ચારે તરફ બારીક નજરે જોતી ધીમે ધીમે ખંડીએરના અંદરના ભાગમાં ચાલવા લાગી. કાન્તા તો ઉતાવળી ગયેલી હોવાથી આસપાસની વસ્તુઓપર તેણીએ પૂરતું લક્ષ આપ્યું નહોતું, પરંતુ ચકોરી ખંડીએરના દ્વારમાં દાખલ થતાં તેણીને બંને બાજુએ બે મંડપો જણાયા, જેમનાં છજાં ઘણે ઠેકાણેથી ભાંગીને પડી ગયાં હતાં. ઇંટ, પથ્થર, માટી ચુના વગેરેના ન્હાના મ્હોટા ઢગલા થયા હતા. મંડપની દીવાલપર ચીત્રેલાં ચીત્રો સાફ જણાતાં હતાં. ચપલા અજાયબી સહીત તે ચીત્રો જોવા લાગી. કોઇનું નાક ખવાઇ ગયું હતું તો કોઇના માથાનો કોઇના પગનો, કોઇના હાથનો એમ દરેક ચીત્રોનો થોડો થોડો ભાગ ભાંગીને ખરી પડયો હતો, જેથી તે ચીત્રો પણ બીહામણાં લાગતાં હતાં. ચીત્રો જોતી ચપલા આગળ ચાલી તો માટીના મ્હોટા ન્હાના ઢગલાઓ શીવાય કોઇ પણ સ્થાન ખાલી જણાયું નહીં, જેમાં જંગલી ઝાડો ઉગી નીકળ્યાં હતાં. આ ટેકરાઓ ઓળંગીને ચપલા પેલા મેદાનમાં જઈ પહોંચી, એટલે કુમારીને ગળી જનાર પેલા બગલા ઉપર તેણીની દૂરથી નજર પડી. આસપાસ બીજી વસ્તુઓને જોવાનું છોડી દઇ તેણી પેલા બગલા પાસે જઇ જોવાને ઉભી રહેતાંજ બગલાએ પહેલાંની માફક ઝડપથી પોતાની ચાંચ ઉઘાડી. આ જોઇ ચપલાને અનહદ અજાયબી ઉપજી, અને તરતજ તેણી બે ડગલાં પાછળ હટી ગઇ, એટલે તરતજ બગલાની ચાંચ

પણ બંધ થઇ ગઈ. "આ બગલામાં શો ભેદ હશે ?" ચપલા વીમાસણમાં પડી–"એનો ભેદ જાણવા માટે શું કરવું જોઇએ ? પણ તે પહેલાં કુંવરીની શોધ કરવી જોઇએ, કેમકે આ ખંડીએર કોઈ અસલી તલેસમ હોય એવું જણાય છે, તેથી કદાચ ફરતાં ફરતાં કુંવરી કોઇ સ્થળે ફસાઇ ન જાય તેની સંભાળ લેવી જોઇએ ! પણ અત્યાર સુધીમાં કુંવરી કોઈ સ્થળે ફસાઇ તો નહીં ગઈ હોય ?"

આવી શંકા મનમાં આવતાં ચપલા ત્યાંથી આગળ ચાલીને કુંવરીને શોધવા લાગી. ચારે તરફ ન્હાની મ્હોટી ઇમારતના પડેલા ભાગો જણાતા હતા. મંડપો અને મ્હોટા મ્હોટા ઓરડાઓ જાણે જીર્ણ હાલતમાં ઉભાં હતાં. ચપલા એક તરફથી જોવાનું શરૂ કીધું. પહેલાં તેથી એક મંડપમાં ગઈ, જેનું ઉપરનું છજું વચમાંથી પડી ગયું હતું. આ મંડપ લગભગ સોએક વામની લંબાઈમાં હતો. તેમાં પણ માટી ચુના વગેરેના ઢગલા પડયા હતા. જ્યાં ત્યાં હાડકાંઓ પડેલ ! નજરે પડતાં હતાં. ચારે બાજુએ કરોળીઆના જાળા બાઝી ગયાં હતાં માટીના ઢગલાઓમાં પીપળા વગેરેના ઘણા ઝાડોના રોપાઓ ઉગી નીકળ્યા હતા. આ મંડપમાં થોડેક ચાલતાં એક બાજુ એક ન્હાની સરખી ઓરડી જણાઈ, જેમાં ચકોરી દાખલ થઈ તો તેમાં એક કુવો જણાયો. કુવાની પાળ આગળ ઉભી રહી ચપલાએ નમીને અંદર જોયું તો અંધારૂં ઘોર જણાયું. બહારના બીજા સ્થાનોની માફક આ ઓરડીમાં ધુળ માટી વગેરે કાંઇ નહોતું. તે સ્વચ્છ હતી. કુવાની પાળ પણ સાફ હતી, તેમજ માણસ હાથના વપરાસ વગરના કુવાઓમાં જેમ ઝાડો ઉગી નીકળે છે, તેમ આ કુવામાં કંઇ નહોતું. આ સાથે તે કુવાની અંદરથી માણસના બોલવાનો ઝીણો અવાજ પણ આવતો હતો, તેથી મનમાં અનેક શંકાઓ લાવી તે કુવાની અંદર શું છે તે જાણવા

ચપલાએ પોતાની થેલીમાંથી થોડુંક કપુર કહાડી તેના ન્હાના કટકા કરી તે સળગાવીને કુવાની અંદર નાંખ્યા. કુવાના તળીયાંપર પડીને બળતા કપુરના કટકાનો પ્રકાશ થવાથી અંદર હવે સાફ દેખાવા માંડ્યું. કુવો ઉપરના ભાગમાંથી જો કે સાંકડો હતો પણ નીચે બહુ પહોળો જણાયો. તેમાં સફેદ સ્વચ્છ બીછાનાપર એક વૃદ્ધ પુરૂષ બેઠેલો જણાયો. તેની લાંબી સફેત દહાડી ઝુલી રહી હતી. તેની ગરદન નીચી હોવાને લીધે ચહેરો જણાતો નહોતો. વૃદ્ધની સામે એક ચોકીપર રંગબેરંગી ફુલો પડયાં હતાં. આ દેખાવ જોઇ ચકોરી ક્ષણવાર ડરી ગઇ, પણ પાછી હીંમત ધરી અંદર એ વૃદ્ધ કોણ હશે તે માટે વીમાસણમાં પડી. થોડી વારમાં કુવાની અંદર પ્રકાશ પાડનારા કપુરના કટકાઓ પણ અહોલવાઇ ગયા, અને તેમાં પાછો અંધકાર છવાઇ રહ્યો. આ ઓરડીમાંથી બીજા મંડપમાં જવાનો પણ એક દરવાજો ઉઘાડો હતો, તેમાં વીમાસણમાં પડેલી ચકોરી ગઇ, જ્યાં આથી બહુ બીહામણા અને અજાયબી પમાડનારા દેખાવો તેણીની નજરે પડયા. મરી ગયલા જાનવરો વગેરેનાં હાડકાંઓ ત્યાં ઘણાં પડયાં હતાં. ટુંકમાં ચપલાએ જોયલા આગલા મંડપ કરતાં આ મંડપથાં ગંદકી વધુ હતી, જે જોતાં તેણીને બહુ કમકમાટ ઉપજ્યો, અને જેમ તેમ કરીને તે વટાવી જઇ તેણી એક ખુલ્લા ચોકમાં જઇ પહોંચી. મંડપની સામે થોડેક છેટે સંગેમરમરનો દોઢેક પુરૂષ ઉંચો એક ચબુતરો જણાયો, જેનાપર ચ્હડવા માટે સુંદર નવ પગથીઆંની એક સીડી હતી. ચબુતરાની ઉપર એક ચોકી ઉપર એક માણુસ હાથમાં એક પુસ્તક લઇ વાંચતો વાંચતો પડેલો જણાયો, પરંતુ ચબુતરો ઉંચો હોવાને લીધે ચકોરી તે બરોબર જોઇ શકી નહીં ચબુતરા પર ચ્હડીને ઉપર શું છે તે જોવા માટે તેણીનું મન ટચુપચુ થયું. " ઉપર ચ્હડું કે નહીં ?" તેણી પોતાના

મનમાં વીચારવા લાગી—" ઉપર ચ્હડવાથી કોઇ અણુધારી આફતમાં તો ફસાઇ નહી જાઉં ? શીડીના એક પગથીઆપર પગ મૂકી તો જોઉં ! એમાં કંઇ કરામત હશે તો જણાઈ આવશે !" આમ વીચાર કરી તેણીએ આગળ વધીને એક પગથીયાપર પગ મૂકયો. તરતજ એક મ્હોટો અવાજ સંભળાયો, અને એક પેટીના ઢાંકણા માફક ઉપરનું બીજું પગથીઉં જોરથી ઉઘડી ગયું, જેનો ધકો તેણીના પગને લાગતાં તે દૂર જાઇ પડી, પણ તરત સાવધ થઇ ઉભી થઇ ગઇ અને જોયું તો પગથીયું પાછું પોતાની અસલ સ્થીતિમાં જડાઈ ગયું હતું. " જીર્ણ હાલતમાં આવી પડેલું આ ખંડીએર પણ અજબ કરામતોથી ભરપૂર છે !" થોડે દૂર ઉભી રહી, અજાયબી ભરી નજરે ચબુતરા તરફ જોતી ચપલા પોતાના મનમાં બોલી—" આ ઇમારતમાં ફરીને સઘળા સ્થાનો જોવામાં બહુ જોખમ ઉઠાવવા સરખું છે, કેમકે જો સહજ પણ ભૂલ ખાઇને કયાં પગ મૂકયો કે બસ, યમરાજના દ્વારમાંજ પહોં-ચી જતાં વાર લાગે નહીં !" પણ વળી તેણીને હીંમત આવી, કાન્તા યાદ આવતાં તેણીમાં ચીત્ત પરોવાયું. તેણી કંઇક ઠરાવપર આવી હોય તેમ દ્રઢતાના ચીન્હો તેણીની પરસેવાથી ભીંજાયલી મુખમુદ્રાપર ઝળકી રહ્યાં, અને હાથપર હાથ ઠોકતી ફરી મનમાં બોલી—" પણ મને શો ભય છે ? પ્રાણથી પણ અધીક વ્હાલાં કાન્તાકુંવરી આ ઇમારતમાં કોઈ સ્થળે અવશ્ય સપડાઇ ગયાં છે, અને તેમની ભાળ મેળવવી જો-ઇએ, એટલે પછી પ્રાણ જાય તોપણ શું થઇ ગયું ! કુંવરીને શોધ્યા વીના આ ખંડીએરમાંથી બહારજ નહી નીકળું ! જોઉં તો ખરી કે આ ચબુતરામાં તેમજ તેનાપર ચ્હડવાની પગથીઓમાં કેવીક કરામત છે ?" આમ ઠરાવ કરી તેણીએ ત્યાં પડેલા દસેક શેર વજનનો એક મ્હોટો પથ્થર ઉચકીને જે પગથીયાંપર પોતે પગ મૂકયો તેના ઉપર

નાંખ્યો, એટલે પહેલાંની માફક પગથી ઉચડી જઇને તે પથ્થર પણ દૂર જઇ પડ્યો. ચપલાએ નવે નવ પગથીઆંપર એવી રીતે પથ્થર નાંખી જોયા પણ તે દરેકમાં તેવીજ કરામત હતી. આથી તે ચબુતરાપર ચ્હડવાનું અશક્ય છતાં તેના ઉપર શું છે તે જોવાની જીજ્ઞાસાથી તેણીએ બીજી યુક્તી કરી. ત્યાં પડેલાં ઇંટ પથ્થરો વગેરે ઉપાડીને તેણે ચબુતરાની સામે ઉંચો ઢગલો કર્યો, અને પછી તેપર ચહડીને જોયું તો સંગેમરમરની લાંબી ચોકી ઉપર એક માણસ હાથમાં પુસ્તક લઇને વાંચતો સુતો હતો. તેની ઉમ્મર લગભગ ત્રીશેક વર્ષની હતી. બહુ જ બારીકીથી જોતાં ચપલાને માલમ પડ્યું કે તે માણસ પણ પથ્થરનોજ બનાવટી હતો. એક ન્હાની સરખી કાંકરી લઇ ચપલાએ તે માણસના મુખપર ફેંકી, જે લાગતાજ તે બનાવટી માણસે એક જીવતાં માણસ માફક પોતાનો એક હાથ ઉચકી મુખપરની કાંકરી ખસાડીને દૂર ફેંકી દઇ પોતાનો હાથ અસલ સ્થીતિમાં મૂકી દીધો. ચપલાએ એક બીજી કાંકરી તેના પગપર ફેંકી, જે પણ તેણે પગ સહેજ હલાવીને નીચે નાંખી દીધી. ચપલા ગમે તેવી ચાલાક અને કઠણ દીલની હોવા છતાં આ પથ્થરના માણસની અજબ હીલચાલ જોઇને તેણીને પણ ઘણીજ ધાસ્તિ લાગી. અને વધુવાર ત્યાં ન ઉભી રહેતાં તેણી બીજી તરફ જોવાને ચાલી ગઇ. ચાલતાં ચાલતાં તેણી પાસેના એક બીજા મંડપમાં જઇ તો મંડપની વચોવચમાં એક ભોંયરૂં જણાયું. તેમાં નીચે ઉતરવાને પગથીયાં હતાં. તેના દરવાજાને બે બારણાં હતાં જે આ સમયે ઉઘાડાં હતાં. તે ભોયરામાં ઉતરવું કે નહીં, તેનો વીચાર કરતી ચપલા ત્યાં ઉભી. તેમાં ઉતરતાંજ પાછળથી કદાચ આ દરવાજો બંધ થઇ પોતે અંદર રહી જાય તો પછી શું કરવું, એવી શંકા આવતાં તેની પણ પહેલાં અજમાયશ કરી જોવાનો ઠરાવ કીધો. તેણીએ પાસે પડે-

લો એક મ્હોટો પથ્થર ઉંચક્યો પણ વળી નાંખવા પહેલાં યાદ આવ્યુ કે, પથ્થર નાંખતાં જો દરવાજો બંધ થઇ જશે તો પછી ભોંયરામાં ઉતરીને અંદર શું છે, તે જોઇ શકાશે નહી માટે પથ્થર અંદર નાખવા છતાં પણ દરવાજો બંધ થઇ ન જાય એ માટે ચપલાએ પોતાની કમ્મરે વીંટાળેલી કમંદ છોડીને ચોવડી કરી તેનો એક તરફના બારણામાં મજબૂત બાંધ્યો, અને બીજો છેડો મંડપના એક થાંભલા સાથે બાંધી દઇને પછી પેલો મ્હોટો પથ્થર તેણીએ ભોંયરામાં ફેંકયો, એટલે જોરથી પવન ફુંકતાં કોઈ ઓરડાનાં દરવાજાના ઝીણાં વેહેમાંથી પવનથી જેવો ધુંધવાટ કરતો અવાજ આવે છે, તેવો અવાજ ભોંયરામાં પથ્થર પડતાં સંભળાયો. આ સાથે એકબારણું જોરથી બંધ થઇ ગયું, અને દોરડા સાથે બાંધેલું બારણું પણ બંધ થવાને ખેંચાયું, પણ દોરડું તોડી ન શકવાથી બંધ થઇ શકયું નહીં, અને ખેંચાયલુંજ રહી ગયું. ચપલાની વેહ ખાત્રી થઇ કે. પોતાનું દોરડું બારણું બંધ થવા દેશે નહીં, એટલે હવે ભોંયરામાં ઉતરવામાં કંઇ હરકત નથી, આમ ધારી તેથી તેમાં બેધડક ઉતરી ગઇ.





# પ્રકરણ ૧૦ મું.

## સોદાગરની વણઝાર—મહેનત ફોકટ ગઈ.

કાન્તાની બીજી માનીતી દાસી કહો કે સખી ચંપા પણ અચલગઢના રાજમહેલમાં નીરાંતે બેઠી નથી. તેણી પણ કુંવરીની શોધમાં નીકળી હતી. ઘણા દીવસો શોધવા છતાં પણ કાન્તાની ભાળ ન મળી ત્યારે તેણીની શોધમાં જવાને મહારાણીની આજ્ઞા લઇ તે પણ નીકળી પડી હતી. જંગલેજંગલ ને પહાડેપહાડ રખડતી ભટકતી તેણી આથડતી હતી પણ તેણીને કુંવરીની કયાંય ભાળ મળી નહોતી. માર્ગના પરીશ્રમે તથા ભુખનરસ વેઠીને તેણીનું શરીર અરધું થઇ ગયું હતું. કાંટાવાળી ઝાડીઓમાં ચાલવાથી તેના શરીરમાં ઘણે ઠેકાણે ઉઝરડા પડયા હતા, અને વસ્ત્ર પણ ફાટી ગયાં હતા. જંગલમાં એક ઝાડની છાયા તળે તે મધ્યાન્હ કાળને સમયે થાક ખાવાને અને કઈ તરફ કુંવરીને શોધવા જવું તેના વીચારમાં બેઠી હતી. નીરાશામાં કપાળે હાથ દઇ તેણી પોતાના મનમાં બોલી "મહારાણીજી આગળ તો હું પ્રતીજ્ઞા લઈને નીકળી છું કે, કુમાર સચીરીંહ અને બલસીંહને મળવા વગર કુંવરી બાની ભાળ મેળવી આવીશ, પણ એ આશા પાર પડવાનાં કંઇ પણ ચીન્હ હજી સુધી જણાયાં નથી." હવે તેણીના ચહેરાપર દ્રઢતા જણાવા લાગી. "હું પણ કુંવરીબાની ભાળ મેળવ્યા વગર કદી પણ નગરમાં પાછી ફરીશ નહી!" આમ વીચાર કરતી

ચંપા બેઠી હતી, એટલામાં સામેથી મુસલમાન સીપાઇના પોશાકમાં ચાર પુરૂષો આવતા જણાયા. તેમના હાથમાં એકેક ભાલો હતો તથા કમ્મરે તલવાર અને પીઠે ઢાલ લટકતી હતી. ચંપાને દૂરથી જોતાં તેઓ પરસ્પરમાં કંઇ વાતચીત કરવા લાગ્યા, જે ચપળા સાંભળી શકી નહીં, તોપણ તેણી તેમની તરફ એક ટસે જોઇ રહી. ઘડીકમાં તેઓ ચપળા તરફ જોતા તો ઘડીકમાં પોતામાં વાતચીત કરતા હતા, તો ઘડીકમાં ઉંચા થઇને પોતાની પાછળ જોતા હતા તેથી એમ જણાતું હતું કે તેમના બીજા સાથીઓ પણ હશે, જેમનાં આવવાની તેઓ રાહ જોતા હતા. થોડીવાર આમ વાત કરીને તેઓ જે ઝાડ તળે ચંપા બેઠી થોડે દૂર બીજા ઝાડો તળે તેણીની ચારે બાજુએ બેસી ગયા. ચંપા તેમની હીલચાલ જોઇ ચમકી અને તેઓ કોણ હશે તે માટે વીચારમાં પડી. "આ સીપાઇઓ મને ઘેરીને શા માટે બેઠા હશે? તેમની નજરમાં ન સમજી શકાય તેવી વિચિત્રતા જણાય છે! તેમની શી મતલબ હશે? તેઓ લુંટારા હશે, અને મને લુંટી લેવાની ધારણાથી બેઠા હશે? કંઇ નહી! જે હશે તે હમણા જણાશે! પણ અત્રે હવે વધુ વાર બેસવું સલામતી ભરેલું નથી!" આમ ઠરાવ કરી તેઓ બેઠા છે તે જાણતીજ ન હોય તેમ આડી નજર કરી તે એક તરફ ચાલી, એટલે તેઓ ચારે પણ ઉઠયા, અને દોડીને તેણીને સામે જઇ આગળ ચાલતી અટકાવી, ને તેઓમાંથી એક સીપાઇએ કહ્યું "કહાં ચલી બીબી! જરા તો ઠહરો!"

"રોકાવાની મને કંઇ જરૂર? હઠો, મારગ છોડો! મને જવા દો!" જરાક ખમચી જઇ ચપા દમામમાંજ બોલી.

"અજી બીબી ઠહરો! હમારે સાહેબ આવે તબ તક તો દમ ખાઓ! વહો દમ ભરમે યહાંપે આયાહી ચાહતે!" બીજો બોલ્યો.

"તમારા માલીકની રાહ જોઇને તેની સાથે મારે શું કામ છે?" ચપળાએ ગભરાઇને પૂછ્યું.

"અજી કક્ષ કયું હોતે હો? આપકો ઉનકે સામને નજર કરેગેં, ઔર આપકે લીયે સીફારીસ કરકે આપકોભી કુછ નોકરી દીલાયેગે!" ત્રીજાએ જણાવ્યું.

"ભાઇઓ, તમારી મ્હોટી મહેરબાનીની પણ મારે તમારા માલીકની નોકરીમાંરહેવું નથી, માટે વાટ મૂકી મને જવા દો!" ચંપા બોલી.

"અજી, તુમ પાગલ હો કયા? કયસી બાત કરતી હો? આપ સરીખી નાજની ઈસ બીયાબાન જંગલમેં કહાં તક ફીરેગી? આપ તો શહેનશાહી જનાનેમેં રહેને લાયક હોજી! હમારે માલીક પાસ આપ બડી ખુસીસે રહોગી?" ચોથો બોલ્યો.

"હું જંગલમાં ભટકું કે મહેલમાં રહું, તેને માટે તમારે લેશ પણ ચીંતા કરવી નહી! તમારા માલીક સાથે રહી મારે સુખ નથી ભોગવવું, માટે તમે તમારે મારગે પડો!" ચંપાને સીપાઇઓની મનમાં તો ઘણો ગુસ્સો ઉપજ્યો હતો, પણ તે દબાવીને તેમની બલામાંથી છુટવાને તે બોલી.

"નહીં. નહીં! તુમ જલદી ન કરો! જરા ઠહરો બીબી! અજી હમારે માલીક સાહબકો દેખો તો સહી! અયસા હસીન જવાન તુમને સારી આલમમેં કહીં દેખા ન હોગા! ગુલબદન, ઉનકે સાથ તુમારી શાદી હે નેકી હમ કોશીસ કરેંગે!" પહેલાએ કહ્યું. આથી ચંપાને બહુ ગુસ્સો ઉપજ્યો. તે ગુસ્સામાં બોલી ઉઠી—"જરા જીભ સંભાળીને વાત કરો! વધારે ઓછું બોલશો, તો બરોબર સ્વાદ ચખાડીશ! મને સાધારણ સ્ત્રી ન સમજતા! તમારા સરખા દસને હમણાં ધુળ

ચાટના કરી નાંખીશ ! ચાલો હટી જઇ મુંગા મુંગા માર્ગ આપો, નહીં તો પછી પસ્તાશો !" સીપાઇઓ અજાયબીમાં એક બીજાનું મુખ જોવા લાગ્યા. તેમને કંઇક પોતાના દમમાં દબાયલા જોઇ ચપળા આગળ વધી એટલામાં એક આગળ આવીને તેણીનો હાથ પકડી લીધો. બસ, ચંપા હવે રૂડી ! પોતાની કમ્મરેથી ઝડપથી ખંજર કહાડી, ઘણીજ ચાલાકીથી તેણી તેઓમાંના એને જખમી કરી ત્યાંથી ભાગી. બાકીના બે સીપાઇઓ તેને પકડવાને પાછળ દોડયા. ચંપાની દોડવાની ઝડપ બહુ હતી, પણ દોડતાં એક પથ્થર સાથે ઠોકર લાગવાથી પડી ગઇ, જેથી બહુ વાગવાથી તરતજ ઉઠી પણ શકી નહીં, એટલામાં પાછળ આવતા સીપાઇઓ તેની પાસે આવી પહોંચ્યા. તેઓ તેણીને કંઇ કહે એટલામાં તો સામેથી સોદાગરની એક વણજાર આવતી જણાઇ, જેમાં સીપાઇ, નોકર ચાકર વગેરે મળી લગભગ બસો માણસો હતાં. સૌથી આગળ આરબ ઘોડેસ્વાર થઇ એહેંસી વર્ષની વયનો લાંબી સફેત દહાડીવાળો એક વૃદ્ધ આવતો હતો તેનો મુસલમાની ઢબનો પોશાક કીંમતી હતો, પણ તેના શરીરના કાળા રંગમાં તેનો ભપકો ઢંકાઇ જતો હતો. તેની કમ્મરે તલવાર તથા પીઠ પર ઢાલ લટકતી હતી, અને તેણે પણ હાથમાં એક આબદાર બરછી પકડેલી હતી. તેની બાજુમાં પાણીદાર નેપાળી ટટ્ટુ ઉપર અઢારેક વર્ષની વયમાં એક જુવાન પણ આવતો હતો. જુવાનીની ખીલતી રતાશ તેના ચહેરાપર જણાતી હતી. મૂછોનો ઝીણો દોરો હજી સહજ ફુટયો હતો. તેનો પોશાક તેમજ તેની ખુબસુરતીથી તે જાણે મોટા શહેનશાહનો શાહજાદો હોય એવો તેનો રૂઆબ હતો. તેમની પાછળ ઘણા માણસો ઘોડાપર તેમજ પગે ચાલતા આવતા હતા. સઘળાની પાછળ સંખ્યાબંધ ઉંટોપર તંબુઓ વગેરે સઘળો વણજારનો સામાન લાદેલો

હતો. ઉંટો સાથે ઘણીય ડોલીઓ ઉંચકી ભોઇઓ ચાલ્યા આવતા હતા, જે દરેકની બંને બાજુએ એકેક સીપાઇ ખભે બંદુક મૂકીને ચાલતો હતો. આ વણજાર ચંપા ને સીપાઇઓની પાસે આવી પહોંચતાંજ તેઓમાંથી એક સીપાઇએ પેલા બુઢા સ્વારને નમીને સલામ કરી હાથ જોડી કહ્યુ–" જહાંપનાહ, ઇસ કમસીન હસીન ઓરતને હમારે દો સીપાહીયોંકો જખમી કીયે હય !" તે વધુ કંઇ કહે તે પહેલાં તો બુઢા સ્વારના ઈસારાથી બીજા કેટલાક સીપાઇઓએ આવી ચંપાને ઘેરી લીધી, અને તેણીના હાથમાંથી ખંજર છીનવી લઇ હાથ-પગમાં બેડી પહેરાવી દીધી. પેલા બુઢા સ્વાર, જે આ કાફલાનો સરદાર જણાતો હતો, તેણે પોતાની પાસે ઉભેલાં સીપાઇઓ તરફ ફરી હીંદુસ્તાની બોલીમાંજ કહ્યું " આપણે મુકામ પણ આ જંગલમાં કરો કેમકે, અહીં માણસનો પગરવ બીલકુલ નથી !" હુકમ મળતાંજ માણસો તંબુ ઠોકવા મંડી ગયા, અને થોડી વારમાં તો સઘળી ગોઠવણ થઇ. ડોલીઓમાંથી કેટલીક સ્રીઓને ઉતારી સઘળા તંબુઓની વચમાં ઉભા કરવામાં આવેલા એક વીશાળ તંબુમાં રાખવામાં આવી. જેમની સાથે ચંપાને પણ રાખવામાં આવી. સાંજ પડતાં સ્રીઓના તંબુમાં દાસી આવી એક દીવો મૂકી ગઇ. થોડી વાર પછી બીજી એક દાસીએ આવીને સ્રીઓને પૂછ્યું કે, તમે તમારૂં ખાવાનું હાથે બનાવી લેશો કે તૈયાર ભોજન ખાશો ? ઘણી ખરી સ્રીઓએ તૈયારજ ખવાની પોતાની ઇચ્છા જણાવી પણ ફક્ત બે જણીઓએ કંઇ પણ ખાવાની ના પાડી, જેના જવાબમાં પેલી દાસી છણકો કરીને બોલી " ઓહોહો ! નહીં ખાશો તેથી અમને શું નુકશાન કરનાર છો ! તમારા પેટમાં ભુખી રહેશો ! એમ કેટલા દહાડા સુધી ચાલશે !" આમ બબડતી તે ત્યાંથી ચાલી ગઇ. ભોજન કરવાને ના પાડનારી બે સ્રીઓમાંની એક તો

ચંપા અને બીજી એક ઘણી સ્વરૂપવાન યુવતી હતી, જેણીની આંખો-માંથી આંસુની ધારા વહી રહી હતી. અને થોડી થોડી વારે તેણી ઉંડા નીસાસા નાંખતી હતી. તેણી ચંપાની પાસે બેઠી હતી. થોડી વારમાં જુદી જુદી રકાબીઓમાં પીરસેલું ભોજન આણીને બે દાસીઓ ચંપા અને તેની જોડે રૂદન કરતી બેઠેલી યુવતી સીવાય દરેક સ્ત્રી પાસે એકેક રકાબી મુકી ગઇ. ભોજન કરી રહ્યા બાદ દાસીઓ ખાલી રકાબી લઇ ગઇ, અને તે પછી સુવાનો સમય થતાં તેજ દાસી પોતાની સાથે એક સીદી ગુલામના માથાપર મ્હોટો ગાંસડો ઉપડાવી ત્યાં આવી અને તેમાંથી દરેક સ્ત્રીને એક પાથરવા તેમજ એક ઓઢવાને મળી બે ધાબળીઓ આપી ગઇ. સઘળી સ્ત્રીઓ તો ધાબળી મળતાંજ પાથરીને સુવા મંડી ગઇ, અને ધીમે ધીમે નીંદ્રાવશ થવા લાગી. પણ ચંપા અને પેલી યુવતીએ પોતાની પાસે પડેલી મેલથી ભરેલી દુર્ગંધ મારતી ધાબળીઓને હાથ લગાડ્યો નહીં, અને તેઓ બેઠીજ રહી. થોડી રાત્રી વીતતાં કાફલાનાં તમામ માણસો નીંદ્રાવશ થતાં સઘળે શાંતી ફેલાઇ ગઇ, પણ સ્ત્રીઓનાં તંબુની બહાર ચારે તરફ માણસનાં પગલાંનો અવાજ સંભળાતો હતો, જે પરથી ચંપાએ અનુમાન કીધું કે તંબુની ચારે બાજુએ ફરતો ચોકી પહેરો હોવો જોઇએ. સઘળી સ્ત્રીઓને ઉંઘમાં પડેલી જોઇ પોતાની પાસેની બહુરૂપીની થેલીને અઢેલીને આડે પડખે બેસી ચંપા પોતાની પાસે વીલાપ કરતી બેઠેલી યુવતી સાથે ધીમે ધીમે વાતચીત કરવા લાગી. "બાઇ! આ સઘળી સ્ત્રીઓ અને પેલો બુઢો કોણ છે?" ચંપાએ તે યુવ-તીને પુછ્યું.

"બુઢો ખુસામતીઓનો વેપારી છે, અને સુંદર યુવતીઓને

પકડી અથવા વેચાતી લઇને ગમે તે ઉપાયે પોતાના કબજામાં મેળવીને ઇરાનનના શહેનશાહની દરબારમાં જઇ વેચે છે. એવું બીજી સ્ત્રીઓને મુખેથી મેં સાંભળ્યું છે !" યુવતીએ જણાવ્યું. અને ઉંડી હાય નાખતાં ગળગળે અવાજે બોલી "અરેરે, દૈવ ! આ કેવું સંકટ ! બેન, તમને જોઇને સંતોષ વળે છે, પણ આ બીજી સ્ત્રીઓના ઢંગ તો જુઓ ! અરેરે ! પોતાના કુળ ગૌરવ અને પવીત્ર આર્ય ધર્મનું તેમને લેશ પણ અભીમાન નથી ! આ મ્લેચ્છના હાથનું ભોજન ખાતાં તેમને લેશ પણ કમકમાટ છુટતો નથી ! અરે, પવીત્ર સતીત્વ ઉપર શહેનશાહના જનાનાનું સુખ ભોગવવાની લાલસામાં તેમણે પાણું ફેરવી દીધું છે ! તેઓ કેવી ઘોર નીંદ્રામાં પડી છે ! આર્યોની સત્યતા અને ઉચ્ચતા આ કુલાંગારોજ નષ્ટ કરવા લાગી છે ! આ પાપીણીઓ-ની રીતભાત જોતાં અંતઃકરણમાં બળતો દાહ વધુ જોરમાં સળગી ઉઠે છે !"

"બાઇ, જેને જે સારૂં લાગે તે ભલે કરે ! જેવું કરશે તેવું ભરશે ! જેવું વાવશે તેવું લણશે ! એ સ્ત્રીઓ છતાં પીશાચણીનો અવતાર છે, એમજ ગણી મન વાળો ! વારૂ, કૃપા કરી જણાવશો કે આપ કોણ છો ? અને આ પાપીઓને હાથ કેવી રીતે ફસાયાં છો ?"

"બહેન હું ચીત્રપુરના મહારાજાની રાણી કલાવતી છું ! રાજાજી લડાઇપર ગયેલા હોવાથી તેમના યોગ્ય દુઃખમાં રીબાતી હું એક દીવસ સય્યાપર પડી હતી એટલામાં આંખ મળી ગઇ, તે પછી શું થયું, તે ખબર પડી નહીં, પણ જ્યારે જાગૃત થઇ ત્યારે આ પાપીઓના હાથમાં સપડાયલી હતી !" રાણીએ કહ્યું.

"ચીત્રપુરનાં આપ રાજમાતા !" ચંપા બોલી ઉઠી "અરેરે ! આપની આ અવદશા ! ભાગ્યની કેવી અકળ ગતી છે !"

"તમે કોણ છો સખી?" રાણીએ પૂછયું.

"હું નવલગઢના મહારાજા જયસીંહની કુંવરી ચંદ્રકળાની એક દાસી નામે ચંપા છું. ઘણા દીવસ થયા કુંવરીબા મહેલમાંથી ગુમ થઇ ગયલાં હોવાથી હું તેમની શોધમાં નીકળી છું!" આમ ચંપા અને રાણી કલાવતી ધીરે ધીરે વાતચીત કરતી હતી. એટલામાં બહારથી "કોન હય? ભાગા, ભાગા!" એવો પહેરેગીરોનો અવાજ સંભળાયો. આ અવાજથી રાણી ડરી પણ ચંપા લેશ પણ ડરી નહીં. વાતમાં ને વાતમાં રાત્રી પસાર થઇ ગઇ. સવાર પડતાં પાછી રાત્રીવાળી બંને દાસીઓ હાથમાં નાગી તરવાર લઇને આવી અને સઘળી સ્ત્રીઓને દાતણ પાણી કરાવવા માટે તંબુની બહાર તેડી ગઇ અને ચંપા અને રાણી ત્યાંજ બેસી રહી, જેમને બહાર જવા માટે કોઇએ કંઇ કહ્યું પણ નહી. દીવસ એક પહોર વીતતાં કાફલાનો બુઢો માલક સોદાગર પોતાની સાથે ડાકણ સરખા દેખાવની એક બુઢી સ્ત્રીને લઇને સ્ત્રીઓ વાળા તંબુમાં આવ્યો, જ્યાં આવતાંજ ચારે તરફ નજર ફેરવીને તે ડોસીએ પૂછયું "બસ, આટલીજ છે કે બીજી વધારે પણ છે?"

"બસ, આ વખતે તો આટલીજ છે! હવે તો તમારી મહેરબાની થાય, અને જરા મહેનત કરો તો કંઇ વધારે થાય!" બુઢાએ હીંદુસ્તાની ભાષામાં જવાબ આપ્યો.

"સોદાગર સાબ, જુઓ તો ખરા કે હું કેટલી ઓરતોને ફસાવી લાવું છું!" પેલી બુઢી બોબડે અવાજે મલકાઇને હીંદુસ્તાનીમાંજ બોલી "તમને કેવી ઓરત જોઇએ છે, તે કહો? અને તેના બદલામાં ઇનામ શું આપશો?"

" જુઓ, આ સઘળી ઓરતો તો એક સરખી છે, માટે તેમના જેવી દરેકને માટે દસ મોહોર આપીશ !" સઘળી સ્ત્રીઓને બતાવતાં બુઢાએ જણાવ્યું, અને તે પછી ચંપાને બતાવતાં કહ્યું "જે આ નાજની સરખી લાવશો તો પચાસ મોહોર, અને ( રાણી તરફ આંગળી કરી બતાવતાં ) આ કમસીન હસીન સરખી ગુલબદનની સો મોહોર ઇનામ, બસ ?" તેથી વધારે નહીં મળે હો !

"હવે કંઇ કહેવું પડે નહીં ! તમારૂં કામ પાર !" ડોકરી ઉત્સાહમાં આવી બોલી કે, "એવી બીજી દસ આણી આપીશ ! એમાં શી બીસાદ છે ! એવું કામ કરતાં તો કાળાના સફેત થઇ ગયા ! દાંત પડી ગયા ! શરીરની કરચલી વળી ગઇ !" બુઢો સોદાગર મનમાં મલકાયો. "વારૂ આ સઘળીઓ આપના હાથમાં કેવી રીતે આવી ?" ડોકરીએ પૂછ્યું.

"આ સૌથી વધુ ખુબસુરત છે તે તો જંગલમાં એક ગુફામાં બેહોશ પડી હતી ત્યાંથી હાથ લાગી ગઇ !" રાણીને બતાવતાં સોદાગરે જણાવ્યું, અને તે પછી ચંપા તરફ આંગળી કરી કહ્યું "અને આ જંગલમાંથીજ પકડાઇ છે ! એ બહુ લુચ્ચી અને બદમાશ છે ! અમારા બે સીપાઇઓને એણે તો મારી નાંખ્યા છે !" તપાસીને વાત કરજે.

"હંઅઅઅ ! એ તો એના ચહેરાપરથીજ જણાય છે ! જુઓને આંખમાં કેટલું ખુન ભરેલું છે !" ડોકરી ડોકું ધુણાવતી લહેકાથી બોલી "સોદાગરજી ! જો તમારા કાફલામાં એના જેવી બીજી ત્રણ થાય તો તમારા આખા કાફલાને સીધા ખુદાને ઘેર પહોંચાડી દે હોંકે શું હું એ ખોટું કહું છું કે ?"

"બેશક !" સોદાગર બોલી ઉઠયો. બીજી સ્ત્રીઓ સબંધી જુદી હકીકત જણાવ્યા બાદ તે એકાંતમાં વાતચીત કરવાને ડોસીને પોતાના તંબુમાં તેડી ગયો. તેમના ગયાં પછી સઘળી સ્ત્રીઓ તેમને ગાળો દેવા લાગી. " જુઓને બ્હેન ! ગરીબ નીર્દોષ અબળાઓને ફસાવવાની પીટયાની હોસ હજી સૂધી થતી નથી !" એવા પાપીઓનો ક્યારે અંત આવશે ! એક બીજીને કહ્યું.

" પીટયાના મોંમાં એક દાંત તો રહ્યો નથી ને ઉભાએ રહેવાનું નથી છતાંએ હવે જંપીને બેસે છે !" બીજી બોલી ઉઠી.

" પેલી રાંડ ડોકરી વળી એને કોણ જાણે કયાંથી મળી છે !" ત્રીજી દાંત કચકચાવી બોલી " રાંડ ડાકણ બડાઇ મારતી હતી તે સાંભળ્યું કે નહી ? રાંડને ધોળાં આવ્યાં છે, ને કુમ્મર પણ ભાંગી ગઇ છે, પણ પૈસાની લાલચે પાપ કરવાને જરા અચકાય છે !"

" સખી, ઇશ્વરને ત્યાં શું આવોજ ન્યાય છે ! પાપીઓપરજ શું તે પોતાની દયાનો વરશાદ વરશાવે છે ! પેલી પીશાચણીએ કોણ જાણે કેટલાં સુખી કુટુંબોનો નાશ કીધો હશે ! પ્રભુ તેમના અપવીત્ર પગલાંનો ભાર ધરતી માત કેમ ઝીલી શકે છે !" કલાવતી ચંપા પ્રત્યે બોલી. બુઠ્ઠી આવી ત્યારથી ચંપા તેણીને બારીક નજરે જોઇ રહી હતી, અને તેણીના ગયાં પછી પણ તે કંઇ ઉંડા વીચારમાં નિમગ્ન થયલી હોવાથી રાણીનું કહેવું તેણીએ કંઇ ન સાંભળવાથી કંઈ પણ જવાબ આપ્યો નહીં. રાણીની આંખમાંથી આંસુ વહેવાં લાગ્યાં. ચંપા પોતાના વીચારમાંથી જાગૃત થતાં રાણીને રૂદન કરતી જોતાં તેણીને ધીરજ આપતા બોલી " મહારાણી, હવે લેશ પણ કલ્પાંત ન કરો ! મને હવે પૂરતી હીંમત આવી છે ! ઇશ્વરની કૃપા હશે તો આપણે હવે

ટુંક સમયમાં આ પાપીઓના પંજામાંથી છુટીશું !" રાણીને કંઇજ ધીરજ આવી, અને તે દીવસ તો જેમ તેમ વહી ગયો. સંધ્યાકાળે સોદાગર પેલી બુઢી સહીત પાછો તેમના તંબુમાં આવ્યો. આ વખતે ડોકરી સાથે એક સ્વરૂપવાન યુવાન અબળા પણ હતી. તંબુમાં આવતાંજ પોતાની સાથેની યુવતીને આગળ કરતાં ડોકરી બોલી "લ્યો હવે સરખાવી જુઓ, છે પહેલા નંબરની ?"

"નહી, તેવી તો નથી, પણ બીજા નંબરની જોડી છે એટલે પચાસ મોહોરની કીંમત છે !" બુઢાએ યુવતીને જોઈ કહ્યું.

"ઠીક ! જેમ તમે રાજી થાઓ તેમ ! કાલે વળી બીજી શોધી આણીશ !" ડોકરી બોલી, અને તેઓ યુવતીને ત્યાં છોડી ચાલ્યાં ગયાં. આ નવી ફસાયલી યુવતી તો દીલગીર થવાને બદલે ઘણીજ આનંદમાં મગ્ન જણાતી હતી. તરતજ તેને માટે એક રકાબીમાં ભોજન લઈ એક દાસી આવી, જે તેણી ભુખ્યા વરૂની માફક પેટ ભરીને અડાવી ગઇ. બીજી અબળાઓને રડતી તથા ઉદાસ જોઇ તેમના ચાળા પાડી તે તો ખુબ હસતી હતી. તેણીની આ રીતભાત જોઇ રાણીએ ચંપાને કહ્યું "બ્હેન ! આ તો વળી બધીઓને વીસરાવે એવી છે !"

"ખરેખર ! અજબ પ્રકૃતીની જણાય !" ચંપા બોલી ઉઠી— "સોદાગરના પંજામાં સપડાવા માટે એને તો કંઇ લાગતુંજ નથી !" આગલી રાતની માફક આજે પણ ચંપા અને રાણીએ કંઇ ખાધું નહીં, અને તે રાત્રી પણ તેમણે જાગૃત અવસ્થામાં ગુજારી. બીજે દીને સવારે સઘળી સ્ત્રીઓ દાસીઓ સંગે દાતણ પાણી કરવા માટે તંબુની બહાર ગઇ પણ તેઓ બહાર ન ગઇ તેથી થોડી વારમાં બે હથીયારબંધ સીપાઇઓ તંબુમાં દાખલ થયા, અને તેમની પાસે આવી તે-

ઓમાંથી એક બોલ્યો " તમે બંને તંબુની બહાર ચાલો ! સરદાર સાહેબનો હુકમ છે કે તમામ ઓરતોને મેદાનમાં ઝાડ નીચે બેસાડવી, જેથી મેદાનની ખુલ્લી હવા તેમને અમે તો તંદુરસ્તીમાં બીગાડો ન થાય !" રાણી જવાને ઉઠી નહી, એટલે બીજા સીપાઇએ તેમને દમ બતાવ્યો. આખરે લાચાર થઇ તેઓ બંને પણ બહાર ગઇ, અને મહુડાના એક ગંભીર ઝાડની આસપાસ બેઠેલી બીજી સ્ત્રીઓની સાથે એક બાજુએ બેસી ગઈ. ચંચળ ચંપા ચારે તરફ બારીક નજર દોડાવી આસપાસની સઘળી જગાઓ ધ્યાનમાં રાખવા લાગી. તે દીને સઘળી સ્ત્રીઓને ભોજન પણ આપવામાંજ બહાર આવ્યું, અને આગલા દીવસની પેઠે આજે પણ ચંપા તેમજ રાણીએ કંઇ ખાધું નહી. બપોરને સમયે વળી પેલી ડોકરી એક વધુ ખુબસુરત યુવતીને પોતાની સાથે લઇને આવી. બુઢા સોદાગરે તેને આદરમાન સહીત પોતાની પાસે એક ખુરસી મૂકાવીને બેસાડી અને તેની સાથે આવેલી સુંદરીને સઘળી સ્ત્રીઓ સાથે બેસવા મોકલાવી દીધી, આ સ્ત્રીને જોતાં ચંપા થોડી વાર સુધી તેણી તરફ બારીકીથી જોઇ રહી. ચંપાના મુખપર આશાની કંઇક નીશાની જણાવા લાગી, અને પોતાના અંતઃકરણનો ભાવ દબાવી ન શકવાથી આખરે તેણી તે નવી આવનાર સ્ત્રી તરફથી પોતાની નજર ખસેડી લઈ ઉંચુ જોઇ બહુરૂપીઓની છુપી બોલીમાં બોલી.— "હવે ! હું ઓળખી ગઇ છું ! સાવચેત રહેજો !" આ સાંભળતાં તે સુંદરી અજબ થઇને ચંપા તરફ જોવા લાગી. થોડીવાર પછી પોતાની જમણા પગના અંગુઠા તરફ નજર કરી તેના પરનો મેલ જાણે સાફ કરતી હોય તેમ પોતાના બંને હાથ તેના પર ઘસતાં તેવીજ માર્મિક ભાષામાં તે બોલી—" ચુપ રહેશો તો સાથે તમારો પણ છુટકારો થશે !" આ

પછી બંનેમાંથી કોઈ બોલી નહીં. સાંજ પડતા સઘળી સ્ત્રીઓને પાછી તંબુમાં લઈ જવામાં આવી, અને રાતે પણ રાણી અને ચંપા શીવાય સઘળીઓએ ભોજન લીધું, અને તેમાં પેલી નવી આવેલી બે સ્ત્રીઓ તો ખુબ જમી. મધ્યરાત્રી વીતી ગઈ. કાફલામાં સઘળા નીંદ્રાધીન થઈ ગયાં. સ્ત્રીઓના તંબુની આસપાસ સીપાઇઓ પહેરો ભરતા હતા. તંબુની અંદર એક દીપક બળતો હતો, જેનો પ્રકાશ તંબુના પ્રમાણમાં બહુ થોડો હોવાથી બરોબર અજવાળું પડતું નહોતુ. રાણી, ચંપા અને નવી આવેલી બે યુવતીઓ શીવાય સઘળી સ્ત્રીઓ ઘોર નીંદ્રામાં પડી હતી. તેઓ બને તરફ જોઇ ચંપાએ છુપી બોલીમાં કહ્યું "પહેલાં પડી હતી. તેઓ બંને તરફ જોઇ ચંપાએ છુપી બોલીમાં કહ્યું "પહેલાં મારી બેડીઓ ભાંગી નાંખો નહીં તો બૂમરાણ કરી સીપાઇઓને બોલાવી તમને પણ કેદ કરાવીશ !" માટે જલદી કરો, જે વખત જાય છે. તે તમારે માટે ભયંકર જાય છે.

"તો પછી તારી શી દશા થશે ?" એક તેવીજ બોલીમાં પૂછ્યું. "સાથે રાણી !" ચંપાએ જવાબ આપ્યો. કે તે માટે હું નીર્ભય છું તરતજ કાંઇ ન બોલતાં તે બંને સ્ત્રીઓએ પોતાની કમ્મરે સંતાડેલું એક ધારવાળું હથીઆર કહાડીને ધીરે ધીરે ચંપાના હાથપગમાંની બેડીઓ કાપી નાંખી. પ્રહર રાત બાકી રહી હતી, એટલામાં એકાએક તબુની બહાર ચારે તરફથી ઘણા માણસોએ ઘેરો ઘાલ્યો. 'મારો પકડો ! ને ઘોંઘાટ થઇ રહ્યો. બંદુકની ગોળીઓ ફુટવા લાગી, ને બહાર મ્હોટો ઘોંઘાટ મચી રહ્યો. જેથી સઘળી સ્ત્રીઓ નીદ્રામાંથી ઝબકી ઉઠી. સઘળીને એમજ લાગ્યું કે બહાર ધાડ પાડુઓએ ધાડ પાડી હશે. અને સોદાગરના સીપાઇ અને તેમની વચ્ચે ઝપાઝપ થતી હશે, તેઓ ગભરાટમાં પડી તંબુમાં આમ તેમ

રોકકળ કરવા લાગી. રાણી કલાવતી પણ ગભરાટમાં પડી ભડકી ઉઠીઉં ' ચંપા ચંપા ' એમ મ્હોટેથી બૂમ પાડવા લાગી, પરંતુ તે જણાઇ નહીં. એટલામાં પેલી બે નવી આવેલી યુવતીઓ રાણી પાસે આવી અને તેઓમાંથી એક ઉતાવળથી બોલી ' ચપળા નાહાસી ગઇ છે ! આપ ગભરાસો નહીં ! રાણી આ હલ્લો કરનારા સઘળા આપનાજ સેવક છે ! અમને પણ સ્ત્રી સમજશો નહીં ! હું પણ આપનો દાસ છું ! આપને માટે તૈયાર રાખવામાં આવેલી પાલખી હું સત્વર લઇને આવું છું ! " આમ કહી બંને સ્ત્રીઓ ત્યાંથી જતી રહી. સ્ત્રીઓના તંબુની ત્રણ બાજુ તરફનો લડાઇનો અવાજ હવે સંભળાતો બંધ થઇ ગયો હતો. એક તરફથી હજી ઘોંઘાટ વધુ સંભળાતો હતો એટલે ત્યાં હજી લડાઇ ચાલતી હોય એમ જણાતું હતું. બે માણસો પોતાના મુખ બુરખાથી ઢાંકી એક ડોલી લઇને તંબુમાં આવ્યા, અને તેમાં રાણીને બેસાડી તે ઉપાડી ચાલ્યા ગયા. સવારે તંબુમાં ચંપા અને રાણી શીવાય સઘળી સ્ત્રીઓ હતી તે ધાસ્તી અને ગભરાટથી તેમના હોંસ ઉડી ગયાં હતાં. તેઓ એક બીજીના મુખ સામે જોતી બેઠી હતી, એટલામાં રાજા ચતુરસીંહના બહુરૂપીઓ વીરકાળ, નારાયણસીંહ અને ચમનરાય પોતાની સાથે કીનખાબના પરદાવાળી સુંદર પાલખી ઉંચકાવી લાવ્યા, અને તે તંબુના દરવાજા પાસે ઉતારીને તેઓ અંદર દાખલ થઇ ત્યાં બેઠેલી દરેક સ્ત્રી તેમજ તંબુના ખુણે ખુણા જોઇ વળ્યા પણ રાણીને ન જોઇ વીરકાળે સ્ત્રીઓને પૂછ્યું "તેઓમાંથી બે યુવતીઓ ક્યાં ગઇ ? " સ્ત્રીઓનો રાત્રીનો ગભરાટ હજી નરમ પડ્યો નહોતો, એટલામાં વળી આ નવા પુરૂષોને જોતાં તેઓ વધુ ગભરાઇ ગઈ, તેથી કોઇના મુખમાંથી એક સબ્દ પણ નીકળ્યો નહીં. તેમને ગભરાયલી જોઇ ધીરજ આપવા ફરી વીરકાળે કહ્યું "તમે જરાએ

ગભરાશો કે અમારાથી ડરશો નહીં ! અમે લુંટારાઓ નથી. પાપીઓના પંજામાંથી તમો સઘળીઓને છોડવવાને અમો આવ્યા છીએ એ ક્યાં ગઇ તે જરા અમોને જણાવો !" આ ધીરજના વચનોથી તેમના જીવ કઇક સ્થીર થયાં, અને તેઓમાંથી એકે જણાવ્યું "અરે, એ નહીં પણ ચાર સ્ત્રીઓ અહીંથી ગૂમ થઇ ગઇ છે. તેઓમાંથી ત્રણ તો બે દીવસથીજ અહીં આવી હતી !"

"વળી કાલે બપોરે આવેલી એક ઓરત તો જે આંખો દહાડો રૂદન કરતી હતી તેને જ્યારે રાતના હલ્લો થયો ત્યારે કહેતી સંભળાઇ હતી કે, બહીશો નહીં, અમે તમારાજ તાબેદાર છીએ, અને આપને માટે પાલખી લાવીએ છીએ' જે પછી બે સ્ત્રીઓ ક્યાં ચાલી ગઇ હતી, તે પછી થોડીક વારે એક ડોલી આવી જેમાં ચઢીને પેલી અબળા પણ ગઇ, અને ચોથી તો શોર થયો ત્યારનીજ નહાસી ગઇ હતી." બીજીએ જણાવ્યું. આ સાંભળી વીકરાળના હોંસ ઉડી ગયા, અને તે નારાયણસીંહ અમે ચમનરાયના મુખ જોવા લાગ્યો, " ખરૂં છે ! અમેજ સ્ત્રી વેષે મહારાણીને ધીરજ આપીને પાલખી માટે તમારી તરફ આવ્યા ને ચંપા તો હલ્લાની શરૂઆતમાં નહાસી ગઈ હતી !" નારાયણસીંહે જણાવ્યું.

"ત્યારે બીજી ડોલી લઇ આવીને મહારાણીને કોણ લઇ ગયું હશે ? આમાં શો ભેદ છે તે અટકળી શકાતું નથી !" વીરકાળ વીમાસણમાં પડ્યો. ચમનરાય અને નારાયણસીંહ પણ મુઝાયો. થોડી વારે કઇ યાદ આવતાં ચમનરાય બોલી ઉઠ્યો કે, "અરે સોદાગરની ડોલીઓ બહાર પડી છે તે તો ગણી જોઇએ તે ડોલીમાં મહારાણીને લઇ જવામાં આવ્યાં હશે તો જણાશે !"

"ખરેખર આથી કંઈક જાણાશે?" વીરકાળ બોલ્યો "સઘળી સ્ત્રીઓને પણ હવે બહાર મેદાનમાં બેસાડો?" સઘળી સ્ત્રીઓને તંબુની બહાર ઝાડ નીચે બેસાડવામાં આવી. અત્રેની સઘળી ભૂમિ લોહીથી ખરડાયલી હતી, અને ઠેકઠેકાણે ધડ માથા અને હાથપગ કપાયલા માણસોની લાશો પડેલી હતી, બુઢો સોદાગર અને એમ યુવાન છોકરો હાથ પગમાં મજબૂત બેડીઓ સહીત એક ઝાડ નીચે ઉદાશ થઇ બેઠા હતા જેમના ઉપર દસ સીપાઇઓ ખુલ્લી તલવારે પહેરો ભરતા ઉભા હતા, બીજા સેંકડો માણસો બંધીવાન હાલતમાં બીજા ઝાડ નીચે બેઠા હતા, તમામ તંબુઓ ઉજડ પડયા હતાં. વીરકાળ વગેરે બહુરૂપીઓ ડોલીઓ પડી હતી ત્યાં ગયા. ચમનરાય તે ગણીને કહેવા લાગ્યા કે જુઓ આમાંથીજ એક ડોલી ઓછી થઇ છે અમે બરાબર એકવીશ ડોલીઓ ધણી હતી, અને હમણા તો વીસ છે વીસ એક ઘટી તે કોણ ઉપાડી ગયું.

"ત્યારે તો મહારાણી તેમજ ગયાં!" વીરકાળ બોલી ઉઠ્યો—"પણ ડોલી કોણ ઉપાડી ગયું હશે?" પછી ચમનરાય તરફ ફરી તેણે કહ્યું "સોનાના પડાવ આગળ આપણા દીવાનજી બેઠા છે, તેમને તેડી લાવો" થોડી વારમાં ચમનરાય દીવાનજી, સહીત પાછો આવી પહોંચ્યો, એટલે વીરકાળ બોલ્યો—" દીવાનજી, અમારી ચાર દીવસની મહેનતપર પાણી ફરી ગયું છે! લોહીનું પાણી થઇ ગયું છે. આ બુઢા સો દાગરને સ્ત્રીઓની લાલચ આપીને અમે અહીં રોકી રાખ્યો અને આપને ખબર કરી, જેથી આપ પણ સેના સહીત અત્રે આવી પહોંચ્યા, પણ જે આશા પાર પાડવાને આપણે આટલી બધી મહેનત ઉઠાવી હતી તે ઉંધી વળી ગઇ! આટલી બધી મારફાડ પછી પણ મહારાણી તેમજ ચપળ બંને ગૂમ થયાં.!"

" હે! શું કહે છે? બધા ધુમ! પલાયન! અજબ વાત! આ તો છતી આંખને આંધળી બનાવી દેનાર જબર દસ્ત મળ્યું ચંપા જેવી લોખંડની થાળીમાં સોનાની મેલકાના મારવાને સમર્થ થયું. રીતે છટકી ગઈ?" દીવાને ઉતા- વળે પૂછ્યું.

" ચંપાએ તો અમને ઓળખી કહાડયા અને જો તેના હાથ પગાંની બેડીઓ અમે ન કાપીએ તો અમને પકડાવી દેવાની તેણીએ ધમકી આપી, એટલે મહારાણીજીને છોડવવાની ઉમેદમાં અમારે લા- -ચારીથી તેણીને પણ મુક્ત કરવી પડી, એટણે એ હરામખોર તો રાત્રીની મળેલી ધાંધલનો લાગ જોઈ લાભનો નહાસી ગઇ!" -ચમનરાયે જણાવ્યું.

." મહારાણીજી વિષે આ સ્ત્રીઓને પૂછતાં જણાયું કે કોઈ બે પુરૂષો મહારાણીજીને સોદાગરની ડોલીમાં બેસાડીને લઇ ગયા!" વી- -રકાળે કહ્યું આ સઘળી હકીકત સાંભળી દીવાન પણ વીચાર કરી બોલી ઉઠયો "સોદાગરની ડોલીમાં મહારાણી ગયાં ત્યારે તો તેના હ- -રામખોર માણસોને અથવા તો એ લુચ્ચા સોદાગરનેજ પૂછવાથી મહા રાણીજીની ભાળ મળશે કેમકે, એ કામ એ પાપીઓનુંજ હોવું જોઇએ!"

"દીવાનજી, મને સોદાગર ઉપર વહેમ જતો નથી, કેમકે જ્યારે પોતેજ આપણા પંજામાં કેદ છે ત્યારે તેણે મહારાણીને કોઈ ઠેકાણે છુપાવ્યાં હોય એમ માની શકાયજ નહી! મહારાણીની ભાળ મેળવવાને થોડા સ્વારો ચારે તરફ દોડાવવા જોઇએ કેમકે તેમને લઇ જનાર પ ગેજ ગયલા હોવાથી બહુ દૂર નીકળી ગયા નહીંજ હોય!" વીરકાળે સલાહ આપી, જે દીવાનને ઠીક લાગી, અને તે મૂજબ કેટલાક સ્વારોને -યોગ્ય સુચનાઓ કરી તરતજ દોડાવવામાં આવ્યા પછી દીવાન નગરની

સંભાળ રાખવાને સોદાગર અને તેના નોકર વગેરે સઘળા કેદીઓ તે-મજ તમામ માલ મીલકત અને સૈના સહીત ચીત્રપુર જવાની તૈયારી કરવા છાવણીમાંથી વીદાય થયો, અને વીરકાળ વગેરે બહુરૂપીઓ પણ રાણીની શોધમાં નીકળ્યાં. માર્ગમાં ચાલતાં વીરકાળ નિરાશાસહ બોલ્યો "ભાઇઓ! ચીત્રપુરના રાજ્યની કેવી દુર્દશા થવા બેઠી છે! મહારાજ તો બલદેવસીંહના હાથમાં સપડાયાજ હતા, અને મહા મહેનતે આપણે મહારાણીજીની ભાળ મેળવી તો તે પણ ફરી ગુમ થયાં? ખરેખર, દુસ્મનોએ અજબ ચાલાકી વાપરી આપણને અંધ બનાવી દીધા છે. એ પણ એની ચાલાકીની અજબ ખુબી છે.

"અરે! મહારાણી સાથે ચંપાને કેદ જોઈ હું તો મનમાં મલ-કાતો હતો કે ચાલો એક કાંકરે બે પક્ષી મરશે! મહારાણીજી મળવા સાથે ચંપા પણ આપણા પંજામાં સપડાશે, પણ મનની મનમાંજ રહી ગઇ! ચંપા તો આપણા માથાની નીકળી! લુચ્ચીએ આપણને કેવા ઓળખી કહાડયા અને ગભરાવીને પોતાની બેડીઓ કપાવી!" નારાયણસીંહ બડબડી ઉઠયો.

"ભાઇઓ, મહારાણીને નહસાડી જનાર એ ચંપા તો નહી હોય?" ચમનરાયે કહ્યું.

"નહી, નહી! એકલી ચંપા મહારાણીને ડોલીમાં બેસાડીને કદી લઇ જઈ શકે નહી! વીરકાળે જણાવ્યું.

"હવે તો મહારાજાને છોડવવા માટે ગુરૂનાથ, તાજી અને હૈવરને લઇ ગયા છે તે જોઇએ શું કરી આવે છે?" ચમનરાયે બીજી વાત કહાડી.

"પણ ભાઇઓ! આપણેજ મહારાણીજીની ભાળ મેળવી શકીશું નહીં તો તેઓ શું વાઘ મારી આવ્યા છે તે જોવા માટે શું મુખ લઇ નગરમાં પાછા ફરીશું, હાલ તો આપણે જે કામ કરવાનું છે તેની ચીંતા રાખવી કે જેમાં કંઈ વળે?" વીરકાળ કંટાળીને બોલી ઉઠયો.

"હવે મહારાણીને મેળવવાની આશા છોડી દેવી! આટલા બધા સીપાઇઓની વચમાંથી ચાલાકી કરીને મહારાણીને લઇ જનાર કંઈ ઓછો ઉસ્તાદ હશે તે હવે આપણને મહારાણીનો પત્તો મેળવવા દેશે ભાઈ, એ તો રાઇના પડ રાતેજ ગયાં! ગોળના પાણીએ નાહી નાખો નારાયણસીંહે નાઉમેદી બતાવી.

"બસ આટલામાંજ હીંમત જતી રહી કે ભાઇ! બહુરૂપીઓના નામને કલંક લગાડોછો" વીરકાળે કહ્યું. આમ વાતચીત કરતાં કેટલોક પંથ કાપ્યા પછી તેઓ પોતપોતાનામાં કંઇ સલાહ કરી ફરીથી મળવાનું ઠેકાણું નક્કી કરી જુદે માર્ગે ચાલ્યાં ગયા.





## પ્રકરણ ૧૦ મું.

### દુરથી આંખનો મેળાપ.



કર્મનાસા નદીના કીનારાપર ધીચ જંગલમાં એક ઝાડ નીચે શાંતીનાથ જોશીજી અને બલસીંહ બેઠા હતા. તેમની પાસે એક ડોલી પડી હતી, જેનો પરદો ઉંચો કરેલો હતો, અને તેમાં બેઠેલી એક યુવતી બલદેવસીંહ સાથે વાતચીત કરતી હતી. વાંચનારને જણાવવાની કાંઇ જરૂર નથી કે તે સુંદરી રાજા ચતુરસીંહની રાણી કલાવતી હતી. ડોલીની બીજી તરફ તેના હાથાપર એક હાથ ટેકવી ચંપા પણ ઉભી હતી. "બલસીંહ ચીત્રપુર જવાની અમારી ઇચ્છા નથી! અમને રાજ્ય વૈભવનું સુખ નથી જોઇતું! મહારાજ સંગે રહેવામાંજ અમારૂં ખરૂં સુખ સમાયલુ છે! નાથ કેદ પડ્યા છે, તો અમને પણ તેમની સેવા માટે તેમની સાથે કેદ કરો! એમાંજ અમે સ્વર્ગનું સુખ માની શું! બસ, બલસીંહ, નાથના પવીત્ર મુખારવિંદનાં દર્શન કરાવી આ અંતરકરણમાં બળતો દાહ બુઝાવો"! રાણીએ ઉત્કંઠાથી કહ્યું.

"મહારાણી! આપને અમારી સંગે લાવવાની કાંઇ જરૂર નહોતી, અમે તો ફકત ચંપાને છોડવવાને આવ્યા હતા, માટે લઇ જઇએ હવે ફરમાવો તો ચીત્રપુર મૂકી આવીએ યા તો રાજા પાસે લઇ જઇયે કેમકે, હજી તેમને ક્યાં સુધી કેદ રાખવા પડશે તે કહી શકાતું નથી

તેમ તે હમારા હાથમાં નથી. બલસીંહે ગંભીર અવાજે કહ્યું. આથી રાણીને કઇક ધીરજ આવી અને તેણી બોલી "મહારાજા સંગે અમને મેળવશો તો અમને જીવતદાન આપ્યા સમાન બલસીંહ વીલંબ ન કરો, નાથના અમને સત્વર દર્શન કરાવો !" ગણીશું. અને તેમના ચરણનો સ્પર્શ કરાવો.

"જેવી આપની ઇચ્છા ! પરંતુ જે સ્થળે રાજાજી છે ત્યાં આ ડોલીમાં બેસાડીને આપને લઇ જઇ શકાશે નહીં કારણ કે આપને બેહોશ કરીને ત્યાં લઇ જવાં પડશે ! માફ કરજો મહારાણી, પણ તે શીવાય બીજો એક ઉપાય ન હોવાથી લાચાર છું !" બલસીંહે દયામણે અવાજે જણાવ્યું. તરતજ રાણી ડોળીમાંથી બહાર નીકળી. ઉત્કંઠાથી બોલી "અહો! એમાં શું ? બેહોશ થવાને અમે તૈયાર છીએ ! અરે, એ તો શું પણ નાથને માટે આ દેહનો ભોગ આપતાં પણ અમે અચકાઇશું નહીં ! નાથને મળવાના આનંદમાં મ્હોટી ખાઇઓ કુદાવી જવી હોય. તુફાની સમુદ્ર તરી જવો હોય તો અમારા સતીત્વના પ્રભાવે તે વીકટ માર્ગ પણ અમે વટાવી જઇશું ! લાવો. બેહોશીની ભુકી અમે હાથેજ સુંઘીએ છીએ !" બલદેવસીંહ પોતાની થેલીમાંથી કાળા રંગની ભુકી કહાડી આપી, જે લેતાં રાણી બોલી "એ ભુકી સુંઘવાનું તો શું પણ શીરછત્રના દર્શનની કબૂલાતે હળાહળ ઝેર ખાવાનું કહો તો તે પણ વગર આનાકાનીએ અમે ખાઇશું !" આટલું કહી રાણીએ પોતાના હાથમાંની ભૂકી સુંઘી, જેની અસરથી તરતજ તેણીને મૂર્છા આવી ગઇ. ચંપાએ પોતાના બે હાથે પકડી તેણીને ધીમેથી પોતાના ખોળામાં સુવરાવી દીધી.

"હવે તમે રાણીને ગુફામાં મૂકી આવો ! ત્યાંથી પાછા ફરશો ત્યાંસુધી હું આ જંગલમાંજ રહીશ ! અને ચંપાએ હવે નવલગઢ જવું

જોઇએ !" જોશીજીએ જણાવ્યું, જે ચંપાને ગમ્યું ન હોય. એવો ચહેરાપર ભાસ જણાતાં બલદેવસીંહે તેણીને નવલગઢ જવાને સમજાવી, પણ ન માનતાં તેણી બોલી કે, "કુંવરીઆની ભાળ મળશે નહી, ત્યાં સુધી હું નગરમાં કદી પણ પછી ફરનાર નથી ? જુઓ ! આ સોદાગરના પંજામાં હું ફસાઇ હતી તો મારી પોતાની ચાલાકીથીજ પાપી તેના પંજામાંથી છુટી છું ! મારે માટે તમે લેશ પણ ચીંતા કરશો નહીં."

"એ તો ખરૂં ! અમે તો કુવરીનો પત્તો મેળવવાની આશામાં સોદાગરના તંબુઓમાં ફરી વળ્યા, પણ કુંવરીને બદલે તમને અને રાણીને ફસાએલાં દીઠાં. તમને છોડવવાની અમે તજવીજ કરતા હતા એટલામાં વીકરાળ, ચમનરાય અને નારાયણસીંહને રાણીને છોડવાની બાજી રચના જોઈ અમે ધાર્યું કે, ભલે તેઓ મહેનત કરે. તેમની સાથે અમને પણ અમારી ધારણા પાર પાડવાની તક મળી જશે ! અને આખરે થયું પણ તેમજ ! તમે તમારી પોતાની ચપળતાથી છટકી આવ્યાં ! હવે એ તો બધું ઠીક પણ તમે નગરમાં પાછા નહીં ફરો તો કયાં જસો, કુંવરીને કયાં શોધસો ? અમે કુંવરીને નવલગઢ લઇ જઇએ અને તમે જંગલમાં રખડ્યા કરો, એવું બને તો ?" બલદેવે પૂછ્યું.

"તો હું પણ કંઈ છેક બેવકુફ નથી ! ચારે તરફ તપાસ રાખીશ !" ચંપાએ જવાબ આપ્યો. બલદેવે અને શાંતીનાથે તેણીને બહુ સમજાવી પણ તેણીએ ન માનતા કાન્તાની શોધમાંજ જવાનો પોતાનો ઠરાવ જણાવ્યાથી લાચાર થઇ બલદેવે તેને પણ મરજી પડે ત્યાં જવાનું જણાવી તથા જોશીજીને પણ તેજ જંગલમાં છોડી રાણીની ગાંસડી બાંધી ગુફાનો માર્ગ લીધો. ચંપા પણ જોશીજીની આજ્ઞા લઇ કુંવરીની શોધમાં એક તરફ નીકળી પડી. શાંતીનાથે જંગલમાં એકલો

પડતાં કુંવરી અને ચપલા ક્યાં હશે તે પોતાની રમલની ગણુત્રીપરથી જાણવાને માટે પોતાની પોથી છોડી અને પાટી કહાડી રમલ નાંખી ગણુત્રી કરવા માંડી. થોડીવાર સુધી ખૂબ ધ્યાનથી ગણુત્રી કીધા પછી એકાએક તેના ચહેરાપર ખુશાલી ઝળકી ઉઠી. હોઠો ઉપર હાસ્ય છવાઇ રહ્યું, ઉતાવળે તેણે પોતાની પોથી વગેરેનું પોટલું બાંધી લીધું અને ઉઠીને ઝડપથી ગુફા તરફ દોડયો. બલદેવ ખંભાપર રાણીની ગાંસડી સહીત લગભગ ચારેક ગાઉ ગયો હશે, એટલામાં પાછળથી "ઉભા રહો!" એવો અવાજ સાંભળતાં ફરીને જોયું તો શાંતીનાથને ઉતાવળે દોડતો પોતાની તરફ આવતો જોઇ તે ઉભો રહ્યો, અને તે આટલી ઝડપે દોડતો શા માટે આવતો હશે, તે માટે વીચારમાં પડયો, પણ પાસે આવી પહોંચતાં તેના ચહેરાપર આનંદની નીશાનીઓ જોતાં બલદેવની ધીરજ આવી અને તેણે પૂછ્યું "કેમ જોશીજી, આટલી ઉતાવથી દોડતા શા માટે આવ્યા?"

"બસ હું પણ તમારી સાથે ગુફામાં આવું છું! ચાલો! ઉતાવળ કરો! ગુફામાં મારે શા માટે આવવું છે એ હું ત્યાં જઇને જણાવીશ! તમે અહીં ઉભા રહો નહીં! બસ, ચાલો!" શાન્તીનાથ ઉતાવળે બોલ્યો. બલદેવ અજબ થયો, ને તેણે પૂછ્યું "પણ તમારાં આ ભેદી બોલવાનો કંઈ અર્થ તો સમજાવો?"

"બસ, આપણો બેડો પાર! કામ ફત્તેહ! કુંવરીની ભાળ મળી! હવે ગુફામાં ઉતાવળે ચાલો! કુંવરીને ત્યાંજ જોશો! ત્યાં કુંવરી કેવી રીતે આવ્યાં તે હાલ પૂછશોજ નહીં! તમારા ગયા પછી મેં રમલ નાંખી ગણુત્રી કરી જોઇ તેપરથી શોધ ભાળ મળી!" શાન્તીનાથ હર્ષાવેશમાં બોલી ઉઠયો. તેનું કહેલું સત્ય હશે એવી પહેલાં

તો બલદેવની ખાત્રી થઇ નહીં, પણ જ્યારે શાન્તીનાથે પ્રતિજ્ઞા લીધી ત્યારે બલદેવના આનંદનો પાર રહયો નહીં, અને ઉમંગભર તેઓ ઉતાવળી ચાલે ગુફા તરફ ચાલ્યા, અને છેક બીજે દીને સાંજે ગુફા આગળ જઇ પહોંચ્યા. શાન્તીનાથની આંખે પાટા બાંધ્યા વગરજ બલદેવ ગુફાનો દરવાજો ઉઘાડવા લાગ્યો. તેણે સીંહના મુખમાંથી જીભ બહાર ખેંચી કહાડી અને પછી દરવાજાની બંને બાજુએ ભીંતમાં સંગેમરમરના બે પથ્થરો જડેલા હતા, તેઓમાંથી જમણી તરફના પથ્થરને તેણે જોરથી પાટું મારી, એટલે એક મ્હોટો ધડાકો થયો, અને સાથેજ તે પથ્થર દીવાલની અંદર ધુસી જઈ આડો પેસી ગયો, અને ન્હાના સરખા એક ચોતરાપર એક સાપ ગુંચળું વાળીને બેઠેલો જણાયો. આ સાપની ગરદન પકડીને પેચની માફક બલદેવે કેટલાક આંટા ફેરવ્યા, કે તરતજ દરવાજો ઉઘડી ગયો, એટલે રાણીની ગાંસડી સહીત તેમણે અંદર દાખલ થઇને અંદરથી બારણા પાછાં બંધ કરી ડાબી બાજુએ દીવાલની અંદર માણસનો હાથ જઇ શકે એવડું એક બાકોરૂં હતું, તેમાં હાથ નાંખીને બલદેવે શાંતીનાથને કહ્યું કે " આ દીવાલમાંની એક ચાવી ફેરવવાથી પેલો બાહારનો પથ્થર ફક્ત બંધ થઇ જાય છે. એથી કંઇ દરવાજો ઉઘાડી શકાતો નથી. ઉઘાડતી વખતે તો જેવી રીતે બાહારથી આપણે ઉઘાડયો, તેવીજ રીતે કરવું પડે છે ! " દરવાજો બંધ કરી તેઓ આગળ ચાલ્યા. ખુલ્લા મેદાનમાં પહોંચીને રાણીની ગાંસડી છોડી તેણીને શુદ્ધિમાં આણીને બલદેવે કહ્યું " ચાલો મહારાણી, હવે આપને રાજાજી સમીપ લઇ જઇએ છીએ ! " આસપાસની વસ્તુઓ અને દેખાવો જોઈ અજાયબ થતી રાણી પોતાના પતીને મળવાની આતુરતામાં તેમની સાથે ચાલી. ચાલતાં ચાલતાં બલદેવે અધીરાઇથી શાંતીનાથને કહ્યું કે " કુંવરી ક્યાં છે ? " એમ પુછતાં તેણે જણાવ્યું " બતાવું

છું, ઉતાવળ ન કરો આ સ્થાનમાં પહેલાં હું કદી આવેલ ન હોવાથી બધી જગ્યાઓ જાણતો નથી ! રાજા ચતુરસીંહને મહારાણીજી તો સોંપો એટલામાં કુંવરી પણ બતાવું છું !" વાત કરતાં તેઓ પેલા નાળા આગળ જઈ પહોંચ્યાં. નાળાને સામે પાર એક ખડકપર ઉભા રહી સીધા ઉંચા ડુંગરની ઉપર કંઇ જોતો રાજા ચતુરસીંહને ઉભો હતો, તેનાપર તેમની નજર પડી. રાણી તો રાજાને જોતાંજ ભાન ભૂલી જઇ પોતાનો જુસ્સો દબાવી ન શકવાથી પતીને મળવાની ઉત્સુકતામાં નાળામાં કેટલુંક ઉંડુ પાણી છે, અથવા સામે પાર કેવી રીતે જઇ શકાશે તે સંબંધી કંઇ પણ જાણ્યાં વગર ઉતાવળે નાળામાં કુદી પડી અને પાણી બહુજ થોડુંક હોવાથી સામે પાર જઈ આંખમાં આંસુ સહીત દોડીને રાજાને ભેટી પડી. રાજાએ ચમકીને નજર ફેરવી અને રાણીને જોતાં આનંદમાં આવી તેણીને અનહદ સ્નેહથી પોતાની છાતી સાથે ચાંપી. બલદેવ અને શાંતીનાથ પણ તેની પાછળ સામે પાર ગયા. રાજાની નજર શાંતીનાથ તેમજ બલદેવ પડતાં તેણે અજાયબ થઇને પૂછ્યું—" શાંતીનાથ, તમે પણ બલદેવસીંહના પંજામાં ફસાઇ ગયા છે કે શું ?"

" નહીં, એમની મહેરબાનીથી અત્રે આવ્યો છું. એમણે મને એક પોતાના સાથી તરીકે કબૂલ રાખ્યો છે અને હવે હું કુમાર શ્રી વીરસીંહની સેવામાં રહયો છું !" શાંતીનાથે જણાવ્યું. રાજાને આથી બહુ ગુસ્સો ઉપજ્યો, અને લાલચોળ આંખો કરી તેણે તેની તરફ જોયું, એટલે શાંતીનાથ બોલ્યો કે, " રાજાજી ! હવે આપ ક્રોધાયમાન થશો એથી આપનું શું વળવાનું છે ? જ્યાં મન માન્યું ત્યાં આપણે તો રહ્યા. સન્માન મળે ત્યાંજ સેવા કરવી યોગ્ય છે ! મહારાજ ! મારી

સાથે, આપેજ કેવી નીચ વર્તણુક ચલાવી તે તરફ દ્રષ્ટિ કરો, અને તે વખતે આપે કંઇ વીચાર કર્યો હતો ! આપણો સંબંધ આટલેથીજ તુટવાનો નીર્માણ થયેલ હશે ! બીજું શું ?" આ સાંભળી રાજા નીચું મસ્તક કરી ચુપ ઉભો રહ્યો, એટલામાં "બલદેવસીંહ" એવો ઝીણો અવાજ ઉપરથી આવ્યો, એટલે ચમકી બલદેવસીંહે ઉંચું જોયું, તો પર્વતની ટોચપર કુંવરી ઉભેલી જણાઇ. તેણીની કંગાળ હાલત જોતાં બળદેવની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. નાગણ સરખા કાળા વાળનો ચોટલો વીખરાઇ ગયો હતો. ગુલાબની ખીલતી કળી સરખું મુખારવીંદ કરમાઇ ગયું હતું, સ્વેત વર્ણનાં શરીરપર મેલ ચઢી ગયો હતો. તેણીનાં વસ્ત્ર ફાટી ગયાં હતાં, અને તેણીની આંખમાંથી પણ આંસુની ધારા વહી રહી હતી. પહાડની ઉપર એક નાની શરખી ગુફાના દ્વાર આગળ નીચી વળીને ઉભી રહીને તેણી આતુરતાથી બલદેવસીંહને પોકારી રહી હતી. કુંવરી પાસે જવાને અધીરો બની જઇ બલદેવસીંહ પહાડપર ચઢવાને તે તરફ ધસ્યો, પણ પહાડ સીધો ઉંચો હોવાથી ઉપર ચ્હડવાનો એક માર્ગ જણાયો નહી. તેણે ઘણી તજવીજ કરી અને આખરે લાચાર થઇ થાકીને નીરાશા સહ ઉંચે જોઇ તેણે બૂમ પાડીને પૂછ્યું " રાજકુંવરી, તમે ત્યાં કેવી રીતે જઇ પહોંચ્યા ?" બલદેવસીંહનું બોલવું સુંદરીએ સાંભળ્યું પરંતુ તેણીનો ઝીણો અવાજ બલદેવસીંહ સુધી બરોબર ન પહોંચવાથી ફક્ત એટલા શબ્દો સાંભળ્યા કે "નસીબ...આવી...પ્રકારે...કહાડું છું" કુંવરી સંગે બરોબર વાત પણ કરી ન શકયાથી તે મનમાં બહુ દુઃખી થયો. કુંવરી પછી પણ બીજું કંઈ બોલી જે પણ તે બીલકુલ સમજી શકયો નહીં. ફક્ત કોઇ બોલે છે, એમ અવાજ તેને સંભળાયો. તેણીને ધીરજ આપવા તે મ્હોટે અવાજે બોલ્યો "રાજકુંવરી આપ ગભરાશો નહીં ! આપને

માટે તજવીજ કરીએ છીએ !" આનો જવાબ કુંવરીએ કંઈ પણ આપ્યો નહીં, પણ એક જંગલી ઝાડમાંથી એક પાંદડું તોડી એક અણીયાળા પથ્થરવડે તેપર કંઇ લખીને પોતાના સાળુના પાલવમાંથી એક ચીરો ફાડી તેમાં તે પાંદડું અને સાથે એક પથ્થર બાંધી તેની તરફ ફેંક્યું, જે નાળાના કીનારાપર આવી પડયું. તેણે આતુરતાથી તે ઉપાડી કપડું ઉખેડીને વાંચી જોયું તો તેમાં ફક્ત એટલું લખ્યું હતું કે "તમે જઇને પહેલાં કુમારને અત્રે તેડી આવો !" બલદેવે શાંતીનાથને તે વંચાવ્યું, અને પછી કહ્યું "જોશીરાજ ! આપ અત્રે રોકાઓ તો હું જઇને કુમારને તેડી લાવું છું, એટલામાં કુંવરીને મળી શકીએ એવો કોઇ રસ્તો આપ શોધી રાખો !" શાંતીનાથને તે વીચાર પસંદ આવ્યો, એટલે તેને કેટલીક સુચનાઓ કરી, તે ગુફાની બહાર આવી દરવાજો બેવડી ચાવીએ બંધ કરી નવલગઢ તરફ ચાલ્યો. પ્રીય વાંચનાર ! બલદેવસીંહ અને શાંતીનાથ કુંવરીની શોધમાં વીદાય કરી કુંવર દેવીસીંહ સહીત નવલગઢ પાછો ફર્યો ત્યારે રાજા વગેરે સઘળાઓએ એમજ ધાર્યું હતું કે કુંવરી પણ તેમની પાછળ આવતીજ હશે, પરંતુ કુમારે સઘળી હકીકત કહી સંભળાવતાં રાજાની દીલગીરીમાં વધારો થયો હતો. રાજા ચતુરસીંહ કેદ પકડાવાની ખબર જાણી તેને જોકે આનંદ થયો હતો પરંતુ નાળામાંથી કુમારી ગૂમ થવાની હકીકત સાંભળી તેથી તે તદ્દન નીરાશ થયો. દીવાન વગેરેએ તેનાં મનનું સમાધાન કરવા બહુ બહુ સમજાવવા છતાં પણ રાજાની ઉદાસી ઘટી નહોતી. રાણી પણ આહાર નીંદ્રા ત્યાગી અહર્નિશ કુંવરીને સંભારતી કલ્પાંત કરતી હતી. કુમાર પણ ઘણા દીવસો સુધી નવલગઢમાંજ રહ્યો. તેના ચહેરાપર નીરંતર ઉદાસી છવાઈ રહી હતી. એક દીવસ મધ્યરાત્રીને સમયે કુમાર કુંવરીના વીરહની પીડાથી નીંદ્રા આવતી ન હોવાથી પોતાના ઓર-

ડામાં વીચારતરંગમાં અથડાતો શય્યામાં તરફડીયા ખાતો હતો. ઓરડાનો દરવાજો અંદરથી બંધ હતો. એટલામાં બહાર કોઇની વાતચીત થતી હોય એવો અવાજ સંભળાયો, અને 'કુંવરી' એ શબ્દ કુમારને કાને પડયો. તરતજ પલંગપરથી ઉઠીને ઉતાવળો દરવાજા આગળ કાન ધરી તે સાંભળવા લાગ્યો તો નીચેના શબ્દો તેના સાંભળવામાં આવ્યા–"પહેલાં હું માનતો હતો કે કુંવરીબા ઉપર વીરસીંહનો દૃઢ સ્નેહ છે, પણ હવે પરદો ઉઘડી ગયો, અને ખુલ્લું જણાયું કે ફક્ત નવલગઢની રાજ્યગાદી ઉપર તેની નજર બગડી છે! આમ માનવાને કારણ દેખીતુંજ છે! જો વીરસીંહનો કુંવરીબા ઉપર ખરો સ્નેહ હતો તો તેણીની શોધ–" એક અવાજ સંભળાયો પણ વાકય પૂર્ણ થાય તે પહેલાં બોલવું બંધ થઇ ગયું અને 'ચોર, ચોર!' એવી બૂમ પાડતા દરવાનો સંભળાયા, અને થોડી વારમાં તે અવાજ પણ બંધ થઇ ગયો. કુમાર ઘણી વાર સુધી બારણાને કાન લગાડી સાંભળવાને ઉભો રહ્યો પણ પછી કંઇ સંભળાયું નહીં. ઉપલી વાતચીત દ્વારપાળો કરતા હશે, એવી કુમારે અટકળ કરી, અને વીચારમાં પડી તે શય્યાપર આવી બેઠો. એક ઉંડો નિશ્વાસ નાંખીને તે પોતાના મનમાં બોલ્યો કે, "હાય! આ શું સંભળાયું! ખરેખર જ્યારે હલકા દરવાનના મનમાંજ આમ ઠસી ગયું છે કે કુંવરીપર અમારો પ્રેમ નથી તો રાજા રાણી પણ અવશ્ય એવોજ વીચાર બાંધી બેઠાં હશે! હવે અત્રે રહેવું યોગ્ય નથી, તેમજ અચલગઢ જવાથી લોકોની પક્કી ખાત્રી થશે કે કુંવરી તરફ અમે જે પ્રેમ દાખવતા હતા તે સઘળો કૃત્રિમ હતો! હવે કયાં જવું? શું કરવું?" આમ વીચાર કરતાં સવાર પડી, જેનું પણ તેને ભાન રહ્યું નહીં. પ્રાતઃકાળના સુરજના મંદ કીરણો બારી વાટે કુમારના મુખપર પડતાં તે ઉઠયો અને નિત્ય કર્મથી ઉતાવળો પરવારી પ્રહર

દીન ચઢતાં સ્વારીનો અશ્વ મંગાવી એકલો રાજમહેલની બહાર નીકળ્યો. તેની સાથે જવાને ઘણા માણસો તૈયાર થયા, પણ તેણે પોતાની સાથે આવવાની સઘળાઓને મનાઇ કરી, એટલે તેઓ તો અટકી ગયા, પણ દેવીસીંહ અટકયો નહીં. તે કુમારની પાછળ ચાલ્યો. દેવીસીંહ પાછળ રહીને પોતાનાથી છૂટો પડી જાય, એવી મતલબથી કુંવરે પોતાના અશ્વને જોરથી દોડાવ્યો, પણ દેવીસીંહ દોડવામાં બહુ ઝડપી હોવાથી તેણે ઘોડાનો સાથ છોડયો નહીં. બહુ લાંબે જતાં કુમારનું ઉશ્કેરાયલું ચીત્ત શાંત થતાં દેવીસીંહને બહુ થાકેલો છતાં પોતાની પાછળ દોડતો આવતો જોઇ પોતાની તરફના તેના અસીમ સ્નેહભાવથી કુમારનું મન પીગળ્યું અને તેણે પોતાનો અશ્વ ઉભો રાખી દેવીસીંહ તરફ હસ્તે મુખાવીંદે જોયું, એટલે દેવીસીંહ ઉભો રહી દેવીસીંહે આતુરતાથી પૂછ્યું "મહારાજ કે, આપની શી ધારણા છે તે તો જણાવો!" કુંવરે ઘોડા ઉપરથી ઉતરી કહ્યું "ભાઇ, તું બહુ થાકી ગયો છે! જરા બેસીને વીશ્રામ લે તો પછી તને સઘળું કહીશ!" દેવસીંહે પોતાનો દુપટો કુમારને બેસવા માટે પાથર્યો, અને ઘોડાપરનું પલાણ તેપર બીછાવી ઘોડાને ચરતો મુકી કુમારની સામે બેસીને પુછ્યું "બોલો, આપ શો વીચાર કરીને આમ એકાએક નવલગઢથી ચાલ્યા આવ્યા છો?" જેના જવાબમાં કુમારે રાતે સાંભળેલી દરવાનોની વાતચીતની સઘળી હકીકત જણાવી અને છેવટે કહ્યું. "હવે કુંવરીની ભાળ મળશે નહીં ત્યાં સુધી અમે કદી પણ નગરમાં પાછા ફરનાર નથી." કુમારનો આ ઠરાવ વાજબી નથી એમ જણાવી તે ફેરવવાને દેવીસીંહે તેને બહુ સમજાવ્યા બાદ છેવટે કહ્યું કે, "કુમાર! નવલગઢ જવાની આપની ઇચ્છા નથી તો આપણું નગર પણ સમીપ છે. ત્યાં ચાલો!"

"અહીંથી આપણું નગર કેટલું દૂર હશે ?" ઘણી વાર સુધી ઉંડો વીચાર કીધા પછી કુંવરે પૂછ્યું.

"અહીંથી લગભગ બે કોસ દૂર હશે ? જુવો પેલું વડનું ઝાડ જણાય છે, તે આપણી ગુફાની પાસેનુંજ છે !" લાંબો હાથ કરી બતાવતાં દેવીસીંહે કહ્યું.

"આપણે છેક અહીં આવી પહોંચ્યા છીએ !" ઝાડ તરફ જોતાં કુંવરે અજાયબી બતાવી, એટલામાં સામેથી બલદેવસીંહને આવતો જોઇ તે ઉઠીને ઉતાવળે તેની તરફ દોડયો. દેવીસીંહ પણ તેની પાછળ ચાલ્યો. કુંવર અને દેવીસીંહને પોતાની તરફ આવતા જોઇ બલદેવસીંહ સામો દોડતો આવ્યો. પાસે જતાં કુમારે અધીરાઇથી પૂછ્યું "ભાઇ! કુંવરીની કંઇ ભાળ મળી ?"

"હા ! તેણે ઉત્સાહ સહીત જવાબ આપ્યો.

"ક્યાં ?" કુમારે આતુરતાથી પૂછ્યું.

"ગુફામાં ચાલો બતાવું ! કુમાર, હું આપને તેડવાનેજ આવતો હતો ! તેણે જણાવ્યું, અને પૂછ્યું "વારૂ, ! આપ નવલગઢથી અત્રે શા માટે આવ્યા હતા ?"

"એની હકીકત દેવીસીંહને પૂછવાથી જણાશે, પણ ગુફામાં તો ચાલો !" દેવીસીંહ તૈયાર કરેલા અશ્વપર ઉતાવળે બેસતાં કુવરે જણાવ્યું, અને ગુફા તરફ ઘોડો ચલાવ્યો. દેવીસીંહ અને બલદેવસીંહ પણ પાછળ ચાલ્યા. ગુફા આગળ આવી પહોંચતા બલદેવસીંહે હસીને કહ્યું "કુમાર ! ગુફાનું દ્વાર ઉઘાડતાં પહેલાં આપની આંખે પાટા બાંધવા પડશે !" સન્તાને મળવાની અધીરતામાં કુલીન પોતાની આંખે પાટા બંધાવવાને

તૈયાર થયો, એટલે તેણે હસીને કહ્યું " કુમાર, ! આપ ભલે જુવો, પણ હવે સાવધ રહેજો !" આમ કહેતાં તેણે દરવાજો ઉઘાડયો, અને તેઓ અંદર ગયા. તેઓ નાળાના કીનારાપર શાંતીનાથ પાસે જઇ પહોંચ્યા, એટલે તેણે કુમારને હાથ ઉંચો કરી બતાવતાં કહ્યું " જુઓ ઉપરથી કુંવરી આપણી તરફ જોઇ રહ્યાં છે !" કુમારને આવતો જોતાં કુવરી પણ આતુરતાથી તેમની તરફ જોઇ રહી હતી. કુમારની પણ એવીજ હાલત થઇ. આતુરતાસહ તે પર્વતની તળેટી તરફ ધસ્યો પણ તેણે તેને અટકાવીને કહ્યું કે, " કુમાર ! ઉપર ચઢી શકાય તેમ નથી ! ઊપર ચઢવાનો માર્ગ હોત તો કુમારીનેજ નગરમાં તેડી આવત નહી ?" નીરાશ થઈ કુમાર આતુરતાથી કુવરી તરફ જોઇ રહ્યો. બંનેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. વાંચનાર ! કેવો હૃદયભેદક દેખાવ હતો ! જેને માટે કુમારે રાજમહેલના સુખવૈભવનો ત્યાગ કરી પોતાના જીવપર આટલો બધો જોખમ ખેડયો હતો, તેને આજે નજરે જોતાં પણ કુલીન મળી શકતો નથી—અરે, અંતર ખોલીને વાતચીત પણ કરી શકતો નથી ! આહા ! આ સમયની તેમની સ્થીતિનો ચીતાર અમે શું આપી શકીએ ?! કુંવરીને કેવી રીતે મળવું તે વિષે બલદેવસીંહના પૂછવાથી શાંતીનાથે જણાવ્યું " ભારે ઝહેમત ઉઠાવ્યા વીના કુંવરી પર્વત ઉપરથી ઉતરી શકે એમ નથી ! જે માર્ગે તે ઉપર ગયાં છે તેજ માર્ગે આપણે તેમને મળી શકીશું ! મે રમલથી ગણત્રી કરી જોઇ તો તેપરથી પણ એમજ જણાય છે; બાકી આપણી બીજી મહેનત સઘળી વ્યર્થ છે, માટે કુંવરી ઉપર કેવી રીતે અને કયે માર્ગે આવ્યાં તે એમને પૂછીને જાણવું જોઇએ તો પછી આપણે ત્યાં પહોંચીને કંઇ તજવીજ કરીએ. કેમકે કુંવરી એક તલેસમમાં ફસાયાં છે, એમ મને લાગે છે !" આ સલાહ બલદેવસીહને સારી લાગી, અને તરતજ તેણે

મ્હોટેથી બૂમ પાડીને કુવરીને કહ્યું કે, "રાજકુંવરી, જેવી રીતે આપે પહેલાં મને પાંદડાપર લખીને આપની ઇચ્છા જણાવી તેવીજ રીતે આપ કયે રસ્તે આ પર્વતપર આવ્યાં છો તે પણ એટલામાં પાછળથી કોઇના પગલાંનો અવાજ આવતાં તેણીએ પીઠ ફેરવીને જોયું, તો ચપલાને આવતી જોઇ, એટલે ઉઠીને આતુરતાથી દોડી જઇ તેને ભેટી પડી, અને બોલી "સખી, તું આવી તે ઠીક થયું! જો સઘળાઓ નીચે આપણી તરફ આતુરતાથી જોતા ઉભા છે. બહેન! તેમનું બોલવું અમને સંભળાય છે, પણ અમારો અવાજ તેમના સુધી પહોંચતો નથી, તેથી આ સ્થળે કયાંથી આવ્યાં તે આ પાદડાંપર લખીને નીચે ફેંકવાનો વીચાર હતો, એટલામાં તને આવતી જોઇ!" આમ કહી કુવરી તેનો હાથ પકડી પહાડના કીનારા તરફ ચાલી. ચાલતાં ચાલતાં ચપલાએ પૂછ્યું "કુંવરીબા તમને પેલો બગલો ગળી ગયો હશે?"

"બસ! એ બગલાએજ ગળીને અત્રે પહોંચાડી, અને તું પણ તેમાંથી સપડાઇ હઇશ?" કુવરીએ પૂછ્યું.

"ના, એ બગલાની કરામતી તો હું જાણી ગઇ, પણ બીજે માર્ગે સપડાઇ!" ચપલાએ જણાવ્યું "પણ એ વાત આપણે પછી કરીશું!" આમ વાત કરતી તેઓ કુવરી પહેલાં જ્યાં બેઠી હતી ત્યાં આવી પહોંચી, એટલે ચપલાએ નીચે ઉભેલા કુમાર વગેરે તરફ જોયું. તેણીને કુંવરી પાસે જોતાં કુમાર અને બલદેવસીંહ વગેરેને પણ થોડી ધીરજ મળી. આસપાસના પર્વતો તેમજ નીચાણ વગરનો અંતર જોઇને ચપલાએ કુવરીને કહ્યું. "પાંદડાપર લખવાની કંઇ જરૂર નથી। મારો અવાજ કુમારને સંભળાશે, એટલે હું એમને આપણી વીતક કહું છું!" આ પછી ચપલાએ કુલીન અને બલદેવસીંહ વગેરે સાથે શી વાતચીત કરી

તે જાણીએ તે પહેલાં પેલા ભોયરાના દરવાજાને પોતાની કમંદથી બાંધીને તેમાં ઉતર્યા પછી તેણી અત્રે કયાંથી આવી પહોંચી તે આપણે જાણી લઇએ. ભોંયરામાં ઉતરીને તે એક ઓરડામાં જઇ પહોંચી, જેને ભીંતમાં દરવાજાનાં ચોકઠાંઓ હતાં, પણ તેઓમાં બારણાઓ નહોતાં. ઓરડીની બહાર ઉભી રહી નમીને પહેલાં તેણે બારીકીથી સઘળી તરફ જોયું, અને પછી અંદર દાખલ થઇ કે તરતજ પાછળથી ચોકઠાના ઉપલા ભાગમાંથી લોખંડનો દરવાજા સરખો એક પડદો મ્હોટા અવાજ સાથે પડયો. જેથી ચમકીને તેણે પાછળ ફરી જોયું તો દરવાજો બંધ થઇ ગયો હતો. આ ઓરડામાં અંધકાર હોવાથી બહાર નીકળવાનો એક રસ્તો જણાયો નહીં. ચપલા મુઝવણમાં પડી અને અંધારામાં રસ્તો શોધવાને ચારે તરફ ફરીને ફાંફાં મારતાં એક ન્હાના ખાડામાં જઇ પડી. જે સાથે એક અવાજ થઇને બીજી તરફનો દરવાજો ઉઘડી ગયો, ને ઓરડામાં અજવાળું પડવા લાગ્યું. ખાડામાંથી નીકળી ઉઘડેલા દરવાજા આગળથી જોતાં રંગબેરંગી ફળફૂલ વગેરેના ઝાડો અને રોપાઓથી શોભી રહેલા બાગ સરખું રમણીક સ્થાન જોઇ તેમાં ચાલી. બાગના એક ભાગમાં ન્હાની નેહેરના રૂપમાં પાણી વહીને સઘળા ઝાડોને પહોંચતું હતું. સામે એક બારાદરી હતી જ્યાં બાગમાં ફરતી ફરતી ચપોરી જઇ પહોંચી. આ બારાદરી સઘળી કાળા પથ્થરની બાંધેલી હતી. બારાદરીની વચમાં આરસપહાણનું એક નકસીદાર સુંદર સીંહાસન હતું, જેના ઉપર સંગેમરમરનો એક ચોરસ પથ્થર ગોઠવેલો હતો, તે ઉપર નીચે પ્રમાણે કોતરેલા અક્ષરો વંચાતા હતાઃ—

આ તલેસમમાં જે માનવી આવી ફસાય છે, તે કદી બહાર નીકળી શકતું નથી. આ તલેસમ તોડનારને અખૂટ ખજાનો મળશે,

પણ આ તલેસમ તોડવાની મુરાદ રાખનાર બળવાન રાજવંશી હોવો જોઇએ.

ચપલાએ અજાયબ થઇ ખુબ ધ્યાનથી ઉપલું વાંચી જોયું. હવે તેણીની ખાત્રી થઇ કે, ખંડીએરની બહાર કદી નીકળી શકાય તેમ નથી. બાગમાં ભટકીને તેણી થાકી પાછી બારાદરીમાં આવી, કંઇ ન સુઝતાં તે પેલા સીંહાસન પાસે જઈ સીલાલેખ ફરી વાંચવા લાગી. તે ઉપાડીને જોવાની ઇચ્છા થતાં તેણી વાંકી વળી, પણ તેને તેણીનો હાથ અરડકતાંજ તેણીના આખા શરીરમાં ઝણઝણાટી થઇ આવી અને તરતજ તેણી મુર્છાગત થઈ જમીનપર પડી. આખો દીવસ તે આ હાલતમાં ત્યાંજ પડી રહી. અને છેક સાંજે શુદ્ધિમાં આવી એટલે બાગમાંની નહેરને કીનારે જઇ તેણીએ પોતાનું મોઢું ધોયું નીરાશા તેમજ ગભરાટમાં ચપલા પાછું બારાદરીમાં ગઇ. હવે રાત્રી પડવા માંડી, એટલે આખી બારાદરીમાંથી એક જાતનો ચળકાટ નીકળવા લાગ્યો, જે રાત્રીના વધવા સાથે વધતો ગયો. તે બારાદરીમાં કોઇ પણ સ્થાન એવું નહોતું કે જે ચળકતું નહોતું, અને તેનો પ્રકાશ બાગના થોડા ભાગમાં પણ પડતો હતો. આ ચળકાટ કયાંથી નીકળતો હતો તે જાણવા માટે ચપલાએ ભોંય વગેરે સઘળે ઠેકાણે હાથ ફેરવી જોયો, પણ કંઇ સમજાયું નહી. અજાયબી, બ્હીક અને નીરાશાથી છવાયલા અંતઃકરણે તેણે આ આખી રાત જાગૃત હાલતમાંજ પસાર કરી સવાર થતાં બારાદરી પાછી કાળા પથ્થરનીજ દેખાવા લાગી. ચપલાએ ત્યાંથી ઉઠીને બાગમાં ભટકવા લાગી. ફરતાં ફરતાં બાગની ભીંત પાસે જઇ પહોંચી, જેની નીચેથી પેલી નહેર બાગમાં વહેતી હતી. ત્યાં આસપાસ નજર ફેરવી તે પોતાના મનમાં વીચારવા લાગી કે,—" આ દીવાલ

બહું પહોળી હોય એમ લાગતું નથી, પણ તે બહુ ઉંચી હોવાથી તેના પર ચઢીને પેલી બાજુ જવાય તેમ નથી, પણ નહેરનું મુખ બહુ પહોળું તેમજ ઉઘાડું છે, એટલે એ માર્ગે દીવાલની પેલી તરફ સહેલાઇથી જઇ શકાય એટલો રસ્તો છે !" થોડી વાર વીચાર કીધા પછી આખરે એજ ઉપાય તેણીને યોગ્ય લાગ્યો, અને હીંમત ધરી તેણી નહેરમાં ઉતરી, અને એક ડુબકી મારી દીવાલની બહાર નીકળી ગઇ.

પાણીમાંથી મસ્તક બહાર કાઢી જોતાં પોતાને બાગની બહાર જોઇ કંઇક આશાભરી તેણી કીનારે આવી ઉભી રહી ચારે તરફ નજર ફેરવવા લાગી સઘળી બાજુએ ઉંચા ઉંચા પહાડ સીવાય બીજું કંઇ જણાતું નહોતું. એક ટેકરાપર થોડો સમય ઉભી રહી પોતાનાં ભીંજાયલાં વસ્ત્ર સુકવ્યાં પછી તે ઝરાને કીનારે આગળ ચાલી બંને તરફ ઉંચા પર્વતની વચમાંથી ઝરો વહેતો હતો, જેના કીનારાપર તરેહ તરેહના ઝાડોની ઘટા હતી પહાડની ઉપર જવાને કોઇ માર્ગ જણાતો નહોતો, દીન બે પહોર ચઢતાં સુધીમાં તે લગભગ ત્રણ કોસ ચાલી ગઇ, પછી આગળ જવાનો માર્ગ નહોતો, કેમકે સામે પણ ઉંચો પહાડ ઉભો હતો, જેમાંથી પાણી ઝરો થઇ વહેતું હતું. ' ખડકની નીચેની બાજુએ દસેક ગજ સમ ચોરસ એક ચોતરો હતો, જેની ઉપર મધ્યમાં પથ્થરનું મ્હોડું ગોઠવેલું હતું જેના પહોળાં જડબાં એટલા બધા ઉઘાડા હતા કે તેના પેટમાં માણસથી સેહેલાઇથી જઇ શકાય તેમ હતું. આ મ્હોડાંની સામે એક હાથનો ચોરસ આરસનો પથ્થર જમીનમાં જડેલો હતો. અજગરને બરોબર જોવા માટે ચપલા તેની પાસે ગઇ પણ પેલી આરસની સીલાપર તેણીનો પગ પડતાંજ અજગરે ધીમેધીમે શ્વાસ ખેંચવા માંડયો, અને વખત જતાં તે એટલા જોરથી દમ ખેંચવા લાગ્યો કે ચપલાના પગ

ટરી શક્યા નહીં, અજગરના શ્વાસમાં ખેંચાઇને તેણી તેના પેટમાં તણાઇ ગઇ, શુદ્ધિમાં આવતાં ચપલાએ પોતાને એક ન્હાની ઓરડીમાં પડેલી જોઇ. ઓરડીની બાજુમાં ઉપર જવા માટે પગથીયાં હતાં. અજાયબીમાં ગરકાવ થયલી ચપલા થોડી વાર સુધી દીંગમૂઢ સરખી બેસીજ રહી. આ સઘળુ શું થયું, તેના વીચારમાં તેણીની મતી ગૂમ થઇ ગઇ! આખર સ્વસ્થ થઇ તેણી સીડી ચઢીને એક અગાસીમાં ગઇ, પણ અગાસીમાં તેણીના પગ પડતાંજ એક ધડાકા સાથે તે સીડી વગેરે અદ્રસ્ય થઇ ગઇ, અને ચપલા વળી શું થયું તેની અજાયબીમાં આસપાસ નજર ફેરવવા લાગી તો ચારે તરફ ઉંચા પહાડોની વચમાં તેણીએ પોતાને ઉભી રહેલી જોઇ. સામે એક નાની સરખી ગુફા જણાઇ, જેમાં બીજી તરફથી બહુજ અજવાળું આવવાથી અંધકાર નહોતો, તે આ ગુફામાં ચાલી, અને થોડેક ચાલતાં એક ખુલ્લાં મેદાનમાં જઇ પહોંચી. અત્રેજ તેણીને કુંવરી મળી હતી. ચપલા નીચી વળીને કુમાર વગેરે તરફ જોતાં મ્હોટેથી બૂમ પાડી બોલી “ જે ગુફામાં ચતુરસીંહે અમને કેદ કીધાં તેનાથી દક્ષીણ દીશા તરફ લગભગ સાતેક ગાઉ દૂર એક અસલી ખંડીએર છે, તેમાં પથ્થરના મ્હોટા કરામતી બગલો છે, જે કુંવરીઆને ગળી જવાથી તે અહીં આવી પહોંચ્યાં છે! માટે એ તલેસમ કોઇ રીતે તોડો તોજ અમારો છુટકારો થશે. બગલાની કરામતીથી ચેતીને હું પોતે એ તલેસમમાં ઘણીજ સાવચેતીથી ગઇ હતી તોપણ ફસાઇને અહીં સપડાઇ છું, માટે તમે પણ ત્યાં જાઓ તો ઘણીજ હુશીયારી અને સાવચેતીથી અંદર ફરજો!” ચપલાનું કહેવું નીચે સઘળાઓને બરોબર સંભળાયું, અને તેથી કુમારને ચતુરસીંહ ઉપર અનહદ ગુસ્સો ઉત્પન્ન થયો અને તે પોતાની તલવાર ખેંચી તેને મારવાને ધસ્યો. પણ પાછળથી બલદેવસીંહ જઇ તેનો હાથ

પકડી તેને અનેક પ્રકારે સમજાવી શાંત કીધો ચપલા સાથે થોડીક વાત કીધા પછી કુમારે બલદેવસીંહને કહ્યું “ ભાઇ ! કંઇ હરકત ન હોય તો મહારાજ જયસીંહ અને મહારાણીને પણ અત્રે તેડી આવી કુંવરીનું મુખ બતાવીએ ! ”

“ નહીં ! તેમને અહીં લાવવાનો હાલ સમય નથી ! સૌથી પહેલાં કુંવરીનો છુટકારો કરવાની તજવીજ કરવી જોઇએ, માટે મહારાજા જયસીંહને આ સમાચાર જણાવી આ ચપલાએ નીશાની આપેલા ખંડીએર તરફ જઇએ ! ” બલદેવસીંહ જણાવ્યું, અને બુમ પાડી ચપલાને કહ્યું “ અમે ખંડીએર તરફ જઇએ છીએ, પણ એ તલેસમ તોડતા કોણ જાણે કેટલા દીવસો નીકળી જશે માટે તમે રાજકુંવરીને એ અરસામાં ધીરજ આપજો ! એમને કોઇ જાતની મુંઝવણ પડવા દેશો નહીં ! હીંમત ધરી સુખદુઃખના થોડા દહાડા કહાડજો ! ”

“ કશી ચીંતા કરશો નહીં ! ” ચપલાએ ઉપરથી જવાબ આપ્યો- “ અહીં ખાવાપીવાની કંઇ અડચણ પડનાર નથી કેમકે. સ્વાદિષ્ટ ફળફળાદીના ઘણા ઝાડો છે, તેમજ પર્વતમાંથી નીર્મળ ઝરાઓ પણ વહે છે ! પણ આપ ખંડીઓમાં ઘણીજ સાવધાનીથી કામ કરજો. કુંવર એ તલેસમ તોડી શકશે, તોપણ સઘળાઓ તેમની સાથેજ રહેજો ! ” કુંવરીને છોડીને ત્યાંથી જવાને કુમારનું મન માન્યું નહીં, પણ લાચાર ! કુલીન, બલદેવસીંહ–દેવીસીંહ અને શાંતીનાથ ગુફાની બહાર આવ્યા બલદેવસીંહ દરવાજો બેવડી ચાવીએ બંધ કીધો. પછી પોતાના માતપીતાને સઘળી હકીકત જણાવી નવલગઢ સત્વર પાછા ફરવાનું કહી કુમાર દેવસીંહને વીદાય કરી પોતે બલસીંહ અને શાંતીનાથ સહીત નવલગઢ સીધાર્યો.

---



# પ્રકરણ ૧૨ મું

## અદભુત તલેસમ અને તેના અદભુત ચમત્કારો !



નવલગઢના રાજમહેલમાંથી કુમાર પ્રભાતનોજ કોઇને કહ્યા વગર ચાલ્યો જવાથી રાજા જયસીંહને બહુ ચીંતા ઉપજી, અને તેણે ચારે તરફ તેની શોધ કરવાને પોતાના જાસુસોને મોકલ્યા, પણ સાંજ પડતાં સુધીમાં તો કુલીન, વગેરે સઘળા નવલગઢ પાછા આવી પહોંચવાથી રાજાને ઘણો આનંદ થયો. કુમાર, બલદેવસીંહ અને શાંતીનાથ સહીત રાજાને મળવાને મહેલમાં ગયો. કુમારને જોતાંજ રાજાએ પુછ્યું. " કુમાર ! અમને ખબર આપ્યા વીના ગયા તેથી અમને કેટલી ચીંતા થઇ હશે ? પ્રભાતમાં કયાં ગયા હતા ? "

કુલીને કંઇ પણ જવાબ આપ્યો નહીં, પણ બલદેવસીંહે જણાવ્યું– " મહારાજ ! અત્રેથી પ્રભાતમાં કુમારને ઉતાવળે જવું પડે એવું અગત્યનું કામ હોવાથીજ એમ થયું ! " આટલું કહી તેણે છેક શરૂઆતની લડાઇથી તે રાજા ચતુરસીંહની રાણીને મહેલમાંથી ચોરી જવાની, ગુફામાં કુંવરીને જોવાની, ત્યાં કુમારને તેડી જવાની, વળી તે ગુફામાંથી પણ કુંવરી ગુમ થવાની, જોશી શાંતીનાથના મળવાની, અને છેવટે પેલા ભોંયરામાંથી પર્વત ઉપર કુંવરી અને ચપલાને

આવવાની, તેમજ તેમને મુખે સાંભળેલી તલેસમની હકીકત સવીસ્તર જણાવીને છેવટે કહ્યું કે. " મહારાજ ! હવે અમારી ઇચ્છા એ તલેસમ તોડવાને જવાની છે ! " બલદેવસીંહને મુખે સઘળી હકીકત સાંભળીને રાજા જયસીંહની અજાયબીનો પાર રહ્યો નહીં, અને તે બોલી ઉઠ્યો કે, " ખરેખર તમોએ મહાભારત કામ બજાવ્યું છે ! તમોએ બેહદ ઝહેમત ઉઠાવી છે, અને હજી તલેસમ તોડવાનું મહાભારત કામ બજાવવાને તૈયાર થયા છો ! " આટલું બોલી થોડીવાર વીચારમાં પડી તેણે જણાવ્યું કે, " તમે જણાવો છો તેમ એ તીલસ્મી ખંડીએર ચીત્રપુરના રાજ્યની હદમાં આવેલું છે, એટલે તેનો રાજા જોકે આપણા પંજામાં કેદ છે, તો પણ લડાઇના પૂરતા બંદોબસ્ત સાથે તમારે ત્યાં જવું જોઇએ ! અમે પણ તમારી સાથેજ આવીએ તો ઠીક થશે ! "

" મહારાજ ! આપે પણ તસ્દી લેવાની કંઇ અગત્ય નથી ! અમારી સાથે થોડી સેના આવશે તો બસ છે ! " બલદેવે જણાવ્યું.

" અમે પણ એ તલેસમની ખુબીઓ તો જોઇશું ! " રાજાએ ભાર દઇને કહ્યું, ને પોતાની પાસે બેઠેલા ધવલરાય તરફ ફરી જણાવ્યું કે " કુલીનસીંહની તમામ સેના અને આપણી બે પલટણોની કાલે પ્રભાતે ચીત્રપુર તરફ કુચ કરી જવાને સજ થઇ રહેવાની આજ્ઞા કરજો ! " ધવલરાયે આજ્ઞા મુજબ સઘળો બંદોબસ્ત કરી રાખ્યો. બીજે દીવસે પ્રભાતે દેવીસીંહ પણ અચલગઢથી આવી પહોંચ્યો. દીવાન ધવલરાયને રાજ્યકારભાર સોંપી રાજા જયસીંહ, કુલીન, બલદેવસીંહ શાંતીનાથ અને દેવીસીંહ તેમજ સેના લઇને મ્હોટી ધામધુમ અને દબદબા સહીત ચીત્રપુર તરફ વિદાય થયા. ચાર દીવસ માર્ગમાં કુચ કર્યાં પછી પાંચમે દીવસે તેઓ ચીત્રપુરની સરહદ પર જઇ પહોંચ્યા, જેની ખબર

ચતુરસીંહના દીવાનને પડતાં પોતાનો રાજા તો તેમના હાથમાં કેદ પડેલો હોવાથી તે ગભરાયો કેમકે, લડવા જેટલી શક્તિ તેનામા રહી નહોતી, એટલે નજરાણું લઇને તે રાજા જયસીંહની મુલાકાત લેવા છાવણીમાં આવ્યો. તેના આવવાની ખબર રાજા જયસીંહને મળતાં તેણે જવાબ મોકલ્યો કે ' અમારી મુલાકાતે આવવાની કંઈ જરૂર નથી કેમકે, અમે કંઇ ચીત્રપુરપર ચઢાઈ કરવા આવ્યા નથી. તમારા રાજાને કેદ કરવાથી ચીત્રપુર અમારા તાબામાં આવી ગયું છે ! અમે બીજા કાર્ય માટે અત્રે આવ્યા છીએ." લાચાર થઇ દીવાનને પાછા ફરવું પડયું, પણ રાજા જયસીંહ શા કામ માટે સૈના સહીત આવ્યો છે, તે જાણવાની તેને ચટપટી લાગી. આજ સુધી આ તલેસમની કોઇને પણ ખબર નહોતી. કોઇએ આ ખંડીએર જોયું પણ નહોતું, પણ ધીમેધીમે સઘળાના જાણવામાં આવ્યું કે, કોઇ સ્થળે એક તલેસમ છે, જેને કુમાર વીરસીંહ તોડશે. જંગલમાં પડાવ નાંખીને રહેવા પછી તે તીલસ્મા ખંડીએરની શોધ કરવા માટે ચારે તરફ ઘણા જાસુસો મોકલવામાં આવ્યા. બે દીવસ શોધ ચલાવ્યા બાદ આખરે ખંડીએરની ભાળ મળી એટલે રાજા જયસીંહ પોતાની સૈનાનો પડાવ તે ખંડીએરની સામે જંગલમાં કીધો.

રાજા જયસીંહ, કુમાર, બલદેવસીંહ, હીરાસીંહ અને જોશી શાંતીનાથ ખંડીએરની અંદરની અજાયબીઓ જોવાની આતુરતામાં તેની અંદર ગયા, અંદર દાખલ થતાંજ તેમની ખાત્રી થઇ કે, તે અજબ કરામતીઓથી ભરેલું તલેસમ હોવુંજ જોઈએ. દરેક પગલું તેઓ સંભાળથી ભરતા હતા. આખા ખંડીએરમાં તેઓ ખુબ ફર્યા. દરેક વસ્તુને બારીકીથી તપાસી તપાસીને જોતા તેઓ ફરતા ફરતા પેલા પથ્થરના

બગલા પાસે જઇ પહોંચ્યા. એ બગલો કુંવરીને ગળી ગયો હતો, એ ચપલાને મુખેથી તેઓએ પહેલાંથી જાણેલું હતું, એટલે સઘળાઓ દૂર ઉભા રહ્યા, અને એકલા બલદેવસીંહે તેની પાસે ચપલા જેવી રીતે તેને અજમાવીને તેની ખુબીઓથી જાણી ગઇ હતી તેવી રીતે તેમાંની કરામત જોઇ લીધી. બગલાની હીલચાલ જોઇને રાજા તેમજ કુમાર વગેરે સઘળા હેરત પામી ગયા. તેની ચાંચનું ઉઘડવું, પાંખોનું ફેલાવવું, અને પોતાની પાછળવાળી ચીજને ગળી જવાની તેની અજબ શક્તિ, વગેરે જોઇ સઘળાઓને અનહદ અજાયબી ઉપજી, અને તે બનાવનારની અજબ કળા કૌશલ્યના વખાણના શબ્દો સઘળાનાં મુખમાંથી નીકળવા લાગ્યા. ત્યાંથી બીજી વસ્તુઓ જોતા તેઓ જે ભોંયરામાં ચપલા ઉતરી હતી ત્યાં આવી પહોંચ્યા. દરવાજાનું એક બારણું કમંદથી થાંભલા સાથે બાંધેલું જોઇ બલદેવસીંહે જાણી લીધું કે એ ચપલાનું કામ છે કેમકે કમંદના એક છેડાપર ચપલાનું નામ ગુંથેલું હતું. આગળ ચાલતાં મંડપમાંથી થઇને તેઓ પેલી કુવાવાળી ઓરડીમાં પણ આવી પહોંચ્યા, જ્યાંથી નીકળીને જે ઉંચા ચબુતરાપર પથ્થરનો માણસ હાથમાં એક પુસ્તક વાંચતો સુતો હતો ત્યાં ગયા. ચપલાની માફક બલદેવસીંહ પણ અહીં ભૂલાવામાં પડી ગયો. ચબુતરાપર ચ્હડવાની પગથીઓમાંની પહેલી પગથી ઉપર પગ મુકતાંજ ઉપરનો પથ્થર અવાજ સાથે ઉઘડી ગયો, જેના ધક્કાથી બલદેવસીંહ દૂર જઇ પડ્યો. તેને પડતો જોઇ કુમારથી જરા હસી પડાયું, પણ દેવીસીંહને બહુ ગુસ્સો ઉપજ્યો અને બોલી ઉઠ્યો—"આ ચબુતરાપર સુતેલા માણસનાજ આ સઘળાં કારસ્તાન છે ! સબુર કરો ! હું એની બરોબર ખબર લઉં છું !" આમ બોલી એક કુદકો મારી તે સુતેલા માણસના મુખ ઉપર તેણે જોરથી એક તમાચો માર્યો, જે લાગતાંજ તે સુતેલો માણસ એકાએક જોરમાં બેઠો થઇ ગયો ને તેનું

મ્હોડું પણ સાથેજ ઉઘડી ગયું, અને તેમાંથી ધુંગળાંની માફક હવાના ગોટેગોટા નીકળવા લાગ્યા. થોડીવારમાં એક મ્હોટો અવાજ થયો, અને આખું ખંડીએર ડોલવા લાગ્યું. જાણે ધરતીકંપ થતો હોય તેમ ધરણી ધ્રુજવા લાગી, જેથી સઘળાઓ ગભરાટમાં પડી ગયા.

"હવે અત્રે વધુ વાર ઉભા રહવું યોગ્ય નથી! ચાલો જલદી આ ઈમારતની બહાર ભાગો!" ગભરાટ સહીત શાંતીનાથ જોશી બોલી ઉઠયો, અને સૌથી આગળ તે નહાસવા લાગ્યો. એક મંડપમાંથી બીજા મંડપમાં અને એક બાગમાંથી બીજા બાગમાં થઇને સઘળાઓ ગભરાટમાં પાછળ જોતા જોતા ઉતાવળે શાંતીનાથની પાછળ નહાસવા લાગ્યા. ધરણી કંપાયમાન હોવાથી કોઇના પગ જમીનપર સ્થિર ટકી શકતા નહોતા, જેમ તેમ ઠોકરો ખાતા તેઓ આખરે ખંડીએરની બહાર આવ્યા, અને હાંફતા હાંફતા દૂર ઉભા રહી ખંડીએર તરફ જોવા લાગ્યા. આખું ખંડીએર ડોલાયમાન થતું જણાયું- લશ્કરના સઘળા સીપાઇઓએ પણ તે ખંડીએર હાલતું જોયું. લગભગ બે કલાક સુધી આ પ્રમાણે ખંડીએર હાલતું બંધ થયું નહીં. સાંજ પડતાં ખંડીએરમાં ઉઠેલો સઘળો ઉત્પાત બંધ થઇ ગયો, અને અજાયબીમાં ગરકાવ થયલા તેઓ છાવણીમાં આવી હવે શું કરવું તેની સલાહ કરવાને રાજાના તંબુમાં બેઠા. "બલદેવસીંહ, હવે આ બાબતમાં આપણે શું કરવું? તમને કંઇ માર્ગ સુઝે છે?" રાજાએ આતુરતાથી પૂછ્યું.

"મહારાજ! આપ કંઇ ચીંતા કરશો નહિ!" બલદેવસીંહે જણાવ્યું– "મનુષ્ય પ્રયત્ન પ્રૌઢ છે! પ્રભુપર ભરોંસો રાખી હીંમત અને ખંતથી આપણે મહેનત કરીશું તો આપણી મહેનત પાર પડશે!" આમ કહી શાંતીનાથ તરફ ફરી કહ્યું કે, "જોશીરાજ, હવે તમારી વિદ્યાનું અહીં

કામ છે! રમલ નાંખીને ગણત્રી કરી જુઓ કે આ તલેસમનો ભેદ કેવી રીતે અને કોને હાથે ખુલ્લો થશે!"

"હા, હા, પંડીતજી, જ્યોતિષ વિદ્યાની આપની પ્રબળ શક્તિને આધારે તમેજ કંઈ ઉપાય બતાવશો!" રાજાએ ઉમેર્યું.

"મહારાજ! આ બાબત એટલી ગહન છે કે તેનો ભેદ ઉતાવળે જાણી શકાય તેમ નથી, માટે આજ્ઞા હોય તો સેવક રાત્રીએ નીશ્ચિંત બને રમલની મદદથી સઘળો ભેદ જાણી મુકશે! પછી પ્રભાતે આપણને જે યોગ્ય લાગશે તેમ કરીશું!" શાંતીનાથે જવાબમાં જણાવ્યું.
"આજના રંગ જોતાં ટુંક મુદતમાં આપણે એ તલેસમ તોડીને કુંવરીને મેળવી શકીએ તેમ લાગતું નથી, કેમ જોશીરાજ! તમે શું ધારો છો?" રાજાએ કંઈય નિરાશાભરે અવાજે પૂછ્યું.

"સત્ય છે મહારાજ! કેટલા દીવસો તો અવશ્ય નીકળીજ જશે!" શાંતીનાથે જણાવ્યું.

"અને તેટલા માટે આપ મહારાજ હવે નગર તરફ સીધાવો! હવે આપને અત્રે રહેવાની કાંઈ જરૂર નથી!" બલદેવસીંહે ઉમેર્યું રાજાએ ત્યાંજ રહેવાની પોતાની ઇચ્છા જણાવી, પણ બલદેવસીંહની સલાહ સઘળાઓને પસંદ પડી અને કુલીને આગ્રહથી રાજાને કહ્યું—"મહારાજ! પ્રજાની સંભાળ માટે આપે નગરમાં પાછું ફરવું જોઇએ." આમ કુમાર, બલદેવસિંહ તેમજ શાંતીનાથના આગ્રહથી તે નગરમાં પાછો વળવાને તૈયાર થયો. કુમારની સઘળી સેના તેમજ પોતાની આવેલી સેનાનો અરધો ભાગ પણ ત્યાં રહેવા દઈ બાકીની અરધી સેના સહીત બીજે દીને પ્રાતઃકાળે રાજા નવલગઢ તરફ રવાને થયો. આ તરફ આખી રાત શાં-

તીનાથ જોશીએ રમલની ગણત્રી કરવામાંગાળી. કુમાર બલદેવસિંહ અને દેવીસીંહ પણ આખી રાત તેની પાસે બેસી રહ્યા. પોતે બરાબર ગણત્રી કરીને ખુલાસો જાણી લીધા પછી જોશીએ કહ્યું—"રમલની ગણત્રી પરથી જણાય છે કે, આ તલેસમ તોડવાની યુક્તિ આ ખંડીએરમાંજ કોઈ સ્થળે દાટેલી એક શીલાપર કોતરેલી છે, માટે તે શોધીને બહાર કહાડવી જોઇએ, તો સઘળો ભેદ ખુલ્લો થશે !" આ મુજબ શીલા શોધવાની આતુરતામાં તેઓ થોડોક દીન ચઢતાં ખંડીએરમાં ગયા. શોધતાં શોધતાં તેઓ ફરી પેલા ચબુતરા પાસે આવી પહોંચ્યા, જેના પર સુતેલા માણસને દેવીસીંહે તમાચો માર્યો હતો. તે માણસ ફરી પહેલાંની માફકજ પુસ્તક વાંચતો સુતો હતો. ચપલાએ સુતેલા માણસને જોવા માટે કરેલો પથ્થર અને ઇંટાનો ઉંચો ઢગલો જોઇ શાંતીનાથે બલદેવસીંહને કહ્યું કે—"જુઓ ! ચપલાએ આ ઢગલાપર ચઢી આ માણસને જોયો હશે ! તમે પણ એનાપર ચઢીને જરા એના હાથમાંના પુસ્તકમાં શું લખ્યું છે તે વાંચી જુવો !" બલદેવે ઢગલાપર ચઢીને જોયું તો તે માણસના હાથમાંના પુસ્તકમાં નીચે મુજબ લખ્યું હતું:—

**આઠ ફેર ને અંકજ પાંચ,**
**હાથ છ અને ત્રણ આંગળે ખાંચ,**
**ભરી બરોબર તોડે જેહ,**
**અખુટ ખજાનો પામે તેહ.**

બલદેવે તે મ્હોટેથી વાંચી સંભળાવ્યા બાદ કહ્યું—"આનો ભાવાર્થ કંઇ સમજી શકાતો નથી !" એટલે શાંતીનાથ બોલી ઉઠ્યો—કે "એની એક નકલ ઉતારી લેવી જોઇએ ! પછી એનો ભેદ જાણવાની તજવીજ કરીશું !" દેવીસીંહ પોતાની થેલીમાંથી કાગળ અને ખડીયો

કલમ કહાડીને લખવાને તૈયાર થયો, એટલે બલદેવે તે ફરીથી વાંચ્યું, જે તેણે ઉતારી લીધું. પછી ઢગલાપરથી નીચે ઉતરી બલદેવે જોશીજીને પૂછ્યું કે, "બોલો હવે શું કરીશું?" થોડીવાર કંઈ ઉંડા વિચારમાં ચુપ રહ્યા પછી શાંતીનાથે જણાવ્યું કે "હવે આ ખંડીએરમાં કોઇ સ્થળે આઠ ફેરવાળો સ્થંભ અથવા ચબુતરો છે કે કેમ તેની શોધ કરવી જોઇએ! તે મળી આવે તો પછી વધુ ભેદ ખુલ્લો થવાની આશા છે!" આ સલાહ બલદેવને વગેરેને યોગ્ય લાગી, ને તેઓ સઘળા તેવો સ્થંભ અથવા ચબુતરો શોધવા લાગ્યા. આમ શોધતાં તેઓ જે ભોંયરામાં ચપલા ઉતરી હતી તે મંડપમાં આવી પહોંચ્યા. ત્યાંના સ્થંભો તપાસતાં ચપલાએ ભોંયરાનું બારણું બંધ થઇ ન જાય તે માટે પોતાની કમંદ સાથે બાંધીને તેનો બીજો છેડો જે સ્થંભ સાથે બાંધ્યો હતો, તેમાંજ આઠ ફેર જોતાં તેની પાસે ઉભો રહી શાંતીનાથ બોલી ઉઠયો "જુઓ! આ સ્થંભમાં બરોબર આઠ ફેર છે! આ તલેસમના ભેદની શરૂઆતની ચાવી આમાંજ હોવી જોઇએ કેમકે, બીજા સઘળા સ્થંભો છેક ઉપરનાં છજાંને લાગેલા છે, પણ આ તો અદ્ધર ઉભો છે!"

"એમજ હોવું જોઇએ!" વિચાર કરી બલદેવ બોલી ઉઠયો "હવે આ સ્થંભની લંબાઈ હાથથી માપી જોવી જોઇએ! કદાચ એથી વધુ ભેદ અજવાળામાં આવશે!" તરતજ દેવીસીંહે પોતાની કમંદ સાથે તે સ્થંભને સરખાવી તેટલો ભાગ પોતાને હાથે માપી જોયો તો તે ૭ હાથ અને પાંચ આંગળ જેટલો થયો. તે પછી બલદેવે પોતાના હાથ ભરી જોયા તો તે ૭ હાથ અને પાંચ આગળ થયો, શાંતીનાથને હાથે ભરી જોતાં ૭ હાથ અને દશ આંગળ જેટલો થયો અને છેવટે કુલીને પોતાને હાથે ભરી જોયો તો ૭ હાથ ને ત્રણ આંગળ થયો, એટલે

આનંદમાં આવી શાંતીનાથ બોલી ઉઠયો—"બસ., એજ સ્થંભ છે! એની નીચેજ અખૂટ ખજાનો તેમજ આ તલેસમ તોડવાનો ભેદ ખુલ્લો કરવાના માર્ગો જણાવનારો પથ્થર દાટેલો હોવો જોઇએ! આ સાથે વળી કુમાર કુલીનસીંહને સાથે વળી કુમાર કુલીનસીંહને હાથેજ આ તલેસમ તુટશે કેમકે, કુમારના હાથના માપ બરોબરનીજ ગણત્રી તે પુસ્તકમાં લખેલી છે! કુલીનસીંહજ આ તલેસમના મહારાજ થશે!" સઘળા આનંદમાં આવીને સ્થંભ બારીકીથી તપાસવા લાગ્યા. શાંતીનાથે સ્થંભ સાથે બાંધેલો કમંદનો છેડો છોડી નાંખ્યો, અને કુમાર તરફ ફરી કહ્યું કે, "જુઓ! સઘળી નીશાનીઓ બરોબર મળી ગઇ! પાંચનો આંક પણ અહીં છે!" આમ કહી સ્થંભની એક બાજુએ કોતરેલો પાંચનો આંક સઘળાઓને બતાવ્યો, અને ઉમેર્યું કે, "બસ, હવે કંઈ બાકી રહ્યું નથી! '**ભરી બરોબર તોડે જેહ, અખુટ ખજાનો પામે તેહ.**' એ મુજબ કુમારને હાથે એ સ્થંભનું માપ બરોબર થયું, એટલે હવે એમણેજ એ તોડવો!" દેવીસીંહે કામ ચાલુ કરવા માટે ત્યાં પડેલો એક મજબુત પથ્થર ઉપાડી કુમારને આપ્યો, જે શાંતીનાથના કહેવા મુજબ સ્થંભપર બે ચાર વાર જોરથી મારવાથી તે હાલી ગયો, એટલે પોતાની બાથમાં તેને પકડી હલાવીને તેણે મીનમાંથી બહાર ખેંચી કહાડયો. સ્થંભ નીકળતાં નીચે જમીનમાં લોખંડની એક પેટી જણાઇ, જેના ઢાંકણાને એક મજબુત તાળું મારેલું હતું, જે ભાંગીને ઉઘાડતાં છેવટની પેટીમાંથી એક આરસની શીલા નીકળી. એવી સાત પેટીઓ ઉઘાડતાં છેવટની પેટીમાંથી પણ એક આરસની શીલા નીકળી, તેનાપર કંઇ અક્ષરો કોતરેલા હતા, જે કુલીને આતુરતાથી વાંચવા માંડયા. શીલાપર નીચે મુજબ લખ્યું હતું:—

"તલીસમ તોડવામાં ઉતાવળ ન કરતાં સંભાળથી કામ કરજો. કુલીનસીંહ માટેજ આ સઘળો ખજાનો છે. બાગમાંનાં બગલાનાં મુખ તરફ જમીનમાં સંગેમરમરની એક શીલા જડેલી છે, જે રસાયણી મેળવણીની બનાવેલી છે તેને ઉખેડીને ખુબ વાટીને બારીક ભુકો કરી દુધમાં ભીંજવી બગલાનાં આખા શરીરે ચોપડશો, તો તે પણ રસાયણી મેળવણીનોજ બનાવેલો હોવાથી બે કલાકના અરસામાં ઓગળીને પાણી થઇ વહી જશે, અને નીચે તાર, ચક્કર, સળીયા વગેરે યાંત્રીક કામ નજરે પડશે, તે ભાંગી નોખવાથી તેમની નીચે એક ઓરડી જણાશે, જેમાં બગલાના ઓગળી જવાથી અજવાળું થઇ જશે. એ ઓરડીમાંથીજ એક માર્ગ નીચેની તરફ થઇને પુર્વ દિશા તરફના મંડપમાંની ઓરડીમાં આવેલા કુવાના તળીયાં સુધી પહોંચ્યો છે. એ કુવામાં પણ રસાયણી મેળવણીનો બનાવેલો એક વૃદ્ધ માણસ હાથમાં એક પુસ્તક લઇને બેઠેલો જણાશે, તેના હાથમાંથી પુસ્તક લઇ લેજો. પણ જુઓ! તે માણસના હાથમાંથી એકદમ ઉતાવળે પુસ્તક લઇ લેશો નહીં, નહી તો ભુલાવામાં પડી ફસાઇ જશો. પહેલાં તે માણસનો જમણો હાથ ખભા સાથે પકડજો, એટલે પોતાનું મુખ ઉઘાડશે કે તરતજ તેમાં કપુર ખુબ ભરી દેજો, જેથી થોડીવારમાં તે પણ ઓગળીને પાણી થઇ વહી જશે, એટલે તમે પુસ્તક લઇ લેજો. આ પુસ્તકનાં પૃષ્ટ ભોજપત્રનાં હશે. એ પુસ્તક વાંચીને તેમાં લખ્યા મુજબ વરતજો તો તમારી આશા પાર પડશે."

આ સઘળો ખુલાસો જાણતાં સઘળાઓની અજાયબીનો પાર રહયો નહીં. ઘણીવાર સુધી તો તેઓ તલીસમ બનાવનારની ચતુરાઇ અને કળા કૌશલ્યના વખાણ કરતા શીલાને અજાયબી સમેત જોઇ રહ્યા. આખરે

કુલીને આનંદ તેમજ ઉત્સાહપૂર્વક કહ્યું કે, ચાલો, હવે આપણે અગલા આગળ જઇ કામ આગળ ચલાવીએ !

"કુમાર ! એટલી બધી ઉતાવળ શા માટે ! આ કામ ધીરજથી કરવાનું છે, માટે આવતી કાલે પ્રભાતે આપણે એ કામ આરંભીશું !" શાંતીનાથે જણાવ્યું કે, વળી દીવસ પણ થોડો બાકી રહયો છે, એટલે આ સમયે તો કંઇ કરવું યોગ્ય નથી,. પછી તો જેવી આપની ઇચ્છા !" કુલીન તો જો કે તલેસમનો ભેદ જાણવાને એટલો બધો અધીરો થઇ રહયો હતો, શાંતીનાથની સલાહ તેને માનવી પડી, અને પોતાની અધીરતા દબાવી દેઇને તેણે પૂછ્યું કે,–"પણ આ તીલસ્મી શીલા આપણે સાથે રાખીશું કે અહીંજ મુકી જઇશું ?" શાંતીનાથની સલાહથી તે સાથે લઇ જવાનો ઠરાવ કરી તેઓ ખંડીએરની બહાર આવ્યા, અને બહુ થાકી ગયલા હોવાથી પોત પોતાના તંબુમાં આરામ લેવાને ગયા. ચીત્રપુરના પ્રદેશ માં એક તલેસમ છે, જેમાં ચપલા કુંવરી અને તેણીની સખી ચપલા ફસાઇ ગયાં છે, જેમને છોડવવા માટે અને તલેસમનો ભેદ જાણવા માટે અચલગઢના પાટવી કુંવર વીરસીંહ પોતાની સેના સહીત જંગલમાં પડાવ નાંખ્યો છે, એ બીના હવે ચારે તરફ પ્રસરી ગઇ હતી. તલેસમ શું હશે ? તલેસમ કોને કહેવાય ? તેમાં માણસ કેવી રીતે ફસાય ? કુમાર કુલીનસીંહ તે કેવી રીતે તોડશે ? એ સઘળું જાણવાને અને જોવાને આસપાસના ગામોના માણસો ખંડીએરની પાસેનાં જંગલમાં વીરસીહની છાવણીની આસપાસ ભેગા થઇ ગયા હતા, પણ ધારિતથી કોઇ ખંડીએરની અંદર પગ મુકતો નહોતો. સઘળાઓ બહારથીજ ફરીને જોતાં હતા. કુલીનના સીપાઇઓએ આસપાસ ફરતા જંગલમાં કેટલાક બુરખાવાળા સ્વારોને દીઠા હતા, જેની ખબર તેમણે કુલીનને આપી.

હતી. પંડીત ગુરૂનાથ, હેદર અને તાજીમ સાથે મળીને રાજાને છોડાવવા ગયા હતા, પણ ભોંયરાના દરવાજાપરના સીંહના મુખમાંથી જીભ ખેંચીને દરવાજો ઉઘાડવાની તેમણે બહુ માથાફોડ કરી પણ તે તો બલદેવે બીજી ચાવીથી બંધ કરેલા હોવાથી તેમનું કંઇ વળ્યું નહી, અને થાકીને તેઓ કોઇ ચાલાકી કરવા માટે નવલગઢ ગયા, જ્યાંથી કુલીનના તેલિસમ તોડવાને જવા વીગેરેના ખબર તેમના જાણવામાં આવતાં તેઓ પણ તે જંગલમાં આવ્યા. અહીં વીકરાળ નારાયણસીંહ અને ચમનરાય પણ તેમને મળ્યા, અને તલિસમ તોડવાના કુલીનના કામમાં કંઇક વીઘ્ન નાંખી દેવાની ચીંતામાં તેઓ જુદા જુદા વેષ ધારણ કરીને તે જંગલમાં આમથી તેમ રખડવા લાગ્યા.

બીજે દીને કુલીન, બલદેવ દેવીસીંહ અને જોશી શાંતીનાથ પોતાની સાથે દુધ, સાકર ખાય વગેરે સઘળી જરૂરની વસ્તુઓ લઇને ખંડીએરમાં ગયા, અને શીલામાં લખ્યા મુજબ કામે વળગ્યા. ખંડીએરમાં કોઇ પર પુરૂષ દાખલ ન થાય તે માટે તેના દરવાજાપર તેમજ તેની ચારે બાજુએ બલદેવે સીપાઇઓનો સખ્ત પહેરો પણ રાખ્યો હતો. પહેલાં તો સીધા પેલા કરામતી બગલાનાં પાસે જઇ તેના મુખ આગળ જમીનમાં જડેલી શીલા જેનાપર માણુસનો પગ પડતાંજ તે બગલાની ચાંચ ઉઘડી જતી હતી, તે ખોદીને કહાડી લીધી, તો તેની નીચે એક બીજી શીલા પણ જડેલી જણાઇ, પેલી સફેદ શીલાનો વાટીને ભુકો કરી તે દુધ સાથે મેળવી બગલાનાં આખાં શરીરપર લગાડયો, એટલે જોતજોતામાં તે ઓગળવા લાગ્યો, અને પ્રવાહી પદાર્થ થઇ વહી નીકળ્યો, જેમાંથી મનને આનંદ પમાડીનારી સુગંધ નીકળવા લાગી. આખા બગલાને ઓગળી જતા લગભગ બે કલાક થયા, અને સાથે જે ચોતરાપર બગલો બેસાડેલો હતો

તે પણ પાણી થઇ ગયો, એટલે નીચે જમીનમાં એક ઓરડી જણાઇ, જેમાં ઉતરવા માટે પગથીઓ હતી. આ ઓરડીમાં ચારે તરફ ઘણા તાર, ચક્કર, સળીયા વગેરે યાંત્રીક સામાન જોડાયો હતો, જે પેલી શાસ્ત્રમાં જણાવ્યા મુજબ તેમણે ભાંગી તોડી નાંખ્યો, અને પછી ચારે જણ તે ઓરડીમાં ઉતર્યાં. તેની અંદરથી તેઓ પેલા કુવાનાં તળીયામાં જઇ પહોંચ્યા, જ્યાં હાથમાં પુસ્તક લઇને પેલો બુઢો પુરૂષ બેઠો હતો. તેની સામે પડેલી પથ્થરની એક ચોકી ઉપર પથ્થરનાજ રંગ બેરંગી તરેહ તરેહના ફુલો પણ પડેલા હતા. પથ્થરના માણસ પાસે પહોંચતાંજ કુંવરે એકદમ તેનો ખભો મજબુતીથી પકડયો, એટલે તેનું મ્હોડું ઉઘડી ગયું, જેમાં બલદેવે પોતાની પાસે તૈયાર રાખેલા કપુરના કટકાઓ ઉતાવળે ભરી દીધા, એટલે ધીમે ધીમે તે પણ પીગળવા લાગ્યો. બલદેવસીંહ પોતાની સાથે એક મસાલ પણ લેતો આવ્યો હતો, તે અહીં અંધકારમાં વૃદ્ધની હીલચાલ તથા તેનાં શરીરમાં થતાં ફેરફાર જોવાને સળગાવીને દેવીસીંહ પકડી ઉભો રહ્યો હતો. ગુફી. બુઢ્ઢાને પીગળતાં એક કલાક લાગ્યો, જે બાદ તેના હાથમાંનું પુસ્તક જમીનપર પડયું, જે કુંવરે અધીરાઇથી ઉપાડી લીધું. આ પુસ્તક આખું ભોજપત્રનુંજ હતુ. કુમારે તે અજાયબીથી જોવા માંડયું. બલદેવ, દેવીસીંહ અને શાંતીનાથ પણ આનંદ અને અજાયબી સહીત તે પુસ્તક જોવા લાગ્યા. પુસ્તકના પુંઠાપર પણ કંઇ લખ્યું હતું, જે કુમારે મ્હોટેથી વાંચવા માંડયુંઃ—

**“ આ ચોકીપર પડેલાં પુષ્પ પણ તમેજ લેજો, કેમકે એ સઘળાં તમારા બહુરૂપીઓને ઉપયોગી થઇ પડશે, એ પુષ્પોના ગુણ પણ આ પુસ્તકમાંજ લખેલા છે, તે વાંચીને જાણશો ! આ પુસ્તક ખુબ ધ્યાન દઇને વાંચી જોજો એટલે**

તલેસમનો સઘળો ભેદ જણાશે, અને તમારૂં કામ સહેલ થઈ પડશે !" વળી જોજો. તમારો કોઇ હરીફ આવીને જાણી જાય નહીં તેની તમે બહું સાવ ચેતી રાખજો.

આમાં જરા પણ ગોથું ખાધું તો જાણજો કે તમે ચોરાશીના ફેરામાં પડ્યા. બલદેવસીંહ આનંદથી ઉછળતા અંતઃકરણે તે ફુલો ચોકીપરથી ઉપાડી લીધાં. સઘળાઓ તે પોતાના હાથમાં લઇને અજાયબી સહીત બારીકાઇથી જોવા લાગ્યા. આ ફુલો જુદી જુદી છ જાતનાં હતાં. આખરે શાંતીનાથ બોલ્યો કે,—"બસ ! કુમાર ! હવે આપણે આ પુસ્તક લઈ છાવણીમાં જઇ સ્વસ્થ થઈ એની અંદર લખેલો ભેદ વાંચી જોઇએ !" કુંવરીને મળવાને અધીરા થયલા કુલીનને પોતાની મનોવૃત્તિ દબાવીને ત્યાંથી છાવણી તરફ પાછા વળવાની ફરજ પડી, અને તેઓ સઘળા જે માર્ગે આવ્યા હતા તે માર્ગે પુસ્તકની અજાયબી માટે વાતચીત કરતાં ખંડીએરની બહાર આવ્યા. પુસ્તક સાથે મળેલાં તીલસ્મી પુષ્પ ત્રણમાંથી કયા બહુરૂપીએ રાખવાં તે માટે કેટલોક હાસ્યવિનોદ અને રકઝક ચાલ્યા પછી આખરે બલદેવસીંહે તે પોતાની પાસે રાખવાં. એમ નક્કી કરયું, અને તીલસ્મી પુસ્તક વાંચી સઘળો ભેદ જાણવાને કુમાર અધીરો થવા છતાં શાંતીનાથની સલાહથી રાત્રીએ એકાંતમાં વાંચવાનો તેમણે ઠરાવ કીધો. તેઓ છાવણીમાં આવી પહોંચ્યા તે સમયે હજી દીવસ પૂર્ણ થયો નહોતો. ફુલોનો ગુણ જાણવાની બલદેવને પણું અનહદ જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી. એટલે રાત્રીની શાંતી સર્વ સ્થળે છવાઇ જતાં કુમાર બલદેવ શાંતીનાથ અને દેવીસીંહ કુમારના તંબુમાં મળ્યા, અને તલેસ્માતી પુસ્તક વાંચવાનું શરૂ કરવામાં આવ્યું. કેટલીક તકરાર પછી પુસ્તક કુમારનેજ વાંચવું એમ નક્કી ઠર્યું,

એટલે બલદેવસીંહે અધીરાઇથી કહ્યું કે, "કુમાર, પહેલાં ફુલોના ગુણ ક્યાં લખ્યા છે તે શોધી કહાડી વાંચી સંભળાવો !" પણ તેને જરાવાર ટવળાવવા માટે કુલીન ગંભીર થઇકે, બોલ્યો–"નહીં, તે એમ નહી બનશે ! જ્યારે આ તલેસમનો સઘળો ભેદ જાણીશું. અને તે તોડવામાં ફતેહ-મંદ થઇશું, ત્યાર પછી ફુલોના ગુણ તમને જણાવીશું ! પહેલાં તો આપણને તલેસમ તોડવાની જરૂર છે !" બલદેવજી ધીરજ ધરાઇ નહી તેથી તે તેના વધુ કાલવાલા કરવા લાગ્યો, તેમ તેમ કુમાર વધુને વધુ બલદેવને તલસાવવા લાગ્યો. અંતે એટલે તેને બહુ વાર સુધી તલસાવ્યા પછી કુમારે પુસ્તક પોતાના ખોળાપર મુકી પહેલું પાનું ઉઘાડ્યું, ને વાંચવા માંડ્યું તો તેપરજ "ફુલોનાં ગુણ" એમ મ્હોટે અક્ષરે લખેલું હતું, એટલે શાંતીનાથ બોલી ઉઠ્યો કે,—"લો બલદેવસીંહ ! આતો મુહુર્તમાંજ તમારી જીજ્ઞાસા તૃપ્ત કરનારી બીના નીકળી આવી તમારી મમત થઇ ખરી કે" હવે સઘળાઓ આતુરતાથી એકચીત્ત સાંભળવા લાગ્યા. કુમારે નીચે મુજબ વાંચવા માંડ્યું:—

**ગુલાબના ફુલને પાણીમાં ઘસીને જો કોઇને પીવરાવ્યું હોય તો તેને સાત દીવસ સુધી બેશુદ્ધીની કોઇ પણ દવાની અસર થતી નથી.**

**મોગરાના ફુલને પાણીમાં ઘસીને તેનાં થોડાંક ટીપાં કોઇ કુવાના પાણીમાં નાંખી દીધાં હોય તો તે પાણી બે પ્રહર સુધી બેશુદ્ધી અસર કરનારી દવા તરીકે ઉપયોગી થઇ પડશે, અને જે માણસના પીવામાં તે પાણી આવશે તે અરધા કલાકના અરસામાં બેહોશ થઇ જશે.**

દાડમના ફુલને પાણીમાં ઘસીને જે કોઈ પીએ તેને ચાર દીવસ સુધી તૃષા બીલકુલ લાગેજ નહીં.

કનેરના ફુલને પાણીમાં સહજ ઘસીને તે પાણીથી જો પગ ધોઈ નાંખ્યા હોય તો ગમે તેટલો લાંબો પંથ કીધો હોય તોપણ માર્ગનો પરીશ્રમ મટી જઈ શરીરમાં સ્ફુરતી આવે છે.

કેવડાના ફુલને તલના તેલમાં ઘસીને જો તેનું શરીરે મર્દન કર્યું હોય તો પછી શરદીની લેશપણ અસર થતી નથી. જો તેને પાણીમાં ઘસીને શરીરપર લેપ કીધો હોય તો તેનાપર ગરમીની અસર મુદલ જણાતીનથી અને ગમે તેવો સખ્ત તાપ પણ તે સહન કરી શકે છે. કાથાના પાણીમાં એ ફુલ જો કોઇને ઘસીને પીવરાવ્યું હોય તો સાત દિવસ સુધી તેના શરીરમાંની સઘળી શક્તિ જતી રહી તે તદન નીર્બળ થઈ જાય છે.

ચંપાના ફુલને પાણીમાં ઘસીને જો તેનું આંખમાં અંજન કીધું હોય તો ગમે તેવા અંધકારમાં પણ સાફ દેખાય છે.

ફુલોમાં સમાયલા અજબ ગુણોનું બ્યાન સાંભળીને બલદેવ શાંતીનાથ અને દેવીસીંહ તેમના બનાવનારની અદ્દભૂત શક્તિનાં વખાણ કરવા લાગ્યા. પોતાને એ ફુલો મળવા માટે બલદેવસીંહજીના આનંદનો

પાર રહ્યો નહીં, અને તેવો આનંદ પોતાની આખી ઉમ્મરમાં તેને કદી પણ મળ્યો નહોતો! તેથી તે હજારોવાર નમસ્કાર ઉપર નમસ્કાર કરી ઇશ્વરનો આભાર માનવા લાગ્યો. અને તેમ થાય તેમાં અજાયબી સરખું પણ શું! એક તો બહુરૂપીઓની કળામાં તે ઘણોજ બાહોશ અને ચાલાક હતો તેમાં વળી અજબ ગુણ ધરાવનારાં આ ફુલો તેને મળ્યાં. હવે તેની બરોબરી કરનાર અને તેની સામે ટક્કર લેનાર બીજો કોણ બહુરૂપી દુનીયામાં હતો? અમે નથી ધારતા કે આ કરતાં બીજો કોઇ બહુરૂપી ચહડીઆતો નીકળી નામના મેળવી શકે, એમ કહીએ તો ચાલે! બસ હવે તો બલદેવસીંહને ફક્ત એકજ ચીજની ઓછપ હતી કે અંતરીક્ષ રહીને દુનીયામાં બીજા લોકોને જોઇ શકે એવી કોઇ યુક્તિ આ તલેસમના પુસ્તકમાં મળી નહીં! જો તે પણ મળી હોત તો પછી બલદેવસીંહજી બહુરૂપીઓના વખાણજ કરી શકાત નહીં, અને તેવી શક્તિ ધરાવ્યાથી પછી બલદેવસીંહ પોતાની ધારી વાત ઘણીજ સહેલાઇથી પાર પાડી હોત, અને તેમ થતાં આપણી આ નવલકથાની સમાપ્તિ પણ સત્વર આવી ગઇ હોત, પણ શરૂઆતમાં અમે જણાવી ગયા છૈયે તેમ હજી તો વાંચનારને આ નવલરંગભૂમી ઉપર અમારે અનહદ હેતભર્યા ઘણા દેખાવો બતાવવા છે. એટલે તેમની જીજ્ઞાસા અધવચથી પુરી કરી ન નાંખવામાં પ્રભુએ અમને સહાય કરી જેથી, બલદેવસીંહમાં એટલી શક્તિ આવી તેથી, એમાં અમે આનંદ માનીએ છૈએ.





# પ્રકરણ ૧૩

## તીલસ્મી પોથો ચોરાઈ ગયો.



કુમાર બલદેવસીંહ વગેરેએ આખી રાત જાગૃત અવસ્થામાંજ પસાર કરી. તલેસમમાંની અજાયબીઓના વખાણ કરવામાં, ફુલોની કરામતની માટે આશ્ચર્ય પામવામાં અને તીલસ્મી પુસ્તક વાંચવામાં આખી રાત વહી ગઇ. સવાર પડતાં સ્નાન, સંધ્યા, વગેરે નીત્ય કર્મથી પરવારી ભોજન કરી તેઓ ખંડીએરમાં જવા માટે તૈયાર થયા એટલે કુમારે પોતાના પલંગ ઉપરથી તીલસ્મી પુસ્તક લઇ આવવાને બલદેવને કહ્યું, જે માટે તે કુલીનના તંબુમાં ગયો, પરંતુ કુમારના જણાવ્યા મુજબ પલંગપર તે ન જોતાં તકીયાની નીચે તેમજ આખી શય્યા ઉથલાવીને શોધ કરી પણ ક્યાંય પુસ્તક દીઠું નહીં, એટલે કુમાર પાસે પાછો આવી તેણે પૂછ્યું કે, "કુમાર! પુસ્તક ક્યાં મુક્યું છે? તમારા પલંગ ઉપર તો નથી!" આ સાંભળતાંજ કુમારના હોંશ કોશ ઉડી ગયા, અને ગભરાટમાં ને ગભરાટમાં ઉઠી ઉભો થયો ને તે પોતાના તંબુમાં દોડી જઇ આમતેમ શોધવા લાગ્યો સઘળાઓએ શોધવામાં કાંઇ બાકી રાખી નહીં પણ ક્યાંઇ પતો લાગ્યો નહીં તેથી હાથ પગ પછાડવાને મંડી પડ્યો અને મળેલી દોલત ક્ષણવારમાં ક્યાં ગુમ થઇ એની કોઇને ખબર ન રહી.

ઘણીવાર સુધી દરેક જગ્યાએ શોધી વળ્યા, પણ ક્યાંયથી પુસ્તક હાથ લાગ્યું નહીં. હવે કુલીનની હીંમત જતી રહી. કુંવરીને મેળવવાની મનની સઘળી ઉમેદ નાશ પામી ગઇ કેમકે, જે પુસ્તકમાં તલેસમ તોડવાની સઘળી યુક્તિઓ હતી તેજ જતું રહ્યું. એક ઉંડો નીસાસો નાંખી કુમાર શય્યાપર ઢળી પડ્યો. બલદેવ દેવસીંહ અને શાંતીનાથ જોશી પણ ગભરાટમાં પડ્યા બે ઘડી સુધી કોઇનાં મુખમાંથી એક શબ્દ સરખો પણ નીકળ્યો નહીં, દીંગમૂઢ સરખા ઉભા થઇ રહ્યા. વખત જતાં તીલસ્મી પુસ્તક ગુમ થવાની ખબર આખી છાવણીમાં પ્રસરી ગઇ. પહેરેગીરોને સખ્ત પૂછપરછ કરવામાં આવી, પણ કોઇ તરફથી કશો પત્તો લાગ્યો નહીં. ચારે તરફ ચોરની સોધમાં જાસુસો છોડવામાં આવ્યા.

"અરેરે વીધાતા! આમ નીરાશાજ આપવી હતી તો પુસ્તક અમને આપ્યુંજ શા માટે? અમને આમ રીબાવવામાં તને શો આનંદ થાય!" કુલીન દુઃખી થવા લાગ્યો.

"કુમાર! આમ છેક નાહીંમત શું થઇ જાઓ છો?" બલદેવસીંહ તેને ધીરજ આપવા લાગ્યો કે, "હું ખાત્રીથી કહું છું કે ટુંક સમયમાં પુસ્તક ચોરી જનાર હરામખોરની હું ભાળ મેળવીશ? તમે આમ નીરાશ થઇ જશો તો અમે પણ નાહીંમત થઇ જઇ કઇ કાર્ય કરી શકીશું નહીં!" દેવીસીંહ અને શાંતીનાથે પણ બહુ સમજાવવાથી કુલીન સ્વસ્થ થયો, અને પલંગપરથી ઉઠ્યો, એટલામાં એક ચોપદારે આવી કહ્યું કે, "મહારાજ! તલેસમના દરવાજાપર રાખવામાં આવેલા પેહેરેગીરમાંથી એક જણ એવી ખબર લઇને આવ્યો છે કે, ખંડીએરની અંદર કોઈ માણસો ગયા હોય એમ જણાય છે! તેઓ કોણ છે તે

જાણી શકાયું નથી કેમકે, સીપાઇઓને અંદર જવાની આપ તરફથી મનાઇ કરવામાં આવી છે. જો અંદર જવાની આજ્ઞા હોય, તો બરાબર તપાસ કરીએ." આ ખબર સાંભળતાંજ તે વિષે તપાસ કરવા જવાને બલદેવ દેવીસીંહ અને શાંતીનાથ તૈયાર થયા. કુમારે પણ તેમની સાથે જવાની પોતાની મરજી જણાવી અને તેઓ ચારે જણ તંબુની બહાર નીકળ્યા. બહાર ફત્તેહસીંહ સેનાપતી મળ્યો તેને પણ કુમારે પોતાની સાથે લીધો. ખંડીએરના દરવાજામાં પ્રવેશ કરતાંજ કોઇનો બૂમો પાડીને રડવાનો અવાજ તેમને કાને પડયો, અને વધુ આગળ ચાલતાં ખંડીએરમાં કેટલાક માણસો હોવા જોઇએ એમ જણાયું. આથી અવાજ આવતો હતો તે તરફ તેઓ ઉતાવળે ચાલ્યા. ચાલતાં તેઓ જે મંડપની પાશે ચબુતરાપર પથ્થરનો પુરૂપ હાથમાં પુસ્તક લઇ સુતો હતો ત્યાં પહોંચ્યાં, તો ત્યાં શું જોવું ? તે સુતેલો માણસ બેઠો થઇ ગયો હતો અને તેણે પોતાના બંને હાથની વચમાં ગુરૂનાથ બહુરૂપીને મજબુત દબાવેલો હોવાથી તે બૂમરાણ કરી રહ્યો હતો. વીરકાળ, નારાયણસીંહ અને ચમનરાય બહુરૂપીએ તેને છોડવવાને માથાકુટ કરી રહ્યા હતા, પરંતુ તેમનું કંઇ વળતું નહોતું. તીલસ્મી પુસ્તક ખોવાઇ જવાથી જો કે કુમાર બલદેવ વગેરે સઘળાઓ ઉદાસ થઇ ગયા હતા, પણ આ સમયે ગુરૂનાથની આ હાલત જોઇ તેઓ સઘળા મ્હોટેથી હસી પડયા, જેનો અવાજ સાંભળતાંજ બહુરૂપીએ પાછળ ફરી નજર કરી અને કુમારને પોતાના ત્રણ બહુરૂપીઓ તથા ફત્તેહસીંહ સાથે આવતો જોઇ અજાયબ થયા તેમને જોતાં બલદેવસીંહ આનંદ તેમજ ગુસ્સામાં બોલી ઉઠયો કે " જેવી જેની કરણી તેવાંજ તે ફળ ચાખે છે ! હાથનાં કીધાં હૈયેજ વાગે ! કુમારને વીના કારણે હેરાન કરવાનું

તમોએ માથે લીધું છે, તેનીજ ન્યાયી ઇશ્વરે તમને આ શીક્ષા કરી છે ! કેમ વીરકાળજી ! તમે પણ જાણી જોઇને શા માટે ફસાઓ છો ! તમારે હાથેજ પોતાના પગમાં શા માટે કુહાડો મારો છો ! તમને તો કોઇએ પકડી નથી રાખ્યા ! ગુરૂનાથની પાછળ તમે પણ શા માટે જીવ જોખમમાં નાંખો છો ? ભાઇઓ ! એને તો એમજ સડતો છોડી અહીંથી મુંગા ચાલ્યા જઇ હવા ખાવો ! ”

“અમારા સાથીને હમે આવી હાલતમાં છોડી જઇએ, એ યોગ્ય નહીં ! કુમાર ! અમે તમારા પંજામાં છઇએ, ગમે તેમ કરો ! અમે હાજર છીએ ! વીરકાળે કુમાર પ્રત્યે હાથ જોડી કહ્યું.

“પંડીત ગુરૂનાથજી, સેવક આપને નમન કરે છે” ચોતરાની પાસે જઇ બલદેવે કરડાકીમાં કહ્યું કે, “કેમ, આપની તબીયત તો ઠેકાણે છે ને? આપ મહેરબાન આ તલેસમ તોડવાને આવ્યા હશો ? અરે! ભાઇ પહેલાં તમારા રાજાને તો તમારી ચાલાકીથી કેદમાંથી છોડવો, પછી બીજું કામ કરવું હતું ! હંઅઅઅ ! તમારી ધારણા સમજ્યો ! પહેલાથીજ આ તલેસમ તોડી તેમાંના બધા ખજાનાના માલીક બની તમારે પોતાનેજ ચીત્રપુરના રાજા બનવાની ઇચ્છા થઇ હશે કેમ ખરૂં કે નહીં?”

“ અરે મહેરબાન ! આ તલેસમ તોડીને ખજાનો મેળવો તો તે માંથી થોડોક ભાગ આ ગરીબ ભાઇબંધને પણ આપજો ! ” દેવીસીંહે આગળ આવીને કરડાકી કરી.

“ ભાઇ ગુરૂનાથજી. હવે તમારી ગ્રહદશા આડી છે, માટે જો મારી સલાહ માનો તો તીલસ્મી પુસ્તક ચોરી ગયા છો તે અમને સોંપી

દો !" શાંતીનાથે ગંભીર અવાજે જણાવ્યું. ગુરૂનાથ આ સઘળું મુગો મુંગો સાંભળી નીચું જોઇ રહી પેલા માણસના હાથમાંથી છૂટવાને તજવીજ કરતો હતો, વીકરાળ, ચમનરાય અને નારાયણસીંહ તેની પાસેથી ખસી જઇ કુમારની પાસે આવી ગુરૂનાથને કોઇ પ્રકારે છૂટો કરવાને તેના કાલાવાલા કરવા લાગ્યા, એટલે કુમારે કહ્યું કે,–" અમારાથી શું થઇ શકે તેમ છે ? તીલસ્મી પુસ્તક તમે ચોરી ગયા છો તે અમને પાછું લાવી આપો તો પછી ગુરૂનાથને અવશ્ય છોડવીશું !" આ અરસામાં વીકરાળે આડી નજરે ગુરૂનાથ તરફ જોઇ કંઇ ઇશારત કરી, અને પછી કુમાર તરફ ફરી ગંભીર અવાજે કહ્યું કે, "મહારાજ! અમે આપનું પુસ્તક લીધુંજ નથી ! અરે, અમે જોયું પણ નથી ! જો અમારી પાસે એ પુસ્તક હોય તો આવા સમયમાં તે આપને આપ્યા વગર રહીએ ? અને તેમ નહીં તો તે વાંચીને કોઈ રસ્તે ગુરૂનાથને છોડવ્યા વગર પણ અમે રહ્યા હોત! મહારાજ ! હવે તો કૃપા કરી કોઇ રસ્તે ગુરૂનાથને છોડવો અથવા તો અમને બહાર જવાની આજ્ઞા આપો તો એને માટે કંઇ ખોરાક લઇ આવીએ !"

"અને મહારાજ ! જ્યાં સુધી આપને પુસ્તક ન મળે, અને આપ આ તલેસમ તોડી ન લ્યો અને ગુરૂ રહે ત્યાંસુધી એને રોજ ખોરાક આપવા માટે અંદર આવવા જવાની અમને પરવાનગી અપાવશો !" ચમનરાયે હાથ જોડી અરજ કરી.

"વારૂ વીકરાળજી, એ તો ખરૂં કે ગુરૂ કેટલાક દીવસો સુધી અહીં કેદ રહેશે, તેને તમે લોકો ખોરાક વગેરે આણી આપશો, પણ તેટલા દીવસો એનાં મળમુત્ર વગેરે કયાં ફેંકી આવશો કે અહીં એની

પાછળ હગલોજ થવા દેશો ?" દેવીસીંહ ગંભીરતા ધારણ કરી પૂછ્યું. વીરકાળે કંઇ જવાબ આપ્યો નહીં.

"બહુરૂપીઓ વીકરાળજી, તમે તો સમજુ છો એટલે તમને વધારે કહેવાની જરૂર નથી તમને બહુરૂપીઓ સારી પેઠ ઓળખે છે!" બલદેવસીંહ બોલ્યો—"પણ જાઓ, તમને અહીં જવા આવવા માટે કુમાર તરફથી આજ્ઞા આપવામાં આવે છે! તમારાથી બની શકે તેટલી ગુરૂની સેવા કરજો! તમે અમને બહુ મ્હોટું નુકસાન કર્યું છે! તીલસ્મી પુસ્તક ચોરી લઇને પણ હજી કબુલ કરતા નથી! આ સમયે તમો સઘળા અમારા પંજામાં છો, એટલે ગમે તેવી રીતે તમારી પાસેથી એ પુસ્તક મેળવી શકીએ તેમ છીએ, પણ નહી! તમો સઘળાઓને છૂટા મુકી પુરતી ચેતવણી આપું છું કે સાવધ રહી ચોકસાઇથી એ પુસ્તક સાચવજો! હું તમારી પાસેથી એ પુસ્તક તમને કેદ પકડયા વગરજ લઇશ!" બલદેવસીંહજીના આ શબ્દો સાંભળી ગુરૂનાથને બહુ ગુસ્સો ઉપજ્યો, અંતે તે બોલી ઉઠયો "બલદેવસીંહ, એવી શેખી શું કરોછો? અમે છૂટા થયા પછી કાંઇ કરીને અમને જીતો ત્યારે આ સઘળી હીંમત જણાશે! શું તમે દુનીયામાં એકજ બહુરૂપી છો? લ્યો, ત્યારે અમે પણ કહીએ છીએ કે અમોએજ તમારૂં તીલસ્મી પુસ્તક ચોરી લીધું છે! પણ હવે અમોમાંથી કોઇને પણ કેદ કીધા વગર અથવા હેરાન કીધા વગર તમે પુસ્તક કેવી રીતે લઇ શકો છો તે પણ અમે જોઇશું! એવી તમારી શેખી નહી ચાલશે મહેરબાન! અરે, જો તેવીજ બહાદુરી બતાવો તો તેજ દીનથી અમો સઘળા તમારા દાસ બની જઇશું, અને રાજા ચતુરસીંહની નોકરી છોડી દઇ કુમારની સેવામાં રહીશું! જાઓ! પણ હું તમોને ચેતવણી આપું છું કે તમને પુસ્તક પણ નહીં આપું અને અહીંથી છૂટીને નહાસી પણ જઇશ!"

" ત્યારે હું પણ આજે પ્રીતીજ્ઞા લઇને કહું છું કે તમોમાંથી કોઇને પણ કેદ કીધા વગર જો હું તીલસ્મી પુસ્તક તમારી પાસેથી લઇ ન લઉં તો પછી બહુરૂપીનું નામ પણ નહી લઊં! બસ, પછી સંસાર ત્યાગ કરી વૈરાગ્ય ધારણ કરૂં! હવે બસ, તમારી સાથેજ એકજ વાર હરીફાઇમાં ઉતરવું છે!" બલદેવસીંહ અને ગુરૂનાથે આ પ્રમાણે પ્રતીજ્ઞા લીધી, જે સાંભળી કુમાર તો સ્તબ્ધજ થઇ ગયો. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહી. દેવીસીંહે અને શાંતીનાથ જોશીને એક તરફ લઇ જઇ બલદેવે તેમના કાનમાં કંઇ કહ્યું એટલે તેઓ બંને ત્યાંથી ખંડીએરની બહાર ચાલ્યા ગયા. વળી ગુરૂ પાસે આવી બલદેવસીંહે કહ્યું કે, " જુઓ, અમે હવે જઇએ છીએ! વીકરાળ, ચમનરાય અને નારાયણસીંહને પણ તમારી ઇચ્છામાં આવે ત્યાં મોકલો, અને તમને છુટવાની જે તજવીજ કરવી હોય તે કરો! તમારા સાથીઓને અંદર આવતા જતાં કોઇ ન રોકે તે માટે અમે પહેરેગીરોને પણ પરવાનગી આપતા જઇશું!" આટલું કહી બલદેવ કુમારને લઇને ત્યાંથી ચાલ્યો ગયો. છાવણીમાં જઇ તેઓ કુમારના તંબુમાં ગયા તો ત્યાં શાંતીનાથ બેઠા હતો, જેને જોતાંજ બલસીંહે પૂછ્યું— " કેમ જોશીજી, દેવીસીંહ ગયો ?"

" હા, એ તો તમારી પાસેથી નીકળ્યા પછી તરતજ ગયા છે!"

" તમે રમલની મદદથી કંઇ જોયું ?" બલદેવસીંહે આતુરાથી પૂછ્યું

" હા! કંઇક ભાળ મળી પણ તેમાં વળી નવી આફત જણાય છે!" શાંતીનાથે ગંભીર અવાજે જવાબ આપ્યો.

" તે શું વળી ? કુમારે અધીરાઈ સહ પૂછ્યું.

" રમલની ગણત્રી કરતાં જણાય છે કે, એ બહુરૂપીઓના હાથમાંથી પણ પુસ્તક જતું રહ્યું છે! હજી કોઇ સ્થળે રાખવામાં આવ્યુ નથી!" શાંતીનાથે જણાવ્યું.

" જોઇએ છીએ ત્યારે ભાઇ દેવીસીંહે શું સમાચાર લઇ આવે!" બલદેવ વિચારમાં પડી બોલ્યો.

" હું પણ ગયો હોત તો ઠીક હતું!" શાંતીનાથે કહ્યું, અને તેમ કરવાની કુમારીને સંમતી આપ્યાથી તરતજ તે વીદાય થયો. હવે બલસીંહ અને કુમાર એકલા પડતાં કુમારે પૂછ્યું—" વારૂં, ભાઇ, જરા અમને તો જણાવો કે તમે સઘળાઓએ શો વીચાર કીધો છે, અને હવે શું કરવા ધારો છો?"

"બલદેવ શું કરીએ છીએ તે શાંતીથી જુવો!"

" અરે, જોવાનું હતું તે તો જોયું! હાથમાં આવેલી બાજી હાથે કરીને ગુમાવી હવે જોવાનું શું બાકી રહ્યું છે? અમને અજાયબી લાગે છે કે, એ બહુરૂપીઓને તમે શું સમજીને છોડી દીધા?" કુમારે કચવાટ બતાવ્યો.

એમાં પણ કંઇ ભેદ હશેજ! મતલબ વગર તેમને છૂટા મુકુ એવો કંઇ હું મૂર્ખ નથી!" બલદેવસીંહે ભાર દઇને જણાવ્યું–" તેમની પાસેથી પુસ્તક મેળવતાં શું વાર લાગે તેમ છે, પણ તે સાથે એકજ ઝપાટે તે સઘળાઓને આપણે વશ કરી લેવાની મારી ધારણા છે. જુઓ આજે તેમની પાસેથી આપણે જોરજુલમથી પુસ્તક મેળવવાની તજવીજ કરી હોત તો તેઓ પોતાની ચાલાકી વાપર્યા વગર રહેત નહીં, અને એમ હરીફની સામે તેમની સાવચેતી વાપરવા પાછળ આપણે

ધ્યાન આપીએ તો આપણને જે કામ કરવાનું છે તે કરી શકીએ નહી! અને આમ રસાકસીપર આવ્યા વગર એકબી બહુરૂપીને વશ કરી શકાતો નથી, કેમકે તે પોતાના જીવને જોખમે પણ પોતાના માલીકનું કામ બહુરૂપીયો નીમકહલાલીથી બજાવે છે!"

"એ તો બધું ખરૂં, પણ તેમની સાથે સરત શા માટે કરવી હતી?" કુમાર બોલી ઉઠ્યો—"ન કરે નારાયણ ને તમે એ સરતમાં હારી ગયા, અને ગુરૂનાથ છૂટીને તલેસમની બહાર આવ્યો તો તમે અમને છોડી નહીં જાઓ શું?"

"પછી તો દુનીયામાં મુખ બતાવીશજ નહી!" બલસીંહે ભાર દઈને જવાબ આપ્યો કુમારની નિરાશામાં આથી વધારો થયો. જે જોઇ તેને હીંમત આપવા બલસીંહ બોલ્યો કે "કુમાર! આપ લેશ પણ ગભરાશો નહીં. ઇશ્વરની ઇચ્છા હશે તો આપણી સઘળી આશા પાર પડશે, અને હું આપનાથી વીખુટો નહીંજ પડું!" આમ ધીરજ આપી તેણે કહ્યું કે "કુમાર! આપ અત્રે બેસજો! હું જરા કામે જઇ આવું છું!" આમ કહી તરતજ તે વીદાય થયો. કુમાર ઘણી વાર સુધી પોતાના તંબુમાં વિચાર કરતો એકલો બેસી રહ્યો. અનેક તરેહના વિચારો તેના મનમાંથી પસાર થઇ ગયા. સહજ અવાજ થતાં બલદેવ અથવા દેવીસીંહ કે શાંતીનાથ આવ્યો હશે, એમ ધારી તે દરવાજા તરફ જોતો હતો, અને જ્યારે કોઇને જોયો નહીં ત્યારે વળી હાથપર ગાલ ટેકવી વિચારમાં નિમગ્ન થતો હતો. આમ વિચારમાં બેસી રહેતાં દીવસનો ઘણો ભાગ વીતી ગયો, પ્રહર દીન બાકી રહેતાં પણ કોઇ બહુરૂપી પાછો ન ફરવાથી કુમારની મુંઝવણમાં વધારો થયો. તે તંબુમાં એકલો બેસી ન શકવાથી બહાર નીકળ્યો. કુમારને બહાર આવેલ જોઈ ઘણા સીપાઇઓ

તેની પાસે આવી તેની આજ્ઞાની રાહે જોતા હાથ જોડીને ઉભા. પાસેજ ફત્તેહસીંહ સેનાપતીનો તંબુ હતો, એટલે કુમારની બહાર આવ્યાની ખબર સાંભળી તે પણ હથીઆર સજી તેની હજુરમાં આવ્યો, એટલે કુમારે તેને કહ્યું કે "ચાલો, જરા આટલામાં ફરી આવીએ ! પણ સાથે કોઇ સીપાઇઓને લેવાની જરૂર નથી !" આમ કહી કુમાર આગળ ચાલ્યો. ફત્તેહસીંહ પણ એકલો તેની સાથે ચાલ્યો. ધીરેધીરે ફરતા તેઓ છાવણીથી ઘણે દુર નીકળી ગયા, અને એક ખડકપર જરા વિશ્રામ લેવાને બેઠા. વાતચીત કરતાં કુમાર સ્નેહથી ફત્તેહસીંહનો હાથ પકડીને કહ્યું કે, ફત્તેહસીંહ ! તમે પણ અમારા એક ખરા સ્નેહી છો એટલે અમારી કંઇ પણ હકીકત તમારાથી છુપી નથી ! પણ મીત્ર, આજે અમે બહુ ઉદાસ છઇએ ! જુઓ ! આજે બલદેસીંહની મતી કોણ જાણે કેવી થઇ ગઇ કે વીનાકારણે તે ગુરૂનાથ સાથે હદપર ચ્હડી ગયો, ને હાથમાં ફસાયલા ચોરોને છોડી દીધા ! હવે કોણ જાણે શું થશે ? તીલસ્મી પુસ્તક હવે અમને મળે યા ન મળે ? તલેસમ તુટે યા નહીં કે, પછી વહાલાં વનકુંવરી તલેસમમાં રખડી રઝળીને—" આટલું બોલતાં તેનું ગળું રૂંધાઇ ગયું. અવાજ દબાઇ ગયો. અને તેનાથી વધુ બોલી શકાયું નહી, ને આખમાંથી આંસુની ધારા વહેવા લાગી, એટલે ફત્તેહસીંહે તેને ધીરજ આપતાં કહ્યું કે,—"કુમાર ! આમ નિરાશ થવા સરખું શું છે ? બલદેવસીંહ કંઇ એવા મૂર્ખ નથી ? એમણે જે કંઇ કીધું છે તે યોગ્ય છે ? મારી સાથે તેમણે સઘળી વાતચીત કરી છે, અને મને પણ તેમણે એક કામ સોપ્યું છે. બલદેવસીંહે જે બાજી રચી છે તેથી ટુંક સમયમાં દુશ્મનના સઘળા બહુરૂપીઓ આપના શરણમાં આવી જશે !" કુમારને આથી હીંમત આવી, અને ખડકપરથી ઉઠતાં તે બોલ્યો કે, "જોઇએ છીએ કે હવે શું પરીણામ આવે છે ? આમ વાતચીત

કરતા તેઓ આગળ ચાલ્યા, અને ઘણે દૂર નીકળી ગયા, એટલામાં થોડેક દૂર કેટલીક યુવતીઓ ઉભી હતી તેમનાપર તેમની નજર પડતાંજ તેઓ ઝાડોની ઓથે સંતાઈ જઇ તે યુવતીઓ તરફ જોવા લાગ્યા. આ યુવતીઓ આસરે વીસેક હતી. પોતાના ઘોડાઓની લગામ પકડીને તેઓ ધીમેધીમે ચાલતી આવતી હતી. એક સુંદરીના હાથમાં બે ઘોડાઓની લગામો હતી સઘળી સ્ત્રીઓ સ્વરૂપવાન હતી, પણ સૌથી આગળ ચાલતી એક રમણીની સુંદરતા તેમનાથી અધીક હતી તેણીની ઉમ્મર આસરે પંદરેક વર્ષની હતી. તેણીના સુકોમળ શરીરે ધારણ કરેલાં અમૂલ્ય શણગાર અને કિંમતી પોશાકથી તેણી કોઇ રાજપુત્રી હોય એમ જણાતું હતું. કુલીન આ રમણી તરફ એક ટસે જોઇ રહયો, અને તેણીની સુંદરતા જોતાં આનંદમાં આવી બોલી ઉઠયો કે–" અહા હા ! કેવી સકુમાર દેહ છે ! જાણે વનદેવી ! આહાહા ! એ રમણીના શરીરનો ઘણો ખરો ઘાટ કુંવરીના સુકોમળ શરીરને મળતો આવેછે ! તેણીની હંસગતી સરખી ચાલ પણ વહાલી કુંવરીનેજ મળતી આવેછે ! " એટલામાં તે રમણીઓ કુમાર અને ફત્તેહસીંહ ઉભા હતા તે ઝાડની પાસે આવી પહોંચી, એટલે તેણીને બરોબર નીરખવાની કુમારને તક મળી, પણ તેણીએ ઝાડની ઘટામાં ઉભેલા હોવાથી તે યુવતીઓ તેમને જોઇ શકી નહી. સર્વથી આગળ આવતી યુવતી જેને આપણે વનકન્યા તરીકે ઓળખીશું, તે ઝાડ પાસે આવી પહોંચતાં ચાલતી અટકી ગઈ. અને પોતાના હાથમાંનું એક પુસ્તક ઉઘાડી તે વાંચવા લાગી, જે સાથે તેણીની બંને આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેણીના હાથમાંના પુસ્તકને કુમારે તરતજ ઓળખી કહાડયું, કે તે પોતાનુ ચોરાયલું તીલસ્મી પુસ્તકજ છે, કેમકે તેના પુંઠા ઉપર સોનેરી મ્હોટા અક્ષરે 'તલેસમ' એ શબ્દ લખેલો હતો. આ જોઈ કુલીન અજાયબ થયો. તે વિચારવા લાગ્યો કે પુસ્તક આ રમણીના હાથમાં ક્યાંથી આવ્યું હશે,

કેમકે તે તો ચતુરસીહના બહુરૂપીઓ ચોરી ગયા હતા, અને તેની શોધમાં બલદેવસીહ વગેરે બહુરૂપી ગયા હતા. પણ તે પુસ્તક વાંચીને તે વનદેવીને રડતી જોઇને કુમારની અજાયબીનો પાર રહ્યો નહીં, એટલામાં તેણીએ પાછળ ફરીને જોયું અને તેણીની પાછળ ચાલી આવતી એક ચંચળ યુવતીએ આગળ આવીને પોતાના હાથમાંનું એક ચીત્ર તેણીને આપવા હાથ લંબાવ્યો, જે તેણીએ લઇને તીલસ્મી પુસ્તક તેણીને આપી દીધું. હાથમાં ચીત્ર લઇ તે તરફ એક ટસે જોતાં વનકન્યાએ એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. તેણીની આંખમાં ફરી ઝળઝળીયાં ભરાઈ આવ્યાં, અને બેચાર મોતી સરખા આંસુનાં બીંદુ તેણીના કોમળ કપોલ પરથી સરીને ચીત્રપર પડ્યાં કુમારની નજર પણ તે ચીત્ર ઉપર પડતાં તે અજાયબી સહીત તે તરફ જોઇ રહ્યો. થોડીવાર ઉભી રહીને વનકન્યા પોતાની સખીઓ સહીત ત્યાંથી ચાલી ગઇ, એટલે ફતેહસીંહ ઝાડ પાછળથી નીકળી આવી તેમની તરફ જોવા લાગ્યો. કુમારે ફતેહસીંહને પૂછ્યું કે આ રમણીઓ કોણ છે ? તે તમે કંઇ જાણો છો !

"હું કંઇ જાણતો નથી, પરંતુ એટલી અટકળ બાંધી શકું છું કે તે કોઇ રાજકુંવરી હોવી જોઇએ." ફતેહસીંહે કહ્યું.

"પણ તેણીના હાથમાં આપણું તીલસ્મી પુસ્તક ક્યાંથી ગયું હશે ? એ અજાબી સરખું છે ! વળી એથી વધુ અજાયબી ભરેલી બીના તો એ છે કે, જે ચીત્ર તેણી જોતી હતી, તે પણ અમારૂંજ હતું ! કાંઇ સમજી શકાતું નથી કે એમાં શો ભેદ છે ?" આમ વીમાસતો કુમાર તેમની પાછળ જોવા લાગ્યો. ફતેહસીંહ પણ અજાયબીસહ તેમની તરફ જોઇ રહ્યો હતો. તેઓ જંગલમાં અદ્રસ્ય થઇ જવાથી કુમાર બોલ્યો કે, "ચાલો, તેમની પાછળ જાઇએ કે તેઓ ક્યાં જાય છે ?" આમ કહી

કુમાર ચાલ્યો, એટલે ફત્તેહસીંહ પણ તેની પાછળ ચાલ્યો. જે તરફ યુવતીઓ ગઇ હતી તે તરફ તેઓ આતુરતાથી ઉતાવળે પગલે ચાલ્યા, અને ઘણે દૂર નીકળી ગયા, પણ તે યુવતીઓ ફરી નજરે પડી નહીં. હજી તેઓ ચાલ્યા જતા હતા એટલામાં પાછળથી કોઇનો અવાજ સાંભળી તેઓએ પાછળ ફરી નજર કરી, અને બલદેવસીંહને ગભરાટમાં પોતાની તરફે આવતો જોઇ તેઓ ઉભા રહી ગયા અને બલદેવસીંહ પાશે આવતાં કુલીને અધીરાઇથી તેને પુછ્યું કે, "કેમ ભાઇ ! આમ ઉદાશ થઇ ક્યાંથી આવ્યા ?"

"કુમાર ! બધું થઇ ચુક્યું ! આપણો સંબંધ આજથી હંમેશ માટે તુટયો ! હું હવે હંમેશ માટે આપને છોડી જઇશ !" બલદેવસીંહ ગળગળે આવજે બોલ્યો. તેનો કંઠ રૂંધાઇ જવાથી વધુ બોલી શકયો નહીં. તેની બંને આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. બલદેવસીંહની અધુરી વાત સાંભળીને તેમજ તેની આવી દુઃખી હાલત જોઇને કુમારની આંખમાં પણ આંસુ આવી ગયાં, પણ બલદેવસીંહ આમ નિરાશ શા માટે થયો હશે તેનું કારણ તે સમજી શકયો નહી. ફત્તેસીંહનું હૈયું પણ ભરાઇ આવ્યું, પણ હીંમત રાખી તે બંનેને ધીરજ આપવા લાગ્યો. બલદેવસીંહનો હાથ પકડી સ્નેહથી પૂછ્યું કે, "ભાઇ બલદેવસીંહ ! આજ આમ છેક નાહીંમત કેમ થઇ ગયા છો ? તમારી આ દશા શા માટે થઇ છે. તે તો જણાવો ! કુલીનસીંહથી આપ હંમેશ માટે શા માટે વીખુટા પડનાર છો ? એમ કરવાનું કંઇ કારણ ?" બલદેવસીંહ પણ સહેજ દ્રઢ થયો અને દબાયેલે અવાજે બોલ્યો કે,–"ભાઇ તીલસ્મી પુસ્તક આપણા હાથમાં આવ્યું નથી, અને હવે પછી તે મળે એવી આશા જણાતી નથી, એટલે સુરનાથ બહુરૂપી સાથે કરેલી પ્રતિજ્ઞા મારે પૂર્ણ કરવી પડશે ! મારે સંસાર ત્યાગવો પડશે !" જવાબમાં કુલીન અને

ફતેહસીંહ કંઇ બોલવા જતા હતા એટલામાં દેવીસીંહ અને શાંતીનાથ જોશી દોડતા દોડતા તેમની પાસે આવી પહોંચ્યા, અને બલદેવસીંહની દુઃખદ હાલત જોઇ શાંતીનાથ બોલી ઉઠ્યો કે,–"બલદેવસીંહ ! તમે લેશ પણ ગભરાતા નહી ! તીલસ્મી પુસ્તક દુશ્મનના બહુરૂપીઓના હાથમાં રહ્યું નથી ! આપણે તે મેળવી શકયા નથી તો શું થઇ ગયું ? તમને મેં પહેલાંથી જેમ કહ્યું હતું તેમજ થયું છે ! કોઇ ત્રીજા મનુષ્યના હાથમાંજ પુસ્તક ગયું છે !" બલદેવસીંહને આથી હીંમત આવી. કુમાર પણ સ્વસ્થ થયો અને મંદહાસ્ય સહીત બોલ્યો કે, "વાહ ભાઇ ! પોતે પણ રડયો અને સાથે અમને પણ દીલગીર કર્યા ! અરે, જેના હાથમાં એ પુસ્તક ગયું છે, તેને અમે દીઠાં છે, પણ તેની હકીકત તને જણાવવાની અમને તક મળે તે પહેલાં તો તું કલ્પાંતજ કરવા લાગ્યો !"

"કોના હાથમાં પુસ્તક દીઠું કુમાર! કયાં છે તે માણસ ?" બલદેવે અધીરાઇથી પૂછ્યું.

"તે માણસનેજ અમે શોધીએ છીએ ! આપણે સાથેજ તેમની શોધમાં જઇએ !" કુલીને જણાવ્યું, અને તેઓ ત્યાંથી ચાલ્યા. ચાલતાં ચાલતાં બલદેવસીંહ શાંતીનાથને પૂછ્યું—"કુમાર કોને શોધે છે?"

"તીલસ્મી પુસ્તક કોના હાથમાં ગયું છે ?" દેવીસીંહે પૂછ્યું

"પણ જયારે કુમારે કોઈ અજાણ્યા માણસના હાથમાં પુસ્તક જોયું ત્યારે તેની પાસેથી તે લઇ કેમ લીધું નહી ?" શાંતીનાથે અજાયબી બતાવી. આ સઘળી બાબતો વિષે કુમારને પૂછીને ખુલાસો મેળવવાનું તેમને વારંવાર મન થયું, કુલીનને ગભરાટસહ આમ તેમ કંઇ શોધતો જોઇ તેઓ કંઇ પૂછી શકયા નહી. એક પ્રહર સુધી કુમારે તપાસ કરી પણ પેલી યુવતીઓ ફરી નજરે પડીજ નહીં.

કુમાર હવે નિરાશ થઇ ગયો. તેની આંખો આંસુથી ભીંજાઇ ગઇ અને ઉદાસ ચહેરે એક ઝાડ નીચે તે ઉભો રહી ગયો. તેની આવી હાલત જોઇ બલદેવે પૂછ્યું કે—" કુમાર, આમ બ્હાવરા કેમ બની ગયા છો ? આ સઘળો શો ભેદ છે તે તો જણાવો ? "

" આ સ્થળે કંઇ નહી કહીએ. છાવણીમાં ચાલો તો સઘળું સવીસ્તર જણાવીશું." કુલીને જવાબ આપ્યો. તરતજ તેઓ સઘળા છાવણી તરફ વળ્યા. માર્ગમાં ખંડીયેર સમીપ આવી પહોંચતાં કુલીને કહ્યું કે—" ચાલો, અંદર જોઇ તો આવીએ કે ગુરૂનાથની કેવી દશા છે !"

" ચાલો !" સઘળાઓ સાથે બોલી ઉઠયા. ખંડીયેરના દરવાજામાં તેઓ દાખલ થયા તો સામેથી ગુરૂનાથ, વીકરાળ વગેરે બહુરૂપીઓ આવતા જણાયા, એટલે કુલીન બોલી ઉઠયો કે, "અરે ગુરૂનાથ, છુટી ગયો ! તેઓ તો સામેથીજ આવતા જણાય છે "

" અરે, એ તો અજાયબી સરખું છે !" બલદેવ બોલી ઉઠયો.

" તીલસ્મી પુસ્તક તો તેમના હાથમાં નહીં આવ્યું હોય ! જો એમજ થયું હશે તો આપણે મ્હોટી મુશ્કેલીમાં આવી પડીશું !" દેવીસીંહ બોલી ઉઠયો.

" એ બાબત તો નિશ્ચિંત રહેવું !" ફત્તેસીંહે જણાવ્યું— " હજી સુધી તો પુસ્તક તેમના હાથમાં ગયું નથી, કેમકે થોડા સમય પહેલાંજ તે હજી બીજાના હાથમાં અમોએ દીઠું છે !" આમ તેઓ વાતચીત કરતા હતા, એટલામાં ગુરૂનાથ વગેરે તેમની પાસે આવી પહોંચ્યા.

"કેમ બલદેવસીંહ! હવે તો આપ હારી ગયાને ?" વીરકાળે મુખ મળકાવીને મ્હોટેથી બલદેવને કહ્યું.

"પણ કેવી રીતે હાર્યા ?" બલદેવે પૂછ્યું.

"કેમ નહી વળી! જુઓ અમે છૂટી ગયા અને પુસ્તક પણ તમને ન આપ્યું!" ગુરૂનાથે ભાર દઇ જણાવ્યું.

"પુસ્તક તો અમારા હાથમાં આવ્યું છે! શું તમે અમારા હાથથી છુટવા પામ્યા નથી ? ખરેખર કહું છું કે અમે તમને મુક્ત કર્યા છે, અને સરત પણ પુસ્તક મેળવવાની હતી તે પણ અમે મેળવી ચુક્યા છીએ એટલે અમે જીત્યા. હવે તમારે ચતુરસીંહને છોડી દઇ કુમારની નોકરી કબુલ કરવી જોઇએ!" બલદેવે જણાવ્યું.

"તમે જીતવાનો દાવો કરોછો તે દાવાને સાબીત કરનારૂં પુસ્તક ક્યાં છે ? તે પુસ્તક તો અમને બતાવો, તો પછી તમારી તાબેદારી કબુલ કરવાને અમે બંધાવાને તઇયાર થઇશું! ત્યાં સુધી નહીં હોકે ?" ગુરૂનાથે કહ્યું.

"તમને પુસ્તક દેખાડવાની શું જરૂર છે ? તમારી પાસે નથી તો પછી તે અમને મળ્યું છે, એ તો દેખીતું છે!" બન્ને કહ્યું

"બસ, બસ! અમે જાણી ગયા! અમારી ધારતી હવે મટી ગઇ! તમારા હાથમાં પુસ્તક આવ્યું નથી પણ કોઇ ત્રીજાના હાથમાં જ તે ગયું છે!" ગુરૂનાથ બોલી ઉઠ્યો.

"તે છતાં પણ છેવટે હાર કોની થઇ ?" દેવીસીંહ બોલ્યો.

"કોઇની પણ નહીં!" ગુરૂનાથે જવાબ આપ્યો. "બસ! ઇશ્વરેજ મને છોડાવ્યો! અમે કંઇ ઉપાય અજમાવ્યો નહોતો! ભાઈ

વીરકાળે તે પથ્થરના માણસનાં મસ્તક ઉપર એક લાકડી અચાનક મુકતાં તેણે મને છોડી દઇને તરતજ પેલી લાકડી પકડી લીધી, એટલે હું છુટ્યો. હજી તે માણસના હાથમાં લાકડી છે ! જોવું છે ! ખાત્રી કરવી છે ! તમે છોડયા કે અમે અમારી યુકતીથી છુટવા પામ્યા છીયે વીરસીંહજી ! આપની સેવામાં રહેવાને અમે આતુર છીએ, પરંતુ નીમકહરામ ઠરીએ, તેથી તેમ કરી શકતા નથી, કંઇ કારણ મળ્યા વગર અમારાથી રાજા ચતુરસીંહની નોકરી કેમ છોડી શકાય ? હવે તો રજા હોય તો જઇએ ! ”

“ ભલે ખુશીથી જાઓ ! ” કુલીને જણાવ્યું.

“જુઓ ગુરૂનાથજી! અમારા પક્ષમાં આવતા નથી તો કાંઇ નહી, પણ હવે અમારી સામે તમારો બહુરૂપી ખેલ કરતાં તો જરા અટકજો !” શાંતીનાથે હસીને કહ્યું.

“વાહરે જોશીરાજ! આખરે શાસ્ત્રની વાત આણી ખરી! બહુરૂપીઓનો ખેલ ખેલવામાં વળી શા માટે ડરવું ?” ગુરૂનાથે હસીને કહયું અને જણાવીને તેઓ ત્યાંથી વીદાય થયા. તેમના જવા પછી કુમાર વગેરે પણ તલેસમમાં ન જતાં છાવણીમાં પાછા ફર્યા. રાત્રીએ કુમારના તંબુમાં સઘળા બહુરૂપીઓ સલાહ કરવાને ભેગા થયા, જેમાં ફતેહસીંહ સેનાપતી પણ હાજર હતો. બહારનો કોઇ માણસ અંદર ન આવી શકે તે માટે ફરતો સખ્ત ચોકી પહેરો રાખવામાં આવ્યો હતો. સલાહ કરવાને બેસતાં બલદેવે કુમારને પૂછ્યું “કુમાર! હવે આપ કહેશો કે પુસ્તક આપે કોના હાથમાં જોયું ? તે કોણ છે ? અને તેની પાસેથી આપે પુસ્તક મેળવવા તજવીજ કેમ ન કરી ?”

" તે કોણુ છે તે અમે કહી શકતા નથી, પણ આહાહા ! શું તે સુંદરીનું સ્વરૂપ ! ભાઈ ! તેણીની લાવણ્યતાએજ તેણીના હાથમાંથી પુસ્તક લેતાં અમને અટકાવ્યા !" કુમાર ગંભીર અવાજે બોલ્યો કે, " શું કહું ભાઈ ! અમારી સ્થીતિ કેવી છે તે બીજા કોઇના જાણવામાં કેવી રીતે આવશે !" આટલેથી અટકી જઇ તેણે એક નિઃશ્વાસ નાંખ્યો.

" કુમાર આપની આવી અજબ હાલત કેમ થઈ છે તે સમજી શકાતું નથી !" બલદેવે કહ્યું, અને ફતેસીંહ પ્રત્યે પૂછ્યું—"તમે પણ કુમારની સાથે હતા તે કંઇ આ બાબતનો ખુલાસો કરશો ?" આના જવાબમાં ફતેસીંહે વનકન્યાને લગતી સઘળી હકીકત જણાવી, જે સાંભળી બલદેવ વગેરેની અજાયબીનો પાર રહ્યો નહી. વનકન્યા કોણ હતી ? તેણીએ કુમારને પ્રથમ ક્યારે દીઠા હશે ? તેણી કુમારપર ક્યારે મોહી પડી હશે, અને તેણીએ કુમારનું ચીત્ર ક્યાંથી અને કેવી રીતે મેળવ્યુ હશે ? એ સઘળાના તર્કવીતર્કમાં બલદેવ મુંઝાયો, અને તેણે શાંતીનાથને કહ્યું કે, " જોશીરાજ ! જરા તમે તો તમારી વિદ્યા અજમાવી જુવો ! કંઇ ભેદ જણાય છે ?"

" તમારા કહેવા પહેલાંજ હું માથાફોડ કરી ચુક્યો છું, પણ કંઇ ખુલાસો જણાતો નથી !" શાંતીનાથે જણાવ્યું કે, " હા ફક્ત એટલુંજ જણાય છે કે તે સુંદરી કોઈ રાજકુંવરી છે !"

હવે શું કરવું ? તેનો વિચાર કરતા તેઓ મધ્યરાત્રી સુધી બેઠા પણ કંઇ નક્કી ઠરાવપર આવ્યા નહીં, ત્યારે કુમારે મુંઝાઇને પૂછ્યું— " ભાઇ બલદેવ હવે આપણે શું કરવું ? પુસ્તક મળ્યા વગર આપણાથી તલેસમમાં કંઇ પણ કરી શકાય તેમ નથી !"

"મને પણ કંઇ વિચાર સુજતો નથી ! જોશીજી તમે શું સલાહ આપો છો ?" બલદેવે શાંતીનાથ પ્રત્યે પૂછ્યું.

"મારા વિચાર મુજબ તો સહુથી પહેલાં આપણે યુવતીઓની તપાસ કરી જોઇએ ! તેઓ કોણ છે અને ક્યાં રહે છે તે જાણ્યા વગર તેમની પાસેથી આપણે પુસ્તક મેળવી શકીએ તેમ નથી !" શાંતીનાથે જણાવ્યું.

"બસ, જોશીરાજનું કહેવું યોગ્ય છે !" ફતેસીંહે કહ્યું, અને કેટલીક વાતચીત પછી વનકન્યાની પહેલાં શોધ કરવાનોજ તેમણે ઠરાવ કીધો, અને છેક મોડી રાત્રીએ પોતપોતાના તંબુમાં આરામ લેવાને સધળાઓ ગયા. વનકન્યાના રટણમાં કુમારને આખી રાત નિંદ્રા આવી નહિ. ઘડીકમાં તેણીની મધુરી મુખમુદ્રા પોતાની નજર આગળ જોતો તો ઘડીકમાં તેણીની હંસગતી સરખી મંદ ચાલ યાદ કરતો, તો ઘડીકમાં તેણીની આંખોમાંથી સરતા આંસુ માટે દીલગીરીમાં ડુબતો, તે નિંદ્રાદેવીનો આશ્રય મેળવના માટે શય્યામાં તરફડીયાં મારતો પડયો હતો. સહેજ નિંદ્રામાં પડતાં વનકન્યાનું સ્વરૂપ તેની આગળ આવી ઉભું રહેતું, અને તેના ખ્યાલમાં તે ફરી ઝબકી ઉઠતો હતો, અને પોતાની પાસે કોઇને ન જોતાં ફરી ઉંડા નીસાસા નાંખતો. આંખ મીચી નિંદ્રામાં પડવાને તજવીજ કરતો હતો. આવી હાલતમાં કુલીન આખી રાત પસાર કરી અને પ્રહર દીન વીતતાં સુધી પણ તે બીછાનામાં પડી રહ્યો. તેને જાગૃત કરવાને બલદેવ તેના તંબુમાં આવ્યો તો તેને મોઢા ઉપર ચાદર ઓઢાડીને સુતેલો જોઇ તથા મુખ પાસેની ચાદર તદન ભીંજાયલી જોઇ તે મનમાં સમજી ગયો કે, વનકન્યાએ તેનું મન પૂર્ણ હરી લીધું છે ! તેણીને માટે કુમારનાં અંતઃકરણમાં

એમે સજ્જડ મૂળ ઘાલ્યું છે! બલદેવને આથી બહુ ખેદ ઉપજ્યો, પણ તે અંતરમાં દબાવી કુમારને જગાડવા તેણે બુમ પાડી "કુમાર ! હજી નિંદ્રાવશ છો ?"

"નહી, જાગું છું !" ઝબકીને મુખપરથી ચાદર ખસેડતાં કુલીન બલદેવ તરફ જોતાં બોલી ઉઠયો કે "કેમ ભાઈ, કેટલો સમય થયો છે ?"

"જુઓ નભમંડળમાં કેટલો સૂર્ય ચ્હડી આવ્યો છે ! પ્રહર દીન વીતી ગયા છતાં આપ જાગૃત થયા નહીં, એ અજાયબી સરખું લાગે છે !" બલદેવે ગંભીર અવાજે કહ્યું.

"કંઇ નહી ! અમને તો કંઇ ખબર પણ પડી નહીં !" કુમારે મહા પ્રયત્ને મુખપર હાસ્ય આણી ઉડાવનારો જવાબ આપ્યો, અને શય્યા પરથી નીચે ઉતર્યો. નીત્યનાં ખટકર્મ વગેરેથી પરવારી ભોજન કરી રહ્યા બાદ તેઓ સઘળા વનકન્યાની શોધમાં જવાને તૈયાર થયા, એટલે બલદેવસીંહે કુમારને કહ્યું કે "ત્યારે કુમાર ! અમે ત્રણે જણ વનકન્યાની શોધમાં જઇએ છીએ ! આપ અત્રેજ રહેજો ! ફતેહસીંહ પણ આપની પાસેજ રહેશે !"

બહુ સંભાળ રાખજો સાવચેતથી રહેજો !

"નહીં, અમે પણ તમારી શાથે આવીશું !" તમને એકલા જવા નહીં દઇએ. કુમારે કહ્યું.

"મહારાજ ! આપ અમારી સાથે આવીને શું કરશો ? જંગલમાં કયાં ભટકશો ?" શાંતીનાથે તેને સમજાવવા માંડયો.

"ભયંકર જંગલમાં તેનાં ભયંકર પ્રાણીઓ અને વળી આપ જંગલમાં આવશો તો અમારાથી એક ચીત્તે કામ કરી શકાશે નહીં.

કેમકે દુશ્મનના બહુરૂપીઓ તમને ફસાવવાને વળી કંઇ બાજી રચે તે માટે અમને ચીંતા રહેશે, માટે કુમાર ! આપ તો અત્રેજ રહો તો સારૂં ! બલદેવસીંહે ઉમેર્યું.

"તેની તમારે કંઈ ચીંતા કરવી નહીં ! અમે પૂરતા સાવધ રહીશું, અને ફતેહસીંહને પણ અમારી સાથે રાખીશું ! તમે તમારે ગમે ત્યાં શોધજો. અમે બંને જણ એટલામાંજ ફરીશું. પણ આવીશું તો અવસ્ય ત્યાંજ આવીશું ! કુંવરે પોતાનો દ્દઢ ઠરાવ જણાવ્યો. અને બહુ સમજાવવા છતાં પણ તે માન્યો નહીં, એટલે તેઓ સઘળા સજ થઇ વનકન્યાની શોધમાં નીકળી પડયા.





# પ્રકરણ ૧૪ મું.

---

## ગુમ થઇ ગયલો પોથો મળ્યો બહુ રૂપીઓની અથડામણ !



જંગલમાં ગયા પછી બલદેવ દેવીસીંહ અને શાંતીનાથ જુદી જુદી દીશામાં વનકન્યાની શોધમાં નીકળી પડ્યા, અને કુલીન અને ફતેહસીંહ એક ગંભીર વડના ઝાડ નીચે વાતો કરતા બેઠા હતા, એટલામાં એક સાધારણ સ્વરૂપવાન યુવતી હાથમાં ફુલોની ટોપલી લઇને ઉતાવળે ચાલતી તેમની પાસેથી પસાર થઇ. તેણીએ જાણે કુલીન અને ફતેસીંહને બેઠેલા દીઠાજ નહીં હોય તેમ તેમની પાસેથી જતાં જાણે પોતાનાં મન સાથેજ વાત કરતી હોય તેમ મ્હોટેથી બોલવા લાગી " આજે ફુલોની વેણી અને માળા ગુંથવામાં બહુ વખત થઇ ગયો. તેથી કુંવરીબા ખચ્ચીત ગુસ્સે થશે, ને નક્કી મારી કમબખ્તી આવી ! અરે એમાં શું ! સમજાવી દઇશ ! " આમ બોલતી કુમારની પાસેથી તેણી પસાર થઇ. તેઓ બંનેએ તેનું બોલેલું સાંભળ્યું, ને ધીમેથી કુંવરે ફતેહસીંહના કાનમાં કહ્યું " આ તે મનમોહીનીનીજ માલણ હોય એમ લાગે છે ! તેને બોલાવીને પૂછી તો જુઓ કે, તેના જણાવ્યા મુજબ તે કંઇ રાજકુંવરી માટે ફુલો વીણીને જાય છે ? " તરતજ ફતેસીંહે તે માલણને બૂમ પાડીને કહ્યું કે, એ મદમાતી માલણ અહીં આવ ! આ શબ્દો સાંભળતાને વાર તે ચમકીને તેણીએ પાછળ

ફરી જોયું, એટલે હાથની ઈસારતથી તેણે તેણીને પોતાની પાસે બોલાવી. આથી જાણે તેણી ગભરાઈ ગઇ હોય તેમ થોડીવાર ઉભા રહીને પછી કાંપતી કાંપતી તેમની પાસે આવી, એટલે ફતેહસીંહે પૂછ્યું— "તું કોણ છે, અને આ ફુલની માળા અને વેણીઓ કોને માટે ગુંથીને લઇ જાય છે?"

"મહારાજ હું તો ગરીબ માલણ છું! મને મારીને શું કરશો? મારી પાસેથી તમને કંઇ મળનાર નથી! હું ગરીબ હાથ જોડીને તમને પગે પડીને અરજ કરૂં છું ને ચોખ્ખું કહું છું કે આ ફુલો શીવાય મારી પાસે બીજું કાંઇ નથી! મને નાહક મારશો નહીં! તમને જોઇએ તો આ ફુલોલઇ લ્યો, હું રાજકુંવરી માટે બીજાં ફુલો વીણી લઇશ!" આમ કહેતી ગળગળી થઇને માલણ રડતી રડતી તેમને પગે લાગવા માંડી અને પોતાની પાસેની ફુલોની ભરેલી ટોપલી તેમની આગળ મુકી દીધી. ગભરાટમાં તેણીનું આખું શરીર ધ્રુજવા લાગ્યું. તેણીની આવી હાલત જોઇ કુલીનને સહજ હસવું આવ્યું, અને તેણીને ધીરજ આપતા તેણે કહ્યું કે,—"તું લેશ પણ ગભરાઇશ નહીં! અમે કંઇ ચોર લુંટારા નથી. અમે તો તને ફક્ત એટલુંજ પૂછીએ છીએ કે કઇ રાજકુંવરી માટે તું આ માળાઓ લઇ જાય છે?"

"મને માફ કરો! જુઓ! ગરીબને મારશો નહીં, પણ મારી રાજકુંવરી કોણ છે અને તે કયાં રહે છે તે મારાથી કહી શકાય તેમ નથી! મહારાજ મને રજા આપો તો હું બીજા ફુલો વીણી મારે કામે વળગું!" માલણ વધુ કાલાવાલા કરવા લાગી. તેણીએ તેમની પાસે મુકેલા ફુલોની સુગંધ ઘણીજ સારી હતી. અને તે આખા સ્થાનમાં તેની સુવાસ પ્રસરી રહી હતી, જેથી કુમાર બહુ ખુશ થઇ ગયો. તેની

ખાત્રી થઇ કે, આવા સુગંધી ફુલોની મઝાહ લેનાર તેજ સુંદરી અથવા વનકન્યા હશે. આથી તેણે તે વિષે માલણને વધુ આગ્રહથી પૂછવા માંડયું, પણ માલણે પોતાનો હઠ છોડયો નહીં. તેમની વચ્ચે આમ રકઝક ચાલતી હતી, એટલામાં તેમની તરફ એક યુવાન સ્વાર ઉતાવળે ઘોડો દોડાવતો આવી પહોંચ્યો. આ સ્વારે પોતાના આખા શરીરમાં બખતર પેહેરેલું હોવાથી તેમજ પોતાનું મુખ બુરખામાં છૂપાવેલું હોવાથી તે ઓળખી શકયો નહીં. કુમાર સમીપ આવી પહોંચતાં તેણે પોતાનો અશ્વ ઉભો રાખી મ્હોટેથી કહ્યું કે,–“ વીરસીંહજી સાંભળો ! હુશીઆર રહો ! ફુલની સુગંધમાં તલ્લીન થઇ જતાં નહીં, નહીં તો તમે ફસાઇ જશો ! આપ ! આ બહુરૂપીઓની ચાલાકીમાં ફસાઇ ન જતા ! ચેતો અને અહીંથી દૂર ખસી જાઓ ! આ ફુલોની સુગંધ જો વધુ વાર તમારા શ્વાસમાં જશે તો આપ બન્ને બેહોશ થઇ પડશો ! ” આટલું સાંભળતાંજ પેલી માલણે ત્યાંથી નહાસવા માંડયું. પરંતુ તેણીની હીલચાલ તરફ નજર રાખી બેઠેલાં ફતેહસીંહે એક છલંગ મારી તેણીનો હાથ મજબૂતીથી પકડી લીધો, એટલામાં પેલો સ્વાર પણ ત્યાંથી જે માર્ગે આવ્યો હતો તે માર્ગે અશ્વ દોડાવી ગયો, અને એક ક્ષણવારમાં અદસ્ય થઇ ગયો. આ સઘળું એટલા ટુંક સમયમાં થયું કે માલણને પકડવાના ગભરાટમાં કુમારને સ્વારના જતા રહેવોનુ ભાન રહ્યું નહીં, પણ શાંત પડતાં સ્વાર ન જણાયાથી તેણે ફતેસીંહને પૂછ્યું કે–“ એ ભલો સ્વાર કયાં ? એ કોણ હશે અને અમારી સાથે આટલી બધી ભલાઇ શા માટે કરતો હશે ? ”

“ કુમાર ! તે પોતે છૂપોજ રહ્યો છે, એટલે તેનો ભેદ જાણવાનું મુશ્કેલ છે ! ચાલો, જે થયું તે ઠીકજ થયું, પણ હવે અત્રે

વધુ વાર ઉભા રહેવું જોખમ ભરેલું છે! ખરેખર જો એ સ્વાર આવી પહોંચ્યો ન હોત તો આપણે સજ્જડ ફસાઇ ગયા હતા!"

"ખરૂં છે! ચાલો છાવણીમાં જઇએ! આ હરામખોરને પણ સાથેજ ઘસડો!" કુમારે જણાવ્યું.

"અરે મહારાજ! મને માફ કરો! હુ નિર્દોષ છું! એ સ્વાર તમને ફસાવવાને આવ્યો હતો! હું તો ગરીબ માલણ છું! મહારાજ! અમારી કુંવરીઓને વખતસર ફુલો મળશે નહીં તો તે ગુસ્સે થશે ને મુજ ગરીબનો જનમનો રોટલો ખોઇ બેસીશ. માટે મને જવા દો! રે જવા દો! ખુદાને ખાતર જવા દો! મને પકડી જઇ શું કરશો!" માલણે કાલાવાલા કરવા ચાલુજ રાખ્યા, અને મ્હોટેથી રડતી રડતી જમીનપર બેસી ગઇ.

"હવે હરામખોર! તારી ચાલાકી નહીં ચાલે! ગરીબ હતી ત્યારેજ ન્હાસવા માંડ્યું હતું નહીં! ઉઠ નહીં તો વાંસોજ બેવડો કરી નાંખીશ!" ફતેહસીંહે આમ કહી ગુસ્સામાં એક લાત લગાવી દીધી.

"આવું છું, મહેરબાન! મને મારશો નહીં?" મ્હોટેથી બુમ પાડતાં માલણ ઉભી થઇ ગઇ, અને તેઓ છાવણીમાં આવી પહોંચ્યા. કુમાર પોતાના તંબુમાં જઇ આસને બીરાજ્યો, અને તે કોણ છે તે પૂછવાની ફતેહસીંહને આજ્ઞા કરી, એટલે તેણે જણાવ્યું કે,—"કુમાર! એ ભલમનસાઇથી પોતાનું નામ કદી પણ કહેનાર છે? જુઓ! આપણે હમણાં જાણી લઇએ છીએ!" આમ કહી તેણે એક સીપાઇ પાસે ગરમ પાણી મંગાવીને માલણનું મુખ ખુબ સાફ કરાવ્યું તો તેના મુખ ઉપર લગાડેલો રંગ ધોવાઇ જતાં ગુરૂનાથ બહુરૂપીનું ખરૂં સ્વરૂપ ઓળખાઇ ગયું આથી કુમારે ગુસ્સામાં આવી જઈને પૂછ્યું કે,—"કેમ હવે તમારી શી દશા કરવી જોઇએ?"

"આપને યોગ્ય લાગે તેમ કરો કુમાર !" ગુરૂનાથે બેદરકારીથી જવાબ આપ્યો.

"કુમાર ! બલદેવને આવવા દો, પછી યોગ્ય લાગશે તેમ કરીશું !" ફત્તેહસીંહે જણાવ્યું.

"ઠીક તેમ કરીશું ! ત્યારે હાલ તો એને તમારા તાબામાંજ રાખો !" કુલીને ફત્તેહસીંહને કહ્યું. આજ્ઞા મુજબ તેણે ગુરૂનાથને પોતાના તંબુમાં કેદ કીધો, અને કુલીન પોતાના તંબુના દરવાજાપર એક આસન મુકાવી બલદેવ અને શાંતીનાથના આવવાની રાહ જોતો બેઠો. ઠેક રાત્રી પડતાં તેઓ આવ્યા, જેમને જોતાંજ કુલીને પૂછ્યું કે,—"કેમ ભાઇઓ ! કંઈ ભાળ મળી ?"

"આખો દીવસ રખડીને થાક્યા પણ કંઈ કામ પાર પડ્યું નહી !" દેવસીંહ કંટાળા સહ જવાબ આપ્યો.

"ત્યારે હવે શું કરીશું ?" કુમારે નિરાશા સહ પૂછ્યું.

"કુમાર ! બેએક દીવસમાં અમે ભાળ મેળવ્યા વગર રહેનાર નથી !" શાંતીનાથે જણાવ્યું. આ પછી ગુરૂનાથને કેદ પકડયાની બીના કુમારે જણાવી જેથી બલદેવ વગેરે બહુરૂપીઓના આનંદનો પાર રહ્યો નહીં, અને કુલીનની આજ્ઞાથી દેવીસીંહ જઇને ફત્તેહસીંહને ગુરૂનાથ કેદી સહીત તેડી લાવ્યો એટલે બલદેવે હસીને પૂછ્યું—"કેમ છે મહેરબાન ! હવે શી ધારણા છે ?"

"જે ધારણા પહેલાં હતી તેજ હાલ પણ છે !" ગુરૂનાથે દ્રઢ કલેજે જવાબ આપ્યો.

"હવે પણ રાજા ચતુરની નોકરી છોડવી છે કે નહી ?" શાંતીનાથે પૂછયું.

"મહારાજા ચતુરની નોકરી શામાટે છોડવી જોઇએ ?" ગુરૂનાથે ભાર દઈ જણાવ્યું.

"તો પછી કેદી બનવું પડશે !" બન્ને કહ્યું.

"ગમે તેમ થાઓ !" ગુરૂનાથે બેદરકારી બતાવી.

"તમે હવે મનમાં એમ નહીં સમજશો કે તમારા સાથીઓ તમને છોડવી જશે ! તે કેદખાનું કંઇ તેવું સાધારણ નથી ?" બન્ને ભાર દઇને જણાવ્યું.

"કંઈ ચીંતા નહીં ! ત્યાં કેદ કરો પછી જોઇ લઇશું !" બદરીનાથે હીંમતથી જણાવ્યું,

"અરે વાહરે તમારી હીંમત !" દેવીસીંહથી ચુપ રહી ન શકાયાથી તે બોલી ઉઠયો.

"ઠીક છે, ત્યારે ફત્તેહસીંહ, અત્યારે રાત પડી ગઇ છે, એટલે હાલ તો એમને સખ્ત પહેરામાં કેદ રાખો ! આવતી કાલે એ મહેરબાનને મ્હોટે ઘેર પહોંચાડીશું !" બલદેવે ફત્તેહસીંહ પ્રત્યે કહ્યું. ફત્તેહસીંહે પોતાના બહાદુર અને વીશ્વાસુ સીપાઇઓને બોલાવી ગુરૂનાથને તેમના તાબામાં સોંપી તેના પર પૂરતો જાપતો રાખવાની આજ્ઞા કરી. એટલામાં ચોપદારે આવીને એક પત્રીકા બલદેવના હાથમાં આપીને કહ્યું કે—"એક બુરખાવાળો સ્વાર બહાર આવ્યો છે, જેણે આ પત્ર મહારાજની હજુરમાં આપવાનું કહ્યું છે. "ચતુરે પત્રીકાની ઉપર નજર કરી તો તે ઉપર "**રાજકુમાર શ્રી વીરસીંહના ચરણ કમલમાં.**"

એવું સરનામું કરેલું હતું, એટલે તેણે તે કુલીનના હાથમાં આપી, જે ઉખેડીને તેણે વાંચવા માંડી, તો તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

સુખ સંપત ઘરબાર સઉ ત્યાગ્યાં જેને કાજ;
ખબર નહીં લે તેહ, કઠણ હૃદયી કુમાર રાજ.
રાજ વૈભવ તજી જોગી મન, પ્રેમ ભસમમાં રોળાય;
વીરહ અનળની ધૂણી, તાપે સદાય હાય !
બગડ્યો છે આ પરમ સુખ સંસાર;
તે કેમ કરીને સુધરશે, દુ:ખદ સંસાર.

એક વિરહીની.

આ પ્રેમપત્રીકા વાંચતાંજ કુમારની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. હૃદય ભરાઈ આવ્યું, અને દબાયલે અવાજે બોલ્યો કે—"આ પત્રીકા લાવનાર સ્વારને સત્વર અંદર બોલાવો !" તરતજ ચોપદાર આજ્ઞા બજાવવા બહાર ગયો, પણ ક્ષણવારમાં તે એકલો પાછો ફરીને કહેવા લાગ્યો—"મહારાજ ! તે સ્વાર તો જતો રહ્યો છે !" આ ખબર સાંભળતાં કુલીને નિરાશામાં ઉંડો નિ:શ્વાસ નાખતાં પત્રીકા બીજાના હાથમાં આપી, જે વાંચીને તેણે જણાવ્યું—"જે યુવતીની શોધમાં અમે આખો દીવસ ભટક્યા છીએ તેણીએજ આ પત્રીકા લખી હોય એમ લાગે છે ! કુમાર ! આ ઉપરથી તો સ્પષ્ટ જણાય છે કે તેણીનાં અંત:કરણમાં પણ આપને માટે પ્રેમાંકુર ફુટયાં છે ! હવે આપે એટલા બધા ચીંતાતુર અને દુ:ખી થવાની જરૂર નથી !" આમ કેટલીક વાતચીત કરીને કુમારને ધીરજ આપી સઘળાઓ નિંદ્રા લેવાને પોતપોતાના તંબુમાં ગયા. આગલી રાત કરતાં કુમારે આજની રાત વધુ ખરાબ હાલતમાં પસાર કરી. આખી રાત્રી વરકન્યાના રટણમાં પસાર થઈ. વારંવાર પત્રીકામાં લખેલી કવીતા તેણે વાંચ્યાજ કીધી. પ્રભાત થતાંજ

સ્નાનસંધ્યા વગેરે નીત્ય ખટકર્મથી પરવારી જઇ તેણે બલદેવને પોતાની પાસે બોલાવ્યો, એટલે બલે આવીને કહ્યું કે,—"વનકન્યાની શોધમાં જવાને સજ થઈ અમે તમારી પાસેજ આવતા હતા! ફરમાવો શી આજ્ઞા છે?"

"અમે પણ તમારી સાથે આવીશું!" કુમારે જણાવ્યું. "કુમાર! હજી કાલની વાત વીસરી જાઓ છો! દેવકૃપાએ સહજમાં બચી ગયા, માટે આજ તો અત્રેજ રહો તો સારૂં!" બલદેવ સમજાવવા માંડ્યો. એટલામાં દેવીસીંહ, શાંતીનાથ તથા ફત્તેહસીંહ પણ સજ થઇને ત્યાં આવી પહોંચ્યા, તેમણે પણ કુલીનને સમજાવ્યો, પણ તેણે પોતાનો ઠરાવ ફેરવ્યો નહીં. આખરે લાચાર થઈ બલદેવે પોતાની પાસેના તીલસ્મી ફુલોમાંથી ગુલાબનું ફુલ કહાડીને તેને પાણી સાથે ઘસી કુલીન અને ફત્તેહસીંહને પીવરાવી દીધું, જેથી તેમના ઉપર બેહોશીની દવા અસર કરી શકેજ નહીં.

થોડીવારે પાંચે જણ શોધમાં નીકળ્યા. જંગલમાં થોડેક ગયા પછી કુલીન અને ફત્તેહસીંહને એક ઠેકાણે બેસાડી, બલદેવસીંહ અને શાંતીનાથ જુદી જુદી દીશાઓમાં શોધવા નીકળી પડ્યા, એટલે કુમાર અને ફત્તેહસીંહ જંગલમાં આમતેમ ફરવા લાગ્યા. ફરતાં ફરતાં તેઓ ઘણે દૂર નીકળી ગયા, એટલામાં સામેથી બે ઘોડેસ્વારો તેમની તરફ આવતા જણાયા. તેમનાં મુખ બુરખાઓથી ઢાંકેલા હોવાથી તેઓ કોણ હતા તે ઓળખી શકાયું નહીં. કુમારની થોડે દૂર સુધી આવી પહોંચતાં એક સ્વાર ઘોડાપરથી ઉતરી જમીનપર કંઇ મુકી પાછો પોતાના ઘોડાપર બેસી ગયો. કુમાર તેમની તરફ ગયો, પણ એટલામાં તો તેઓમાંનો એક સ્વાર જમીનપર મુકેલી વસ્તુ તરફ હાથ કરી બતાવતાં બોલ્યો કે,—"મહારાજ! આ પુસ્તક અને તેની સાથેની પત્રીકા લેજો!"

આમ કહેતાં તેણે પોતાનો ઘોડો ફેરવ્યો, અને જોતજોતામાં બન્ને સ્વારો જંગલની ઝાડીમાં અદ્દશ્ય થઇ ગયા. કુમારે પાસે જઇને જોયું તો પોતાનાં તીલસ્મી પુસ્તક સાથે એક પત્રીકા, અને તેની પાસે ખડીઓ અને કલમ તથા એક કોરો કાગળ પડેલા હતા. આનંદમાં આવી જઇ કુલીને પુસ્તક ઉપાડી લીધું, અને ફત્તેહસીંહ તરફ ફરી કહ્યું કે—"વારૂ ! આ પુસ્તક વગેરે આપીને બન્ને સ્વારો શા માટે જતા રહ્યા હશે ?"

"કંઇ સમજી શકાતું નથી, પણ જે સ્વારે આપને પુસ્તક ઉપાડી લેવાનું જણાવ્યું તેના અવાજ પરથી તે સ્ત્રી હોય એમ લાગે છે !" ફત્તેહસીંહે જણાવ્યું.

"મને પણ તેવોજ શક ગયો હતો. વારૂ જોઇએ પત્રીકામાં શું લખ્યું છે !" કુલીન બોલ્યો, અને કાગળ ઉખેડીને વાંચવા લાગ્યો. પત્રની શરૂઆતમાં પ્રેમનાં કેટલાંક વાક્યો પછી નીચે મુજબ લખેલું હતું:—

"અમારૂં ચીત્ત તો આપેજ ચોરી લીધું છે, આપેજ હરી
"લીધું છે. આપને છોડી અલગ થતું નથી અને આપનાં અંતઃ
"કરણમાં જે મૂર્ત્તિ સ્થપાઇ છે. તે તો બીચારી તલેસમમાં ફસાઇ
"ગઇ છે. તેણીની દેહને લેશ પણ કષ્ટ સહેવું પડશે તો આપ
"પણ દુઃખી થશો. આપને આનંદ થતાં અમને પણ આનંદ
"થશે, એમ વિચારીને આપનું પુસ્તક આપને સોંપીએ છીએ.
"હીંમતથી તલેસમ તોડો અને કાન્તા—કુંવરીને છોડવો, પરંતુ અ-
"મને વીસરશો નહીં, અમને ચિત્તમાંથી કહાડો તો આપ જેને
"સર્વથી અધીક ચાહો છો તેનાજ આપને સોગન છે. આ પત્રનો
"પ્રત્યુત્તર લખીને જે સ્થળેથી આપવા આવેલા સ્વારે મુકયું હતું
"ત્યાંજ મુકવાની કૃપા કરશો."

**એજ વિયોગિની.**

પત્રીકા વાંચતાં કુલીનનાં અંતઃકરણમાં પ્રેમના ઉભરા ઉછળવા લાગ્યા અને તેણે તરતજ પત્રીકાનો નીચે પ્રમાણે ઉત્તર લખ્યોઃ—

ચિત્તચોરક **મોહિની !**

" જે દીનથી અમે તમને હાથમાં તીલસ્મી પુસ્તક સહીત દીઠાં હતાં
" તેજ દીનથી, તેજ ઘડીથી—તેજ પળથી તમારી ગુપ્ત મૂર્ત્તિ પણ
" અમારા અંતઃકરણમાં જડાઈ ગઈ છે. બસ, તમારી મુખમુદ્રાનાં દર્શન
" કરવાને મન તલપી રહ્યું છે. હર ઘડી હર પલ અહોનીશ તમારી
" માળાના મણકા ફેરવી રહ્યો છું. ખરેખર, જ્યારે આ બન્ને નેત્રથી
" અમારી બન્ને પ્રેમની મૂર્તિને જે દીને જોઈ આનંદ પામીશું
" ત્યારેજ અમને ત્યારેજ અમને અત્યંત ભાગ્યશાળી માનીશું. સું-
" દરી, વધુ શું લખીએ ? "

**દર્શનાતુર કુલીન.**

ઉપર મુજબનો જવાબ લખી કુમારે જે સ્થળેથી પોતે પુસ્તક ઉપાડ્યું હતું ત્યાં કાગળ મુકી દીધો, અને ઉંચી નજર કરી તો પેલા બુરખાવળા બન્ને સ્વારો દૂર ઉભા રહેલા જણાયા. પત્ર જમીનપર મુકીનેને કુમાર અને ફત્તેહસીંહ ત્યાંથી દૂર જઇ ઉભા, એટલે તેઓમાંનો એક સ્વાર આવી તે ત્વરાથી ઉપાડી જોતજોતામાં તેમની નજર આગળથી અદ્રસ્ય થઇ ગયો. એટલે તે સ્વારોની અજાયબી ભરી હીલચાલ માટે વાતચીત કરતા કુમાર અને ફત્તેહસીંહ છાવણી તરફ પાછા ફર્યા. રાત પડતાં બલદેવસીંહ, વગેરે વનકન્યાની શોધમાં ગયલા બહુરૂપીયો પણ પાછા ફર્યા, અને સઘળા કુમારના તંબુમાં ભેગા મળ્યા, કુમારના પૂછવાથી બલદેવસીંહે જવાબ આપ્યો કે "આજે પણ કંઇ ભાળ મળી

નહીં, પણ બુરખાવાળા કેટલાક ઘોડેસ્વારો આંમતેમ ફરતા જણાયા હતા. તેઓ પણ ચાલાકીથી ફરતા હોવાથી તેઓ કોણ છે તે જાણવાની અમે ઘણી તજવીજ કરી પણ કંઇ બની શક્યું નહી ! પણ અમે તેનો પત્તો મેળવીશુંજ !"

"અરે ! હવે ખાલી પતરાજી ન કરો ! જુઓ! તમારાથી તો કંઇ વળ્યું નહી, પણ અમે કેવો બહુરૂપી વિદ્યાનો ખેલ ખેલીને ખોવાયેલું પુસ્તક પાછું મેળવ્યું છે !" કુંવરે હસીને જણાવ્યું, અને પોતાની પાસેનું પુસ્તક બતાવ્યું, જે જોતાં સઘળા બહુરૂપીઓને ઘણો આનંદ થયો. અને હસીને બલદેવસીંહ બોલી ઉઠ્યો—" કુમાર ! આપ કેવા ચાલાક બહુરૂપી છો તે અમે ક્યાં નથી જાણતા ! આપની અક્કલની શી વાત ! પણ વારૂ કહો તો ખરા કે પુસ્તક કેવી રીતે મેળવ્યું ?" કુમારે સઘળી હકીકત કહી સંભળાવી અને તે સાથે મળેલી પત્રીકા પણ બતાવી ને પોતે તેનો શો જવાબ વાળ્યો હતો તે પણ જણાવ્યું, જે સાંભળી રહ્યા પછી શાંતીનાથે જણાવ્યું કે "ખરેખર, આ સુંદરી કોઇ ઉચ્ચ કુળની છે, એમાં તો લેશ પણ સંશય નથી કેમકે, તેણીએ કુમારને દુઃખી કરવાનું યોગ્ય ધાર્યું નથી ! વળી આ પત્રીકા ઉપરથી એટલું પણ જણાય છે કે કુમાર વિષે તેણી સઘળી માહીતગારી ધરાવે છે ! પણ આપણે તેણી વિષે કશું જાણતા નથી, એજ અજાયબી ભરેલું છે !"

"એ માટે તો ભાઈ બલદેવસીંહે શરમાવું જોઇએ ! આટલા ચાલાક બહુરૂપી છતાં બે ચાર સ્ત્રીઓનો પત્તો મેળવી શકતા નથી, એ શું બતાવે છે ?" કુંવરે મશ્કરીમાં કહ્યું.

" કુમાર ! અમે કેવી ભાળ મેળવીએ છીએ તે પણ તમે જોશો, અને આનંદ પામશો !" બલે કહ્યું.

"હવે પુસ્તક આપણને મળ્યું છે, એટલે પહેલાં તલેસમ તોડવાની તૈયારી કરવી જોઇએ, અને જેમ બને તેમ કામ ઉતાવળે પાર કરવું જોઇએ !" શાંતીનાથે જણાવ્યું.

"અને આ ભેદી યુવતીઓના સંબંધમાં !" કુંવરને પૂછ્યું.

"મહારાજ ! જુવો આપણે દીવસના તલેસમ તોડવામાં રોકાઇશું, અને રાતને સમયે અમે આ ગુપ્ત રમણીઓની શોધ કરીશું !" શાંતીનાથે જણાવ્યું. આ વિચાર સઘળાઓને પસંદ આવ્યો, અને બીજી કેટલીક વાતચીત પછી રાત બહુ વીતી ગયેલી હોવાથી સઘળાઓ પોતાના તંબુમાં ગવાં, અને કુમાર પણ નિંદ્રા લેવાને સયાપર પડ્યો. બીજે દીવસે નીત્યકર્મથી પરવારી તેઓ તીલસ્મી પુસ્તક લઇને ખંડીએરમાં ગયા અને તેમાં ફરમાવ્યા મુજબ તલેસમ તોડવામાં ગુથાયા. શરૂઆતમાજ એવું ફરમાવવામાં આવ્યું. હતું કે, તલેસમ તોડવા જનારે એક પ્રહર દીન બાકી રહેતાં તલેસમમાંથી બહાર નીકળી જવું, જે પછી તલેસમ સંબંધી તેણે કશું પણ કામ કરવું નહીં. ખંડીએરમાં જઇને પહેલાં તેઓ મંડપની પાસેની ખુલ્લી જગ્યામાંના ચબુતરાપર પથ્થરનો માણસ સુતો હતો ત્યાં ગયા, અને ત્યાંથીજ કુમારે તલેસમ તોડવાનું કામ શરૂ કીધું. પુસ્તકમાં જણાવ્યા મુજબ તે સુતેલા માણસના માથા તરફ તેનાથી પાંચ હાથના અંતરની જમીન કુંવરને પોતાના હાથે ખોદી. બે હાથ જમીન ઉંડી ખોદતાં અંદરની એક સફેદ સીલા જણાઇ, જે ઉપાડવાને તેમાં પીતળનું એક કડું જેટલું હતું, તેણે પકડીને કુમારે સીલા બહાર કહાડી તો અંદર એક ભોંયરૂં જણાયું, જેમાં ઉતરવા માટે આરસપહાણુની સુંદર અને નાજુક પગથીઓ હતી. બલદેવે તરતજ પોતાની મસાલ સળગાવી, જે દેવીસીંહે પકડી, અને

તેઓ સઘળા ભોંયરામાં ઉતર્યા તો અંદર એક મ્હોટો ઓરડો જોયો. આ ઓરડો ઘણોજ સ્વચ્છ હતો. તેની બરોબર વચમાં સંગેમરમરની એક ખુબસુરત પુતળી એક હાથમાં લોખંડનો સળીઓ અને બીજા હાથમાં હથોડી લઇને ઉભી હતી. કુલીને તેના હાથમાંથી સળીઓ અને હથોડી ઝુંટવી લઇને સળીઓ તેના જમણા કાનમાં નાંખી હથોડીથી અંદર બેસાડી દીધો, કે તરતજ તે પુતળીના હોઠ ફડફડવા લાગ્યા, અને જાણે તે ગીત ગાતી હોય તેમ તેણીનાં મુખમાંથી વાજીંત્ર સરખો મધુર અવાજ સંભાળવા લાગ્યો. થોડીવાર સુધી તેમ થવા પછી એકાએક પુતળીના મસ્તકથી તે પેટ સુધીના શરીરના અરધા ભાગના ઉભા બે કડકા થઇ ગયા, અને તેણીના પેટની અંદરથી આઠેક આંગળ જેટલો એક ગુલાબનો રોપો નીકળ્યો, જેમાં કેટલાંક ફુલો પણ ઉગેલાં હતાં, અને તેની એક ડાળીમાં રેશમી દોરીમાં બાંધેલી સોનાની એક ચાવી પણ લટકતી હતી. આ સાથે રોપાનાં મૂળ આગળથી એક તામ્ર પત્ર પણ મળી આવ્યું, જેનાપર કાંઇ લખેલું હતું. કુલીને આતુરતાથી તે વાંચવા માંડ્યું કે “ આ રોપો અમારા ધનવંતરી વૈધરાજ અજાયબી ભરેલી રસાયણી મેળવણીઓ કરીને બનાવ્યો છે, અને તેથી એમાં ખીલી રહેલાં ફુલો કોઇ દીવસ પણ કરમાશે નહીં, તેમજ તેઓમાંથી ગુલાબ પુષ્પ સરખી સુગંધ હંમેશ નીકળ્યાજ કરશે. એક નવાઇની વસ્તુ અને જે જોતા લોકના માનવીઓ તો શું પણ પરલોકના દેવાંનસીઓ પણ એકવાર તેના વખાણ કર્યા વગર રહે નહીં તેટલા માટે દરબારમાં શોભાને માટે મુકવા યોગ્ય આ ભેટ વૈધરાજે આપને માટે તૈયાર કરી રાખી છે. “ આ વાંચતાં સઘળાઓને ઘણોજ આનંદ થયો કુલીન આનંદમાં આવી શાંતીનાથ પ્રત્યે બોલ્યો કે,–“ શાંતીનાથજી ! શૂકન

સારાં થયાં છે. તો એક નવી અજાયબી અમને મળી ! જુવો હમણું પણ એ રોપામાંથી કેવો સુવાસ નીકળી રહ્યો છે ? "

" ખરેખર ! " બલદેવ બોલી ઉઠ્યો.

" અજબ કારીગરી કરી છે ! એક એક કરતાં વધુ અજાયબી-ભરી વસ્તુઓ જણાય છે !" દેવસીંહ બોલી ઉઠ્યો. હજી તેઓ આવી તે રોપાની તારીફ કરતા હતા, એટલામાં ઓરડાનો એક દરવાજો ઉઘડી ગયો, અને તેમાં ખુબ અજવાળું થઇ રહ્યું. આ અંધારા ઓરડામાં અત્યાર સુધી તેમણે કોઇ દરવાજાની સહેજ નીશાની પણ દીઠી નહતી, છતાં પોતાની મેળે દીવાલનો એક ભાગ જમીનમાં પેસી જઇ તલિસમમાં દાખલ થવાનો માર્ગ ખુલ્લો થવાથી તેમના આનંદ અને અજાયબીનો પાર રહ્યો નહીં. તેઓ તે દરવાજાને માર્ગે બહાર નીકળ્યા તો એક રમણીક બાગમાં આવી પહોંચ્યા. વાંચનાર! જે બાગમાં ચપલા ગઇ હતી, અને જેને વહેતા ઝરાને માર્ગે તેણી બહાર નીકળી ગઈ હતી, તેજ આ બાગ હતો. હવે શું કરવું તે જાણવા માટે કુમારે તીલસ્મી પુસ્તક વાંચી જોયું, અને તેમાં ફરમાવવા મુજબ તેણે પેલી પુતળીના પેટમાંથી નીકળેલા ગુલાબના રોપાની ડાળીએ લટકતી મળી આવેલી કુંચીને એક લાંબી દોરડી સાથે બાંધીને તેનો છેડો પકડીને જોરથી જમીનપર ઘસડતો ઘસડતો તે આખા બાગમાં ફરવા લાગ્યો, બાગમાંના દરેક કયારા અને હોજ ફુવારા આગલ ફરતાં ફરતાં એક ફુવારા આગળ તે ચાવી જમીન સાથે ચોંટી ગઇ, એટલે તેઓ સઘળા ત્યાંજ ઉભા રહી ગયા, અને કુલીનના કહેવા મુજબ સઘળાઓએ ત્યાંની જમીન ખોદવા માંડી. હજી બે ત્રણ હાથ ઉંડો ખાડો તેમણે ખોદયો નથી ! એટલામાં શાંતીનાથ બોલી ઉઠ્યો કે,—" બસ કરો ભાઇઓ ! જુઓ દીવસ હવે પ્રહરભર બાકી

રહ્યો છે, એટલે આપણે હવે ખંડીએરની બહાર નીકળી જવું જોઈએ ! તરતજ કુલીને તે કુંચી ઉપાડી લીધી, અને ખોદેલી જમીન એમને એમજ રહેવા દઈ તેઓ જે માર્ગે ત્યાં આવ્યા હતા, તે માર્ગે બહાર નીકળી ગયા. પેલા ચબુતરા પર સુનેલા માણસ પાસે આવી પહોંચતાં તેનાં માંથા તરફની જે સીલા ઉંચકીને તેઓ ભોંયરામાં દાખલ થયા હતા તે સીલા પાછી ઢાંકી દીધી. અને તેની એક બાજુએ એક તાળું હતું તે પેલી પુતળીના પેટમાંથી મળેલી ચાવીથી કુલીને બંધ કરી દીધું, અને તેઓ સઘળા ખંડીએરની બહાર નીકળી પડયા. છાવણીમાં આવી તેઓ કુમારના તંબુમાં રાત્રીએ વનકન્યાની શોધમાં જવા સંબંધી વિચાર કરવા બેઠા, જેમાં આખરે એવો ઠરાવ કરવામાં આવ્યો કે, થોડોક સમય આરામ લીધા પછી રાત્રીએ ત્રણે બહુરૂપીઓએ તેણીની શોધમાં જવું. આ પ્રમાણે રાત્રી થતાં ત્રણે બહુરૂપીઓ સજ થઇ જંગલમાં નીકળી પડયા. તેઓ થોડેક દુર ગયા હશે એટલામાં સામેથી એક બુરખાવાળો સ્વાર ધીમે ધીમે અશ્વ દોડાવતો જતો જણાયો. તરતજ તેઓ ત્રણે તેની પાછળ ઉતાવળી ચાલે ચાલ્યા. આ સ્વાર સીધો ચીત્રપુર તરફ જવાને માર્ગે જતો હતો. થોડેક દુર જઇ તે પશ્ચિમ દીશા તરફ વળ્યો. ચાલતાં ચાલતાં પોતાનો ઘોડો ઉભો રાખીને તે વારંવાર પાછળ ફરી જોતો ને વળી આગળ ચાલતો હતો રાત્રી દેવીની કાંતી તીમીરથી હવે પુર્ણ ઢંકાઇ ગઇ હતી. આથી પેલો સ્વાર જો કે નજરે જણાતો નહોતો પણ તેના ઘોડાના ચાલવાથી થતા ધમકારાને આસરે ત્રણે બહુરૂપી તેની પાછળ ચાલ્યા જતા હતા. આમ ચાલતાં ચાલતાં એક પ્રહર રાત્રી વીતતાં તેઓ તે જંગલ વટાવી ગયા, એટલે પેલો સ્વાર ઉભો રહી ઘોડાપરથી ઉતર્યો. આ સ્થાને ઘણા ઘોડાઓ બાંધ્યા હતા, જેમની પાસે તેણે પોતાના ઘોડાને પણ બાંધી

દીધો અને ત્યાં પડેલી સુકા ઘાસની મ્હોટી ગંજીમાંથી થોડુંક ઘાસ ઉંચકીને ઘોડા આગળ ચરવાને મુક્યું. પછી તે પગેજ આગળ ચાલ્યો. મધ્યરાત્રી થતાં સુધી બુરખાવાળા સ્વારની પાછળ ગયા પછી તેઓ સઘળા ગંગા નદીને કિનારે જઇ પહોંચ્યા, એટલે વહેતા જળમાં દુર બે દીપકો બળતા જણાયા. જાણે બે ચંદ્ર ગંગામાં સ્નાન કરવા માટે નભમંડળમાંથી ઉતરી આવ્યા હોય તેમ તે દીપકોનો પ્રકાશ જળના ઘણા ભાગમાં પ્રસરી રહ્યા હતો. દીપકના તેજના પડેલાં અજવાળામાં નદીની વચમાં એક સુંદર નાજુક નાવ ઉભેલી જણાઇ, જેમાં કેટલીક સૌંદર્યવંતી સુંદરીઓ બેઠી હતી. આ યુવતીઓની મધ્યમાં બીછાવેલી એક ઉચી ગાદી ઉપર એક લલીત લલના, જેનું રૂપ અને કોમળતા જોઇને મનુષ્ય છક થઇ જાય, તેણી બેઠી હતી. ચંદ્ર સરખી મુખમુદ્રા દુરથી ચળકાટ મારતી જણાતી હતી. તેણીની બંને તરફ બે દીપકો પુર પ્રકાશથી બળી રહ્યાં હતાં. બુરખાવાળા સ્વારે નદી કીનારે પહોંચતાં મ્હોટેથી સીટી વગાડી એટલે પેલી નાવમાંથી પણ સીટીનો અવાજ સંભળાયો, અને તરતજ નાવમાં બેઠેલી યુવતીઓમાંથી બે સુંદરીઓ ઉભી થઇ નાવની પાસે તરતી એક નાની હોડીમાં બેસી કીનારે આવી તે બુરખાવાળાને તેમાં બેસાડી પાછી હંકારી ગઇ. આ બનાવ જોઇને આપણા ત્રણે બહુરૂપીઓ વિચારવમળમાં અથડાવા લાગ્યા.

"વાહ, જોશીરાજ! નાવ ઉપર પ્રકાશી રહેલા બે દીપકોના તેજમાં આ રમણીઓ કેવી સુંદર લાગે છે!" બળદેવ અજાયબીમાં બોલી ઉઠયો.

"સ્વર્ગની અપસરાઓ વિહાર કરવાને ઉતરી હોય એમ લાગે છે! ચાલો તરીને તેમની સમીપ જઇએ!" શાંતીનાથે જણાવ્યું.

"અરે જોશી મહારાજ! એ કેવી સલાહ? આપણે ત્યાં જઇએ ને એ પરીઓ આપને કયાં પોતાની સાથે આકાશમાં ઉડાવી લઇ જાય તો પછી આપ સરખા અમારા મીત્રની અમને ખોટ જાય તેનો કંઇ વિચાર કીધો? એ ખોટનો ખાડો પછી અમારે કેવી રીતે પુરવો?" દેવીસીંહે મશ્કરી કરી.

"આ વિચાર મુજબ તો જે યુવતીઓને કુમારે દીઠી હતી. તેણીઓજ આ હોવી જોઇએ!" બળદેવે ગંભીર અવાજે જણાવ્યું.

ત્યારે તરીને તેમની પાસે પહોંચવામાં શું હરકત છે? આપણે તેમનો ભેદ જાણવોજ જોઇએ!" શાંતીનાથે જણાવ્યું.

"હરકત શી વળી? ચાલો!" બળદેવે જણાવ્યું, અને ત્રણે જણે પોતાના કપડા ઉતારીને ગાંસડી બાંધી કીનારાપરના એક ઝાડની મ્હોટી ડાળીએ લટકાવી, અને પોતપોતાની અય્યારીની થેલી કમરે બાંધી પાણીમાં ઉતાર્યા તેઓ તરતા તરતા થોડેક દુર ગયા હતા. એટલામાં પાછળથી કીનારાપરથી શીટીનો અવાજ આવ્યો અને તરતજ પેલી નાવ ઉપર પ્રકાશી રહેલા બન્ને દીપકો એકાએક ઓહોલવાઇ ગયા, જેથી ત્યાં અંધકાર છવાઇ રહ્યો. તેમને નાવ દેખાતી બંધ થઇ ગઇ એટલે દેવીસીંહ બોલી ઉઠયો કે—"લ્યો! ખાઓ લાડવો જોશીરાજ!"

"ખરેખર, પંડીતજી! આ યુવતીઓ જબરી શેતાન છે!" બળદેવ બોલી ઉઠયો.

"હું તો પહેલાથીજ કહેતો આવ્યો છું કે આ સઘળી યુવતીઓ આફતોજ છે!" શાંતિનાથ બોલ્યો, અને તે હજી આગળ બોલવા જતો હતો એટલામાં તેને અટકાવવા દેવીસીંહ વચમાં બોલી ઉઠયો કે,—"પણ ત્યારે અમે કયાં ના પાડી હતી! એ અપ્સરાઓને પકડી લેવાની તમને

હોંસ હતી, તેથીજ અમને પણ અત્યારે તહાડા પાણીમાં ઠરવાને ઉતર્યાં હવે હોંસ પુરી થઇ! હવે તો રમણીઓનું રટણ મુકી દઇ મુંગામુંગા કીનારે પાછા ચાલો, નહીં તો ક્યાં અથડાતા કુટાતા રામશરણ પહોંચી જઇશું!" આમ તો યુવતીઓની શોધમાં કેટલીક વાર સુધી ફાંફાં મારી શું! ચાલો! ચાલો ભાઈ ચાલો! તેઓ પાછા ફરી તરતા કીનારા તરફ આવવા લાગ્યા, એટલામાં બળદેવની નજર કીનારાપર પડતાં તે બોલી ઉઠ્યો કે—"અરે જુઓ! પેલી ઝાડીમાં કોઇ માણસ હમણાજ છુપાઈ ગયો. આપણે પાણીમાં ઉતર્યાં ત્યારે છુપાઇને આપણી હીલચાલ તેણે દીઠી હશે એટલે સીટી વગાડીને નાવમાંની યુવતીઓને તેણે સાવધ કરી દીધી————"

"અને આપણે અંધારામાં અથડાતા કુટાતા રહી ગયા!" દેવીસીંહે બળદેવનું અધુરૂ વાક્ય પુર્ણ કર્યું. આમ વાતચીત કરતા તેઓ તરીને કીનારે આવ્યા, અને પોતાના ભીંજાયલા વસ્ત્ર નીચોવી પોતાના કપડા પહેરવાને ઝાડે ટાંગેલી ગાંસડી લેવાને ગયા તો તે પણ ગુમ થયલી જણાતાં શાંતીનાથ બોલી ઉઠ્યો કે—"લ્યો! આપણા કપડાની ગાંસડીને પણ સાથે પગ થઇ ગયા! હવે શું કરશો! જોઇ લો કુદરતાનો ફારકો!"

"ખુબ થઇ? નમસ્કાર જોશીરાજ! એ તો ગોપીઓ યમુનાજીમાં વીહાર કરતી હતી અને શ્રીકૃષ્ણ કનૈયા તેમના વસ્ત્ર લઇ કદંબના ઝાડ ઉપર ચઢી બેઠા હતા, તેમ અહીં એ અપસરાઓમાંથી એકાદ રંભા આપનાપર મોહી પડીને આપની મશ્કરી કરવા કપડાંની ગાંસડી લઇ એકાદ ઝાડપર ચઢી બેઠી હશે! જુઓ હવે તમે ઝાડ તળે ઉભા રહીને તેમની વિનતી કરો અને તેમને મનાવશો ત્યારે જ આપણાં કપડાં મળશે! મહેરબાન! આ તો તમારી સાથે અમારે પણ તહાડમાં ઠરવું પડે છે! દેવીસીંહ મશ્કરી કરવા માંડી.

"ખરેખર! આ સમયે તો આ અબળાઓએ પણ સબળા થઇ આપણને સજ્જડ બનાવ્યા!" બળદેવ બોલ્યો—"એ બગદેવ ચંપાઓએ આપણને છેતર્યા તે માટે તેમને સાબાશી આપવી જોઇએ! અજબ ચાલાકી વાપરી!"

"બરોબર છે ભાઈ! તમે પણ તેમના ખુબ વખાણ કરો! આ ઉપરથી હું તમારી બધીએ મતલબ જાણી ગયો છું જાણે તમારૂ કહેવું તેઓમાંથી કોઇ સાંભળીને ફુલાઇ જઇ તમારાપર દયા કરી આપણાં વસ્ત્ર પાછા આપી દે નહી? એ કંઇ જેવા તેવા છે. એકથી કાચી માટી અને કાચા પાણીથી ઘડાયા છે કે! તમને આપી દેશે! કપડા લેતા લેતા તો આસમાનના તારા, અને પાતાળનું પેટ જોવું પડશે, પેટ ભાઇ ભુતની વેઠ. ભુસ્કા સાના મારી રહ્યા છો! પણ એમ કંઇ બનનાર નથી! એ તો જેશીરાજ જ્યારે તેમના કાલાવાલા કરશે પણ ત્યારેજ આપણા કપડાં મળશે" દેવીસીંહે ટોરમાં જણાવ્યું અને શાન્તીનાથ પ્રત્યે હસીને કહ્યું, કે "મહારાજ! ચાલો! ચાલો! જુઓ આપની મનમોહીની પેલા વૃક્ષ ઉપર બેઠી છે! જુઓ! મનાવીને પુજશે. કપડાં લાવો! નહીં તો વળી રૂઠશે તો વધુ હેરાન કરશે!"

"અરે, હવે હેરાન કરવામાં તેણીએ શું બાકી રાખી છે કે! કપડાં તો ઉતરાવી લીધા!" શાંતીનાથ ગુસ્સામાં બોલી ઉઠયો.

"હવે તો છાનામાના છાવણી તરફ ચાલો. અહીં ઉભા રહે આપણો કંઇ શુકરવાર વળે નહીં! હવે આપણાં કપડાં મળી રહ્યા!" મળી રહ્યાં રે ભાઇ મળી રહ્યાં–દેવીસીંહે જણાવ્યું.

"આવે વેશેજ આપણે છાવણીમાં પાછા ફરીશું!" શાંતીનાથ આનાકાની કરવા માંડી.

" એ તો કર્મમાં લખાઇ ચુકયું છે ! તે કેમ મીથ્યા થઇ શેકશે ? બાકી કપડા માટે તો મનાવો તમારી મોહીનીને અમે ઉભા છીએ જો તેથી તમે તેના કાલાવાલા કરતા શરમાતા હો તો લ્યો આ અમે અહીંથી ચાલ્યા જઇએ છીએ! બાકી અમે તો અમારા કપડાની આશા મુકી બેઠા થીએ! ચાલો જોશીરાજ એમાં કંઇ ખોટું નથી! કુમાર પણ આપણી સ્થીતિ જોઇને આનંદ તો પામશે? દેવીસીંહે હસીને જણાવ્યું---" વળી રાત્રીનો સમય છે એટલે અંધારામાં પહોંચી જઇશું! " આખરે કપડાંની આશા છોડીને તેઓ ઉધાડે શરીરેજ છાવણી તરફ રવાના થયા. માર્ગમાં ચાલતા ચાલતા શાંતીનાથને પજવતા દેવીસીંહ બોલ્યો—" જોશીરાજ તમારી સાથે આવવાનું ફળ આ જન્મમાં તો નહીંજ ભુલાય ! અમે તો તમારી ચાલાકીના બાંકાં સાંકાં બહુ સાંભળ્યા હતા પણ કંઇ નહીં જોશીરાજ! તમારી પણ કીંમત પણ ગણાઇ ગઈ હો કે! અમે તો જાણતા હતા કે તમે કંઇક વાત મારી નાખશો, પણ એતો બધું ઠીકજ! દેખનેમેં લાલા લપટ ઔર ચલનેમે તો ખાલી ઢમ ! શેકયો પાપડ પણ તમારાથી ભાંગી શકાય એવી આશા રાખવીજ ફોકટ! સ્ત્રીઓનો પતો તો તમે મેળવી શકતા નથી તો બીજું તે શું કરી શકશો! મ્હોટા જોશીરાજ કહેવરાવોછો, ને ઉપરથી રમલ નાંખી જાણોછો ને કપાળ કુટી જાણોછો તેમાં શું વળે! એ બધી તમારી મ્હોડાની ડંફાસજ! જ્યોતિષ વિદ્યા જાણવાનું તમે અભીમાન ધરાવતા હો તો તમારા પોથીમાંથી પારખી કહાડો કે એ રંભાઓ કોણ છે ? "

" અરે ! શું બતાવું મારૂ કપાળ ! આ રમણીઓ તો મારા કરતાં પણ વધુ ઉસ્તાદ નીકળી ! મારી સઘળી વિદ્યાપર તેમણે પાંણીજ ફેરવી દીધું હોય તેમ ગણત્રીઓ કરીને કંટાળી ગયો ને મગજ મુંઝાઇ ગયું

પણ તેમનો ભેદ રતીભાર પણ જાણી શકાતો નથી !" શાંતીનાથે નિરાશા બતાવી.

"ખરેખર તેણીઓ અજબ ચાલાક છે ! પોતાનો ભેદ આપણને લેશપણ જાણવા દેતી નથી ! આવી ચાલાક પુતળીઓ કંઇ ભુમિના પેટમાં અત્યાર સુધી બેસી રહીઓ હતી." બલદેવસીંહ બોલ્યો.

"અરે એમની ચાલાકી તે કેવી વળી ! શકિએ પોતપોતાનાં નામોજ બદલી નાખ્યાં છે !" શાંતીનાથ બોલી ઉઠ્યો—"મેં માથાકુટ કરીને તેમના નામ જાણવાને ગણત્રી કરી જોઇ તો કોઇનું નામ વિયોગીની, કોઇનું યોગીની, કોઇનું ભુતણી, કોઇનું ડાકણી, એવા અજબ નામો નીકળે છે !" સ્ત્રીઓને કોણ જીત્યું છે તો આપણે જીતીશું !

"પણ વારૂ, તેમણે પોતાના નામો શા માટે બદલ્યાં હશે ?" બલદેવે અજાયબી બતાવી.

"આપણને મૂર્ખ બનાવવા ! બીજુ શું માથું ફોડવા" શાંતીનાથ બોલી ઉઠ્યો.

"એ તો બધું ઠીક, પણ જોશીરાજ ! એમના ખરાં નામો જાણી નથી શકતા તો કંઇ નહીં, તેમના રહેઠાણનો તો કંઇ પત્તો મેળવો ! એટલે જાણે જગ જીતીયા. એ તો કંઇ તમારા પાના—પુસ્તકમાંથી શોધી કહાડો !" દેવીસીંહે ધીમેથી ટાહુકો કીધો.

"ભાઈઓ ! મારી ગણત્રી પરથી એમનું રહેઠાણ જળમાં જણાય છે ! આ ઉપરથી આપણે શું એમ માનવું કે, એ યુવતીઓ જળવાસી એટલે કે માછલીઓ છે !" શાંતીનાથે જણાવ્યું.

" એ તો સારૂં થયું ! પંડીતજી, જરા તમે ફરી ગણત્રી કરી જુઓ કે તેઓ જગવાસીજ છે કે પાતાળવાસી છે કેમ ?" બળદેવસીંહે પૂછયું.

" બળદેવસીંહ એ જાણવાનીજ મ્હોટી પંચાત છે ને ? પાણી હવા, માટી અને આગ એ ચારે વસ્તુઓ રમલની ગણત્રીમાં વીઘ્ન નાંખનાર દૈત છે ! જો કોઇ માણસ એકાદ જોશી અથવા રમલ નાંખનારની મઝાક કરવાને તેને ગુંચવાડામાં નાંખવા ઇચ્છતો હોય તો એ ચાર વસ્તુઓની મદદથી તેમ સહેલાઇથી કરી શકે છે ! તેવા વખતે બીચારા જોશીના પાના પુસ્તક બધા કોરા કાગળ સરખા થઇ પડે છે !" શાંતીનાથે સહેજ હસીને જણાવ્યું.

" એ વળી કેવી રીતે જોશીજી !" કુંવરે અજાયબી સહીત પૂછયું કે—" એ અમારા સમજવામાં આવ્યું નહીં !"

"હા, બરોબર સમજાવો કે કોઇ વેળા અમે પણ તેનો ઉપયોગ કરીએ !" દેવીસીંહ વચમાં બોલી ઉઠયો. આ સાંભળી કુંવર અને શાંતીનાથ હસી પડયા, અને શાંતીનાથે જવાબ આપ્યો કે,—"એનો ભેદ પણ તમને વખત આવે જણાવીશું." આમ વાતચીત કરતા તેઓ એક પ્રહર રાત બાકી રહેતાં સુધીમાં છાવણીમાં જઇ પહોંચ્યાં, અને તેવીજ હાલતમાં કુંવરનાં તંબુમાં દાખલ થયા તો તે જાગૃત અવસ્થામાં શય્યાપર પડયો હતો. આથી તેઓને આ વિચિત્ર વેષે પોતાની સમીપ આવેલ જોઇ અજાયબી સહ શય્યાપર બેઠો થઇ તેણે પૂછયું—" કેમ ? આવી દશામાં કયાંથી આવ્યા ?"

" કુમાર, હાલ તો અમારી દશા કેવી છે તે ફક્ત જોઇ લ્યો. પછી અમારાં ભીંજાયલાં વસ્ત્ર બદલી આવીને સઘળી હકીકત જણા-

ચીશું !" બલદેવે હસીને જણાવ્યું, અમે ત્રણ બહુરૂપીઓ પોતપોતાનાં તંબુમાં જઈ કપડાં બદલીને કુમારના તંબુમાં પાછા આવ્યા એટલે કુલીને પૂછ્યું—"ભાઈ! હવે તમારી હકીકત કહો !"

"કુમાર, આજે અમો પર પડેલી વીટંબણા જીવત પર્યંત ભૂલાશે નહીં !" ચતુરે બોલ્યો.

"એવી તે શી વીટંબણા આવી પડી હતી ભાઈઓ ?" કુલીને આતુરતાથી પૂછ્યું.

"કુમાર ! એ બાળાઓએ અમને અજબ ચાલાકીથી ઠગ્યા, એ ચાલાક ચતુરાઓએ સજ્જડ થાપ આપી !" બલદેવ બોલ્યો.

"ભાઈઓ. એ મનમોહીનીની ભાળ મળી શું ?" કુલીને અધીરાઈથી પૂછ્યું.

"અરે ભાળ શું અમે અમારી આંખે તેણીને જોઈ આવ્યા અને ત્યારેજ આટલી શીક્ષા ખમવી પડી!" શાંતીનાથે કહ્યું.

"આ યુવતીઓ પણ બહુરૂપીઓની વીદ્યામાં બહુ પ્રવીણ છે, એવી જો હમને પહેલાંથીજ સહેજ પણ ખબર પડી હોત તો અમે પુરતી સાવધાનીથી કામ કર્યું જ હોત !" બલદેવે જણાવ્યું.

"પણ ભાઈઓ, તેમણે તમને કેવી રીતે ઠગ્યા તે તો જણાવો !" કુંવરને આતુરતા બતાવી. બલદેવસીંહે સઘળી હકીકત કહી સંભળાવી-જેથી કુંવરને બેહદ હસવું આવ્યું, અને ઘણીવાર સુધી તેણે હસ્યાજ કીધું. હસ્યાની ઉર્મી શાંત પડતાં તેણે શાંતીનાથને કહ્યું "પંડીતજી, તમારી રમલની વીદ્યા પણ તેમની ચાલાકી આગળ ઉંધી વળી ગઈ! આનો કંઈ જવાબ ન આપતાં શાંતીનાથે નિરાશા બતાવી, એટલે કુલીને પુછ્યું—"વારૂ, રાજા ચતુરસીંહના બહુરૂપીઓની તો ચાલાકી નથી ?"

"નહીં કુમાર! એ બાબત પણ મેં પહેલાંથીજ ગણત્રી કરીને સઘળું તપાસી જોયું છે, પણ ચતુરસીંહના બહુરૂપીઓ અને આ યુવતીઓ સાથે કંઈ સંબંધજ નથી! ખરૂં કહું તો એ યુવતીઓ વિષે એ બહુરૂપીઓને હજી લેશ પણ ખબર નથી!"

"એટલું પણ હજી આપણે નસીબે સારૂં છે. આજે દીવસે એ બાળાઓની શોધ કરજો તો ભાળ મળશે!" કુલીને કહ્યું.

"અને તલેસમ તોડવાનું કામ કયારે કરીશું?" બળદેવે પુછયું.

"આવતી કાલથી! એક દીવસ ખંડીએરમાં આપણે કામે નહી વળગીયું તેથી શું નુકશાન થનાર છે!" કુલીને જણાવ્યું.

"બસ કુમાર, એટલામાંજ કુંવરી તરફનો સ્નેહ અંતઃકરણમાંથી જતો રહ્યો? એ બાળાઓની ભાળ મેળવવા માટે કુંવરીને તલેસમમાંથી છોડવવાની તજવીજ કરવાનું તમે એક દીવસ મુલતવી રાખો છો. એ શું બતાવે છે?" બલદેવે જણાવ્યું "આ યુવતીઓને જોયા પેહેલાં તલેસમ તોડવા માટે તમે કેટલા બધા અધીરા હતા, અને દરેક ઘડી—દરેક પળ તેનાજ વિચારો કરતા હતા, પણ હવે તેને બદલે આ યુવતીઓના વિચારો તમારા ચિત્તમાં સ્થાન લીધું છે એ સઘળું શું?"

"ભાઇ, તમારે મનમાં કદી પણ એવો ખ્યાલ આણવો નહીં: મન રૂપી અશ્વ ચંચળ છે! ચીત્ત અસ્થીર હશે તે વખતે અમારાથી કંઈ બોલાયું હોય તેથી એમ ન માનવું કે રાજકુંવરી અમારા હૃદયમાંથી ખસી ગયા છે!" કુલીન ભાર દઇને બોલ્યો—"એ મંજુરી મૂર્તિ તે હૃદયમંદીરમાં હંમેશ માટે સ્થપાઈ ચુકી છે! એમના કરતાં આ સંસારમાં વધુ પ્રીય અમને બીજું કોણ છે? પણ ભાઈ, એ

રમણીય વનકન્યા કોણ છે. તે જાણવાને કોણ જાણે શા કારણે અમારૂં મન તલપી રહ્યું છે." બલદેવ કાંઇ બોલ્યો નહીં, એટલામાં દેવીસીંહ બોલી ઉઠ્યો "અરે ! પણ પેલા ગુરૂનાથનું હવે શું કરવું છે ?"

"હા, હા ! એને તો તદન ભુલીજ ગયા ? પહેલાં તો એને પેલા ગુફામાં કેદ કરી આવવો જોઇએ, કેમકે અહીં હશે તો તે વળી નહાસવાની કંઇ તજવીજ કરશે ?" બલદેવે જણાવ્યું" ચાલો, આજે હું એજ કામ બજાવું છું. અત્યારેજ એને લઇ જઇને રાતોરાત મુકી સવાર સુધીમાં અહીં પાછો ફરીશ ? અહીંથી ગુફા ફકત પંદર ગાઉ છે, એટલે શું વીલંબ લાગશે ? હું આવું એટલામાં જોશીજી અને દેવીસીંહ વનકન્યાની શોધ કરશે એ મુજબ ઠરાવ કરીને તેઓ ઉઠ્યા. પ્રભાતનો સમય થયો હતો. એટલે સ્નાન સંધ્યા વગેરેથી પરવારી ભોજન કરીને બલદેવ તૈયાર થયો, એટલે સુચના મુજબ દેવીસીંહ ગુરૂનાથને બેહોશ કરી તેની ગાંસડી બાંધી લઇ આવ્યો, જે પોતાની પીઠે ઉપાડી બલદેવ ગુફા તરફ રવાને થયો. અગાઉથી થયેલા ઠરાવ મુજબ દેવીસીંહ અને શાંતીનાથ વનકન્યાની શોધમાં નીકળી પડ્યા. સંધ્યાકાળ થતાં બલદેવ ગુરૂનાથની ગાંસડી સહીત પેલી ગુફા આગળ જઇ પહોંચ્યો. સીંહના મુખમાં હાથ નાંખી તેણે તેની જીભ ખેંચી કહાડી અને બીજી ચાવી પણ ઉંઘાડી, તોપણ ગુફાનો દરવાજો ઉઘડયો નહીં. બારણાં ઉઘાડવાને તેણે બહુ માથાકુટ કરી પરંતુ તે સઘળી ફોકટ ગઇ. આથી બલદેવના હોંસ ઉડી ગયા. તે મોટી વીમાસણમાં પડી ગયા. ગુરૂનાથની ગાંસડી એક બાજુએ મુકી ઉદાસીમાં કપાળે હાથ મુકી તે બિચાર કરતો બેઠો, પણ બારણું ન ઉઘડવાનો કાંઇ ગુપ્ત ભેદ જાણી ન શકવાથી આખરે નિરાશ થઇ ગુરૂનાથની ગાંસડી ઉંચકી રાત પડતાં તે છાવણી તરફ પાછો વળ્યો.

---



# પ્રકરણ ૧૫ મું.

## નવી પીડા નવી ખટપટ નવા બનાવો!



વનકન્યાની શોધમાં નીકળેલા દેવીસીંહ અને શાંતીનાથ વાતચીત કરતા જંગલમાં ચાલ્યા જતા હતા, એટલામાં સામેથી એક બુરખાવાળો સ્વાર તેમની તરફ આવતો જણાયો, જેને જોતાં તેઓ બંને એક બાજુએ ઉભા રહી ગયા અને તે પસાર થઇ જાય તો તેની પાછળ જઇ તેનો ભેદ જાણવાનો ઠરાવ કીધો, એટલામાં તે સ્વાર તેમની સમીપ આવી પહોંચ્યો, અને તેમને એક બાજુએ ઝાડની ઓથે સંતાયલા ઉભેલા જોઇને તે પોતાનો ઘોડો એક ઉભો રાખી બોલ્યો કે "દેવીસીંહજી! કઇ તરફ સ્વારી ઉપડી છે? મહેરબાન, અમારો ભેદ જાણવાને નાહક શા માટે હેરાન થાઓ છો! તમે ગમે તેટલી ચાલાકી વાપરશો પણ તે સઘળી અમારી આગળ લેશ પણ ચાલનાર નથી! હજી કાલેજ પાણીમાં ઉતરાવીને તમો ત્રણે બહુરૂપીઓનાં કપડાં લઇ લીધાં તે ભૂલી ગયા? તેથી તમારી હોંશ પુરી નથી થઇ શું હવે શું અમારે ત્યાં કેદી બનવાની મરજી છે! ભાઇઓ હજી અમારી સામે તમારી અઇયારી અને ચાલાકી કરતાં વાર છે! થોડા દહાડા ધીરજ ધરો તો અમે તમને બરોબર અઇયારી શીખવી દઇશું ને હોંશીયાર બનાવી દઇશું! પછી ગમે તેવું વીકટ કામ પાર પાડવાને તૈયાર થઇ

જજો ! શું સમજ્યા ! હમણાં ખાલી ફાંફાં મારવાનું માંડી વાળો, તેમાંજ તમારી લાયકાત છે, ને તેમાંજ તમારી બહાદુરી જળવાઇ રહેશે ! જાણો છો કે બાંધી મુઠી લાખની ને ઉઘાડે તો કાખની, તેમ અમારી સાથે બાથ ભીડવાને આવતાં તમારી કિંમત કોડીની થઇ જશે !" બુરખાવાળા સ્વારનાં આ વચનો સાંભળીને દેવીસીંહજીનું બહુ પાકી આવ્યું અને શાંતીનાથ તરફ ફરી તે બોલ્યો કે,—"સાંભળો ! જોશીરાજ ! આ બહાદુર સ્વારજી આપણને બહુરૂપીની વીદ્યા શીખવનાર છે ! આપણાથી શરમાય છે તેથી મુખ તો બુરખામાં છૂપાવી રાખ્યું છે, તે શેખીમાંથી તો હાથ કહાડતા નથી તો પછી તે કેમ શીખવશે. બુરખામાંથી કે બુરખાની બહાર !"

"જોશીજી શું સાંભળશે ! એ પોતેજ મનમાં શરમાતા હશે, કેમકે, એમની રમલની વિદ્યા પણ અમારી આગળ ધુળમાં મળી ગઇ છે !" સ્વાર ભાર દઇને બોલ્યો.

"અરે ! એવો મનમાં ફાંકો રાખતા જરા ખાંડ ખાઓ ખાંડ ! આ પ્રદેશમાં તમે રહેશો તો તમારી ભાળ મેળવ્યા વગર અમે રહીશુંજ નહીં !" દેવીસીંહ હીંમતથી બોલી ઉઠયો.

"આ ભાગમાંજ અમે રહીશું, અને તમને રોજ મળીશું, પણ અમારો પત્તો નહી મળવા દઇશું !" સ્વારે જણાવ્યું, એટલામાં દેવીસીંહ સ્વારની પાસે જઇને ચાલાકીથી કુદકો મારી તેના મુખ ઉપરનો બુરખો ખેંચી લીધો, પણ તેની અજાયબી વચ્ચે તેના આખા ચ્હેરા પર પીળો—લીલો રંગ લગાડેલો હતો, એટલે તે ઓળખી શકયો નહી. તે જાણવા માટે—દેવીસીંહ તેના બાજુમાં જઇને ફરીને એક કુદકો માર્યો. પણ તે ફોકટમાં ગયો. એટલામાં સ્વારે પણ ઝડપથી દેવીસીંહનો ફેટો

ઉપાડી લીધો. અને તેની સામે એક પત્ર ફેંકી ઊતાવળે અશ્વ દોડાવતો જોતજોતામાં જંગલમાં અદ્રશ્ય થઈ ગયો. દેવીસીંહે તેણે ફેંકેલી પત્રીકા ઉપાડી લીધી તો તેના ઉપર " રાજકુમાર વીરસીંહની સેવામાં. "—એવું સરનામું વાંચતાં તેણે શાંતીનાથને કહ્યું કે " લ્યો ! કુમારની આ પ્રેમપત્રીકા ! "

" જુઓ કેવી ચાલાકી ! આ સમયે પણ આપણી મહેનત ફોકટ ગઇ ! " પોતાનો ભેદ છૂપાવવાને માટે કેવી રીતે પોતાનાં મુખ રંગી રાખે છે ! " શાંતીનાથે જણાવ્યું—" હવે તો આપણે છાવણી તરફ પાછા વળીએ, કે આ પત્રીકા કુમારને આપી એમાં લખેલી બીનાથી જાણીતા થઇએ, તો પછી વળી બીજી કંઇ યુક્તી અજમાવવાનું સુઝી આવે !" આમ વિચારી તેઓ છાવણી તરફ વળ્યા. મુકામે આવી પહોંચતાં તેઓ કુલીનના તંબુમાં ગયા, દેવીસીંહ સવારની મુલાકાત વિષેની સઘળી હકીકત કહી પેલી પત્રીકા કુમારને આપી, જે ઉઘાડીને તેણે વાંચવા માંડી તો તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"આપ જ્યાં સુધી નીચે લખેલી સરતો મંજુર રાખશો નહીં ત્યાં સુધી ગમે તેટલો પ્રયત્ન કરશો તોપણ અમારી ભાળ મેળવી શકશો નહીં, તેમજ અમે પણ તમારી નજરે આવીશું નહીં.

૧ રાજકુંવરી અને અમારી સાથે આપે એકજ દીવસે, એક જ સ્થળે અને એકજ સમયે લગ્ન કરવાં જોઇશે.

૨ કુંવરી કરતાં દરેક પ્રકારે અમને હલકા દરજ્જાની ગણવી નહીં, કેમકે રૂપગુણ અને કુળમાં અને તેણીના કુલથી લેશ પણ અમે ઉતરતાં કે હલકાં ખાનદાનીનાં નથી. તે માટે તમારે ચોકસ રહેવું.

જો ઉપલી બંને સરતો આપ કબુલ નહીં રાખશો તો આવતી કાલે અમે અમારા ઘર તરફ સીધારીશું, પણ આ સાથે અમારે આપને જણાવવું જોઇએ કે, અમારી મદદ વીના આપ ગમે તો હજારો વર્ષ સુધી મહેનત કરશો તોપણ કુંવરીને મેળવી શકશો નહીં."

આપનાં **દર્શનાભીલાષી**

કુવરના અંતઃકરણમાં વનકન્યા તરફના પ્રેમનાં મૂળ પણ બહુ ઊંડા ઉતરી ગયાં હતાં. કુંવર તો તે વનકન્યા અને કુંવરીને એકસરખીજ ચાહતો હતો. ઉપલી પત્રીકા વાંચતાં અનેક તરેહની ચીંતા અને મુંઝવણે તેના ચીત્તને ચકડોળે ચઢાવ્યું. વિચારતરંગમાં તે અથડાવા લાગ્યો-"કુવરી અને એ વનકન્યા સાથે એકજ સમયે અને એકજ સ્થળે લગ્ન કેવી રીતે થઇ શકે ? આ સરત કુવરી કેમ કબુલ રાખશે, અને મહારાજ જયસીંહ પણ તે કેમ કબુલ કરશે ? વળી નીચે તો લખ્યું છે કે તેણીની મદદ વીના અમને કુંવરી પણ મળશે નહીં. આ તો અજાયબી સરખી બીના છે ! હવે શું તેણીની માગણી કબુલ રાખવી કે નહીં રાખવી ?" આમ બહુ બહુ વિચાર કીધા બાદ તે આખરે ઠરાવપર આવી પોતાના મનમાં બોલ્યો કે,-"બસ ગમે તે થાઓ ! જ્યારે એમજ છે, અને વનકન્યાની મદદ વીના અમારી મનકામના પૂર્ણ થઇ શકે તેમ નથી તો તેણીના વીના આ જીવન પણ વ્યર્થ છે ! બસ, તેણીના લખ્યા મુજબ સઘળી કબુલાતો અમે મંજુર રાખીશું ! પછી સમય આવશે ત્યારે સઘળી હકીકત જણાવી કુંવરી અને રાજા જયસીંહને મનાવી લઇશું !" આમ ઠરાવ કરીને પછી કુમારે તે પત્રીકા પોતાની પાશે ઉભેલા દેવસીંહ અને શાંતીનાથને પણ વાંચવા આપી, જે હકીકત જાણીને તેઓ પણ અજાયબ થયા, અને તેનો તેણીનો શો જવાબ વાળવો તેના વિચારમાં પડયા.

આખો દીવસ અને રાત કુમાર અને દેવસીંહ તેમજ શાંતીનાથ તે પત્રનો શો જવાબ વાળવો તેના વિચારમાં તડફડતા રહ્યા. બીજે દીને પ્રભાત થતાં ગુરૂનાથને ગુફામાં કેદ કરવા ગયેલો બળદેવસીંહ પીઠપર તેની ગાંસડી ઉંચકીને પાછો આવી પહોંચ્યો, ને પાધરો કુંવરના તંબુમાં ગયો. આ સમયે પણ કુમાર દેવસીંહ અને શાંતીનાથ સંગે વાતચીત કરતો બેઠો હતો. બલદેવસીંહને જોતાં કુમારે અજાયબી સહીત પૂછ્યું–"કેમ ભાઇ! ગાંસડી સહીત કેમ પાછો આવ્યો?"

"કુમાર! બાજી બધી બગડી ગઇ છે!" ગાંસડી જમીનપર મુકતાં બલદેવસીંહે નિરાશભરે અવાજે જવાબ આપ્યો—"ગુફાનું દ્વાર ઉઘડતુ નથી!"

"કોઇએ અંદરથી બંધ તો નહીં કીધું હોય!" કુમારે શંકા બતાવી!

"નહી, તેવી કોઇ યુકતીજ નથી!" બલદેવસીંહ બોલ્યો.

"ત્યારે તો કદાચ કોઇ નવા માણસે ત્યાં પહોંચી જઇ ગુફા ઉઘાડવાની તજવીજ કરી હશે, જેમ કરતાં ચાવી બગાડી નાંખી હશે. અથવા તો રાજા બલદેવસીંહે અંદરથી કોઇ યુકતી કરી દરવાજો બંધ કરી મુકયો હશે, કે એ બેમાંથી એક થતું જાઇએ!" શાંતીનાથે જણાવ્યું.

"શાંતીનાથ અંદરથી બંધ કરે તેમાં તેનો શો ફાયદો છે! એથી તો તે પોતાને વધુ મુશ્કેલીમાં મુકશે!" બલદેવસીંહે જણાવ્યું. "પર્વત ઉપરથી ઉતરી કુવરી સાથે આપણે નીચેથી વાત ન કરી શકીએ તે માટે!" શાંતીનાથ બોલ્યો.

"નહીં, એમ હોય એવું હું ધારતો નથી!" બલદેવે કહ્યું.

" કદાચ વનકન્યાએ તો કંઇ યુકતી કરી બારણું બંધ કરી દીધું નહી હોય ?" કુવરે શંકા બતાવી—" આજની તેણીની પત્રીકા મળી છે, તેમાં એ લખે છે કે, તેણીની મદદ વિના આપણે કદી પણ કુંવરીને છોડવી શકનારજ નથી ! " આમ કહેતાં બલદેવસીંહને પત્ર આપી કહ્યું કે, " એમાં બીજી કેટલીક બીના એવી છે કે તે સઘળાનો શો જવાબ વાળવો તેનાજ વિચારમાં અમે મુંઝાયા હતા કેમકે, એવું તે શું હશે કે જે પારપાડવા માટે તેણીની મદદની પણ જરૂર પડશે ! "

" મને પણ આ સઘળું વનકન્યાનુંજ તોફાન હોય, એવો શક જાય છે ! " દેવીસીંહે પોતાનો વિચાર જણાવ્યો.

" એ તો ખરૂ, પણ જ્યારે આપણને આમ હેરાનજ કરવાની તેણીના ધારણા હોય તો તે આપણને તીલસ્મી પુસ્તક શામાટે આપત ? " બલે ગંભીર અવાજે જણાવ્યું.

" તમારૂં આ કહેવું પણ ખરૂં છે ! " શાંતીનાથે જણાવ્યું. એટલામાં બલદેવે વનકન્યાનો પત્ર વાંચી જોયો, જે વાંચતાં તે વળી વિચારમાં પડ્યો, ને બોલ્યો. " પણ આ પત્ર ઉપરથી તો આપણી મતી ગુમ થઇ જાય છે ! "

" ભાઇ આ ઉપરથી તમે અટકળી શકશો કે વનકન્યાએ અમારૂં ચીત્ત કેટલું બધું હરી લીધું છે ! હવે તો તેણીને જોયાવિના એક પળ પણ અમને ચેન નહીં પડે, માટે તેણીના લખવા મુજબ કબુલાતો મંજુર કરવામાં શું ખોટું છે ! " કુમારે કહ્યું.

" કુમાર ! આપને જેમ યોગ્ય લાગે તેમ કરો ! બીચારાં કુવરી તો આપના સ્નેહ માટે કબુલ કરશે, એકજ મંડપમાં બનેના સાથે લગ્ન

થાય એ રાજા જયસીંહ કેમ કબુલ કરશે ? વનકન્યા કોણ જાણે કોણ હશે અને કયાંની રહીશ હશે, અને કોની પુત્રી હશે ! " બલદેવે વીમાણુસમાં પડી કહ્યું.

" તેણી કુંવરી કરતાં કુળ તેમજ દરજ્જામાં જરા પણ ઉતરતી નથી, એવું તેણીએ પોતાનાં પત્રમાંજ લખી જણાવ્યું. છે ! " કુમાર બોલ્યો. આ વાતચીત ચાલતી હતી, એટલામાં ચોપદારે આવી નમન કરી જણાવ્યું કે, " મહારાજ ! એક સીપાઇ બહાર આવેલ છે જે આપની હજુરમાં આવવાની પરવાનગી માગે છે. " કુલીને તેને હાજર કરવાની આજ્ઞા કરવાથી ચોપદાર બહાર જઇ વિચિત્ર રંગરૂપ અને પોશાકવાળા એક પુરૂષને અંદર તેડી આવ્યો. આ સીપાઇ કદે ઘણોજ ઠીંગણો તેમજ શરીરે બહુ જાડો હતો, અને તે અંગે રંગે સીધી ભાઇને પણ ડરાવે એવો કાળો હતો. રંગબેરંગી રેશમી સાટીનના કાપલા સાંધીને બનાવેલો ડગલો તથા સુરવાળ અને માથે મોરના પીછાંવાળી મ્હોટી ટોપી તેણે પહેરેલી હતી. કમ્મરે એક જરીના પટામાં તલવાર તથા પીઠપર ઢાલ લટકી રહી હતી. જેમ નાટકના તખ્ત ઉપર વીદુષક જેવી રીતે વેષ લઇને આવે છે, અને શ્રોતાજનોને હાસ્ય વીનોદથી હસાવે છે. તેમ આ આવનાર બટુક વીચીત્ર ચાળા કરીને અને વીચીત્ર બોલીને હસાવવામાં પુરો હતો. તેણે કુમારની હજુરમાં આવતાં નમીને સલામ કરી તેનો દેખાવ તથા સલામ કરવાની ઢબ જોઇને સઘળાઓને હસવું આવ્યું, પણ તે જેમ તેમ દબાવીને બલે તેને પૂછ્યું કે,—" તું કોણ છે અને કયાંથી આવ્યો છે ? "

" હું દેવતા છું, અને દૈત્યોની મંડળીઓમાંથી ચાલ્યો આવું છું ! ગઇ કાલે એક સ્વારે દેવીસીંહ અને શાંતીનાથને વીરસીંહના

નામનો જે પત્ર આપ્યો હતો તેનો જવાબ લેવાને આવ્યો છું !" પેલા સીપાઇએ ગંભીર અવાજે જણાવ્યું.

"વારૂં ! તેં જોશીજી અને દેવીસીંહના નામ કયાંથી જાણ્યા ?" બલદેવે અજાયબી સહીત પૂછ્યું.

"અરે ! જોશીજી તો જ્યારે આ સંસારમાં જનમ્યાએ નહોતા, ત્યારથી બંદો તેમને ઓળખે છે, અને દેવીસીંહતો મારો ચેલોજ છે, એટલે એને ઓળખવાનું શું પૂછવાનું હતું !" પેલો બટુકજી મ્હોટે અવાજે બોલ્યો. આ સાંભળી દેવીસીંહજીને ઘણું પાણી આવ્યું ને તેને અનહદ ગુસ્સો ઉપજ્યો, જે દબાવી ન શકવાથી તે મ્હોટેથી બોલી ઉઠ્યો કે "કેમ હરામખોર ! કંઇ બહુ ફાટયો છે ! હું તારો ચેલો કયા દહાડાનો વળી ! ક્યારે તું મને ગુરૂ મંત્ર દેવા આવ્યો હતો. બોલતાં પહેલાં જરા વિચાર કર !"

"અરે હં અઅઅ ! જરા ઠંડા પડો મહેરબાન ! ફાટયો છે કોણ હું કે તમે ! ગુરૂનું આવું અપમાન કરાય ? ગુરૂનું માન આમજ રાખશો કે ? વાહ ! આ તો ગુરૂસે ચેલા આગરા !" બટુકજી હસીને બોલ્યો. દેવીસીંહનો ગુસ્સો હવે હદ ઓળંગી ગયો, અને લાલ આંખો કરીને બટુકને મારવાને તેની તરફ ધસતાં તે બૂમ પાડી ઉઠયો કે—"કેમ મરકટજી ! બહુ તીનપાંચ સુઝે છે કે ? હાથે કરીને મ્હોત શા માટે માગી લે છે ? હમણાં ચાંચડની માફક ચોળી નાખીશ ! ખરેખર એમજ લાગે છે કે તારો કાળ તને અહીં પકડી લાવ્યો છે ? નહીં તો તું શાનો આપત !

"અહાહાહા !" બટુક મ્હોટેથી હસી પડયો કે,—"દેવીસીંહ ! બસ. આવાજ ખેલ ભજવી બતાવશો કે ? ત્યારે તમે મને ઓળખવામાં

જબરી થાપ ખાધી! મારૂં મોત મને અહીં શું લઈ આવશે ? બંદા પોતેજ મોત છે, અરે એટલુંજ નહીં, પણ તેનો દોસ્ત છું. સમજ્યા!" દેવીસીંહનો ગુસ્સો વધ્યો, અને તેથી તે બટુકને મારવાને ધસતો જોઇ બલદેવ અને શાંતીનાથે તેને પકડીને અટકાવીને એક બાજુ બેસાડી દીધો; તે જોઇને તે બોલ્યો કે,—"હજી જુઓ એની જીભ વશ રહેતી નથી! કેમ બચ્ચાજી! હજી મુંગો નથી રહેવાતું કે!"

બલદેવસીંહજી, જરા તમેજ હવે તમારી જીભ વશ રાખો!" બટુક હવે ગંભીર થઇ સહેજ ગુસ્સામાં આવી બોલ્યો કે,—"હું કંઇ જેવા તેવાની નોકરીમાં નથી! અરે! જેમનો સંદેશો લઇ હું આવ્યો છું, તેને તમો દીવસમાં સ્હાડી સતર વખત સલામ કરશો સલામ! સમજ્યા! મારા મહેરબાન!" દેવીસીંહ ગુસ્સામાં ઉછળીને તેને કાંઇ કહેવા જતો હતો, એટલામાં તેને બોલતો અટકાવી બલદેવે કહ્યું કે "ભાઇ! જરા શાંત થા! એટલો બધો શા માટે તપી જાય છે! કોના બોલવા ઉપર ગુસ્સે થવું! આ બટુક તો કોઇ બહુરૂપી અથવા મશ્કરો જણાય છે, છતાં તું પોતે બહુરૂપી થઇને આવી સહેજ મશ્કરીથી તપી જાય છે! ધીરો થા!"

"અરે! એમ ધીરા ન પડે તો મારી પાસે એનો સરસમાં સરસ ઉપાય છે!" બટુક મંદ હાસ્ય સહીત બોલ્યો. કુમારને આથી હસવું આવ્યું, અને તેણે મુખેથી વધુ હસવા સરખું સાંભળવાની ઇચ્છાએ તેણે તેને પૂછ્યું કે,—"તારી પાસે શો ઉપાય છે ?"

"મહારાજ! ઉપાય સહેલો ને સટ તેમજ ટુંકો ને ટચ! બસ ચંપાને બોલાવો એટલે થઇ રહ્યું! ચંપાને જોઇ કે દેવસીંહજી થઇ

જશે ઠંડાગર ! જાણે પાણીનું માટલું !" બટુક હાથ અને મ્હોડાના વિચિત્ર ચાળા કરતો બોલ્યો. આ સાંભળતાં તથા તેના હાવભાવ જોતાં સઘળાઓ મ્હોટેથી હસી પડયા. પણ તે કોણ હતો તે કોઇ ઓળખી શકયા નહિ. જોશીરાજ, ! આતો કોઇ અજબ માણસ છે !" બલદેવે શાંતીનાથના કાનમાં ધીમેથી કહ્યું.

"ખરેખર વનકન્યાના તમામ માણસો આપણી હકીકત રજેરજ જાણે છે, અને પોતાનો ભેદ તદ્દન છુપો રાખે છે !" શાંતીનાથે ધીમે અવાજે જણાવ્યું. બલદેવજી બટુકજી તરફ એકટસે જોવા લાગ્યો, એટલે તે બોલ્યો—"કેમ બલદેવસીંહજી ! તમારી પણ આ બંદા ઉપર કંઇ નજર ફરી છે શું ? મારી તરફ ધારી ધારીને જોઇ રહ્યા છો ! મારી સુરત કંઇ બહુ પસંદ આવે છે શું ! ખરેખર. મારા સરખો ખુબસુરત યુવાન તમારી આખી જીંદગીમાં તમે દીઠો તો શું પણ કાને સાંભળ્યો પણ નહીં હોય ! જુઓ ભાઇ પેટ ભરીને જુઓ ! પેટ ભરીને હસો ! પણ જો જો ખસી ન જાય તેની જરા સંભાળ રાખજો ! પણ તમે કંઇ નવો ભેદ જાણી શકનાર નથી ! મહેરબાન ! તમારા જેવો કંઇ હું ચાલાક બહુરૂપી નથી ! હું તો દેવીસીંહજી ગણે છે તેમ ઠેંસો ખાનાર એક હલકો સીપાઇ છું, એટલે તમારી માફક મને કંઇ મુખ ઉપર ચુનો કે બીજો કોઇ રંગ લગાડતાં કયાંથીજ આવડે ! મુરબ્બી મેં કંઇ મારા મુખ ઉપર આ કાળો રંગ નથી લગાડયો, જેની ખાત્રી કરવી હોય તો ગરમ પાણી મંગાવીને મારૂં મુખ ધોઇ જુવો ! ખરૂં કહું તો લગ ભગ ચારસો વર્ષ થયાં હું કાળો થઇ ગયો છું !" સઘળાઓ હસી પડયા, અને બલદેવ હસીને બોલ્યો કે,—" કંઈ નહીં ભાઇ, ! એટલી બધી તપાસ કરવાની અમારે કશી જરૂર નથી. કોઇ દુશ્મનનો માણસ હોત

તો એટલી બધી ખટપટ કીધી પણ .હોત, પણ તારી સાથે એવી રીતે શા માટે વર્તવું જોઇએ ? ગમે તો બહુરૂપી હો કે મશ્કરો હો, પણ આખરે મીત્રનો સેવક છે, એટલે તારો છેહ લેવાની કંઇ જરૂર નથી !"

"મહેરબાની તમારી !" બટુકજી છેક જમીન સુધી ઝુકી ઝુકી નમન કરતાં હસીને જણાવ્યું, અને પછી કુમાર તરફ ફરી માન સહીત કહ્યું કે,—"મહારાજ ! હવે સેવકને શો જવાબ આપો છો ? હવે બહુ વાર ખોટી નહી કરો તો સારૂં કેમકે, મારે હજી બહુ દૂર જવાનું છે." તરતજ કુમારે વનકન્યા તરફથી આવેલો પત્ર લઇ તે ફરીથી વાંચી જોયો અને તેનો નીચે મુજબ જવાબ લખી આપ્યોઃ—

**મહમોહન** મૂર્તિ !

"તમારી સઘળી કબુલાતો અમે અમારા ખરા અંતઃકરણથી
" માન્ય રાખીએ છીએ. એથી વધુ શું લખીએ ?"

તમારા પ્રેમનો અભિલાષી **વીરસીંહ.**

આ પત્ર ઉપર પોતાની મોહોર કરીને કુમારે બલના હાથમાં આપ્યો, જે તેણે બટુકજીને આપ્યો, એટલે તરતજ તે સઘળાઓને નમન કરી તથા દેવીસીંહને ચીડવવા તેની સામે દાંત કચકચાવી નાચતો કુદતો બહાર ચાલ્યો ગયો. આ મઝાકમાં છેક બપોર થવા આવ્યાથી સઘળાઓ સ્નાન સંધ્યા વગેરે કરવાને પોતપોતાના તંબુઓમાં ગયા. ગુરૂનાથની ગાંસડી બલદેવસીંહને સોંપી, જેણે તેને શુદ્ધિમાં આણી પાછો સીપાઇઓના પોહોરામાં કેદ કીધો. બપોર પછી ચારેક વાગ્યાને સુમારે તેઓ કુમારના તબુમાં વાતચીત કરતા બેઠા હતા, એટલામાં ચોપદારે આવી અરજ કરી કે બહાર એક વૃદ્ધ સ્ત્રી આવી છે તે આપની હજુરમાં આવવા ઇચ્છે છે ! આપની પાસે આવવાનું કારણ

આપની હજુરમાં આવીને જણાવાનું કહે છે ! વળી તેણી એમ પણ જણાવે છે કે પોતાની મતલબ પાર પાડવાને તે કાંઇ આપ મહારાજને અરજ કરવા આવી નથી, પરંતુ આપના ફાયદાની બીના જણાવવાને માટે આવી છે !” આ સાંભળી સઘળા અજાયબ થયા, કુમારે તેણીને પોતાની સમીપ હાજર કરવાની આજ્ઞા કરતાંજ ચોપદાર નમન કરી ચાલ્યો ગયો, ને તરતજ તે બુઢ્ઢી સ્ત્રીને અંદર તેડી લાવ્યો. તેણીને જોતાંજ દેવીસીંહના મુખમાંથી નીચલા શબ્દો નીકળી ગયા :—” લ્યો ! ! ભાઇ સાહેબો ! એક બલાને માંડમાંડ ગયે હજી પુરા બે પ્રહર થયા નથી, એટલામાં આ બીજી બલા આવી. આવ બલા, પકડ ગલા, ઇસિસે તો ભગના ભલા. હવણાં આજે પીશાચ અને ડાકણો મસાણના દરવાજા ઉઘાડીને નીકળી પડી છે શું ! ભુતની ભાભીઓ કે કાકીઓ કયાંથી આવી ?” દેવીસીંહના આ શબ્દો ડોસીએ પણ સાંભળ્યા, તેથી તેણીને બહુ ગુસ્સો ઉપજ્યો. આંખો લાલચોળ કરી દેવીસીહ તરફ દાંત કચકચાવી તેણીએ હાથનો મ્હોટો છણકો કરીને પોતાના હાથમાંની ડાંગ દેવીસીંહ તરફ ઉગામીને જોરથી જમીનપર પછાડી ગરજી ઉઠી કે “ હા, હું ભુતની કાકી, હું ભુતની માશી, નહીં નહીં, હું તો ભુતની મામી ! હું ભુતની દાદી ભાઇ રે દાદી ! બસ, જાઓ હવે કાંઈ નહીં કહું ! હું તો મારે આ ચાલી ! એમાં મારા દાદાને શું નુંકશાન થવાનુ છે ? જે બધું બગડશે તે કુમારનુંજ તો. ન્હાસે તો કુમાર ! મરશે તો કુમાર ! લુટાશે તો કુમારનું, બીજા કોઇનું કાંઈ જવાનું નથી ! હશે ત્યાં સુધી રહેશે અને ખલાસ થયું એટલે પીટયા વાંસો વાળીને ઉભા રહેશે ! તે સારૂં કહેવા આવી, તેનો મને આ બદલો ? આમ બડબડતી તે પાછી વળીને તંબુની બહાર નીકળી. તેણીના આ હાવભાવ અને રૂપરંગથી સઘળાઓને બેહદ હસવું આવ્યું, પણ જેમતેમ કરીને

અને પેટમાં આવતો હસવાનો ઉભરો દબાવીને કુમારે ચોપદારને ઇશારત કરવાથી તેણીને પાછી બોલાવી. ચોપદાર પણ મહા મહેનતે તેણીને સમજાવીને પાછી તેડી લાવ્યો. આ ડોકરી પણ અજબ દેખાવની હતી. તેણીની ઉમ્મર લગભગ એંહેશી વર્ષની હતી. માથા પરના વાળ તદન સફેદ થઇ ગયા હતા, જે સુકા ઘાસના માફક તેણીના ખભા અને કપાળપર વીખરાઈ જઇને કરમાયલા મુખમાં એક દાંત નહોતો. ફકત બે આગલા દાંત હતા, જે લગભગ બે આંગળ જેટલા હોઠની બહાર નીકળી આવેલા હતા, અને તેનાપર મેલના પડ બાઝી ગયાં હતાં. ખાદી સરખાં જાડાં કપડાંનો સાળુ તેણે પહેરેલો હતો, જેમાં પણ દહોડ ખાંડી મેલ ભરેલો હતો, તેથી જાણે તેણીએ ચામડું પહેર્યું હોય તેમ લાગતું હતું, તેણીનાં નાકમાં પીત્તળની મ્હોટી નથ અને હાથમાં સવા વહેંતના જાડાં બલોઇયાં હતાં તથા પગમાં બળદના ગળામાં પહેરાવવાના મ્હોટા ઘુઘરાઓના ઝાંઝરો દીપી રહ્યાં હતાં.

"અરે બાઇ! આ છોકરાના કહેવાપર આટલો બધો ગુસ્સો કરીએ! એ તો નાદાન છે! કહો તમારે કુમારને શું અરજ કરવી છે? પોતાનું હસવું દબાવી તેણીને સમજાવતા બલદેવે કહ્યું.

"સબુર કરો ભાઈ જરા થાક ખાઇ લઉં તો પછી કહું!" બન્ને હાથમાં લાકડી પકડી તેનાપર પોતાની દહાડી ટેકવી ચારે તરફ નજર ફેરવતાં ડોસી હાંફતી હાંફતી બોલી કે, "મારે તો જે કંઇ કહેવું છે તે કુમારનેજ કહેવું છે બીજાને નથી કહેવાની! પછી કુંવરની મરજી!"

"સારું! અમને કહો! શું કહેવું છે?" કુમારે પૂછ્યું.

"તમનેજ કહીશ ! બસ, તમનેજ જણાવીશ ! બીજા કોઇને નહીં. કેમકે તમારા ફાયદાનીજ વાત છે !" ડોસી દમ ખાતી ને પગ ઠોકી ઝાંઝરનો ઝમકારો કરતી બોલવા જતી હતી એટલામાં શ્વાસ ભરાઇ આવવાથી ઉધરસ ખાવા લાગી.

"હજી તો સવા પહોર સુધી ચાળા કરીને પછી કહેશે !" દેવીસીંહ હસીને બોલી ઉઠ્યો.

"જુઓ કુમાર વળી આ છોકરો વચમાં બોલ્યો ! એમ કરશે તો હું નહી કહું ! હરગીઝ કહેવાની નથી ! અને જોકે હવે જઇશ તો પાછી ફરવાની નથી!" દેવસીંહ તરફ ગુસ્સાની નજરે જોતાં ડોસી બોલી. કુલીને તેને સમજાવીને શાંત પાડી એટલે તેણી ધીમે અવાજે બોલી કે,–"જુઓ, કે હું જે કંઇ કહીશ તે તમારા ફાયદાનુંજ કહીશ, જે સાંભળીને આપ રાજીરાજી થઇ જશો, પણ તેના બદલામાં મારે પણ કંઇ માંગવું છે તે તમો આપશો !"

"બોલો તમને પણ રાજી કરીશું ?", કુમારે જણાવ્યું.

"તે તો ખરૂં, પણ પહેલાં તમે એટલી પ્રતિજ્ઞા લ્યો કે, તમે અથવા તમારો કોઇ સેવક મને મારવાનો કે કેદ કરવાનો વિચાર પણ મનમાં નહી લાવે ?" ડોસીએ ગંભીર અવાજે કહ્યું.

"પણ જ્યારે અમારાજ હીતની વાત તમારે કહેવી છે ત્યારે પછી તમને હેરાન કરવાનો અમે શા માટે વિચાર કરીશું ! તમારે એવી ધાસ્તી રાખવી નહીં ?" કુમાર બોલ્યો.

"ધાસ્તી તો લાગે કેમકે, જે કામ આપના બહુરૂપીઓ કર. વાને હજારો વર્ષ સુધી માથાકુટ કરતાં પણ કરી શકે નહી. તેવું

આપનું કામ મેં બજાવ્યું છે. આથીજ મને ડર લાગે છે કે કદાચ આપના બહુરૂપીઓ મારી અદેખાઇ કરીને મને હેરાન કરે!" આ સાંભળી સઘળા અજાયબ થયા, ને વીમાસણમાં પડયા કે, એવું તે શું કામ તેણીએ બજાવ્યું હશે કે, આટલી બધી છાપરે ચડવા સરખી વાત કરે છે. તે જાણવાની આતુરતાથી કુમારે પ્રતિજ્ઞા લઇ જણાવ્યું કેઃ—

"જાઓ! તમે ગમે તે કહેશો પણ અમે અથવા અમારા કોઇ સેવક તમને કાંઈ કહેશે નહીં?"

"ત્યારે સાંભળો! જુઓ વનકન્યાની હું તમને સઘળી ખબર અને તેણીના રહેઠાણ વગેરેનો પત્તો જણાવી શકુ તેમ છું, અને આપને બીજી એક એવી યુકિત બતાવીશ કે જે મુજબ કરતાં ક્ષણ વારમાં તમે આખા તલેસમને ભાંગી તોડીને કુંવરીને પણ મેળવી શકશો!" ડોસીએ ભાર દઇને જણાવ્યું. આ સાંભળી કુવરે અધીરાઇથી પૂછયું કે "ત્યારે સત્વર કહો વનકન્યા કોણ છે? અને ક્ષણવારમાં તલેસમ કેવી રીતે તોડી શકાશે?"

"તે તો જણાવું, પણ તેના બદલામાં મને ઇનામ શું આપશો તે તો નકકી કરો! પછી કહેવાની વાત!" ડોસીએ કહ્યું.

"જો સઘળું સત્ય ઠરશે તો તું કહેશે તે ઇનામ આપીશુ!" કુમાર બોલી ઉઠયો.

"લ્યો પ્રતિજ્ઞા! મારૂં કહેવું જો તમને સત્ય લાગે તો તમે તમારી પ્રતિજ્ઞા પાળજો અને સત્ય લાગે તો પ્રતિજ્ઞા પાળતા નહીં!" ડોસી બોલી.

"શું ઇનામ લઇશ તે તો પહેલાં કહે તો અમે વચન આપીએ!" કુમારે કહ્યું.

" બસ, મારે બીજું કંઇ નહી જોઇએ ! આપ ફકત મારી સંગે લગ્ન કરજો ! " ડોસી ભાર દઇને આતુરતાથી બોલી—" વનકન્યા અને કુંવરી સંગે તો આપ ગમે ત્યારે પરણજો. પણ મારી સાથે તો આજેજ પરણી જાઓ તો સારૂં, કેમકે હું આપના ઉપર ઘણા દીવસોથી મોહીત પડી છું, અને આપને મળવાની તક શોધતાં શોધતાં ઘરડી પણ થઇ ગઇ છું, ત્યારે આજે તક હાથ લાગી અને આપની મૂર્તિના દર્શન થયાં ત્યારે તમને બહુ સોધ્યા ત્યારે તમે આજ મારા પંજામાં સપડાયા છો ! બસ કુમાર, હવે વીલંબ નહીં કરો ! મારી સાથે સત્વર પરણી જાઓ નહીંતો મારી જુવાની ચાલી જશે તો પાછળથી પસ્તાશો ! " આમ કહેતાં તેણીએ પોતાનો હાથ લંબાવ્યો. તેણીના આ વચનો સાંભળીને કુમારને બહુ ગુસ્સો ચ્હડગો. બલદેવસીંહ વગેરે બહુરૂપીઓ પણ તેણી તરફ હોઠ પીસવા લાગ્યા, પણ તેણીને કંઇપણ હેરાન ન કરવાની કુમારે પ્રતિજ્ઞા લીધેલી હોવાથી તેઓને પોતાની વૃત્તિ દબાવી રાખવી પડી. જો કુમારે પ્રતિજ્ઞા ન લીધી હોત તો આ સમયે તેમણે ડોકરીનો ભોરકુટોજ કહાડી નાખ્યો હોત. બલદેવ પોતાની પાસે ઉભેલા શાંતીનાથના કાનમાં કહ્યુંકે—" કુમારે પ્રતિજ્ઞા ન લીધી હોત તો આપણે ગમે તે પ્રકારે જાણી લીધું હોત કે આ હરામખોર ડોકરી કોઇ બહુરૂપી છે કે ખરેખરી ડોસીજ છે! તમે પ્રશ્ન જોઇ તપાસ કરો કે એ કોણ છે ? " શાંતીનાથે પોતાના નાક ઉપર હાથ મુકી શ્વાસથી પ્રશ્ન જોઇ જણાવ્યું કે એ બહુરૂપી નથી ! ખરેખરી ડોસીજ છે ! " હવે બલદેવ પોતાના ગુસ્સાને સમાવી શકયો નહીં, અને તે મ્હોટેથી બોલી ઉઠયોકે—" બસ, તું હવેથી મુંગી મુંગી ચાલી જા ! કુમારે પ્રતિજ્ઞા લીધી છે તે અમે પૂર્ણ કરી ચુકયા છીએ ! એક ઘડીપણ અહીં ઉભી રહીશ નહી ! જો હવે

અહીંથી જવામાં વીલંબ કરીશ તો હાથીના પગ તળે છુંદાવીને મારી નંખાવીશું !"—" કંઇ નહીં ! ભલે મારૂં કહેવું ન માનો, પણ જ્યારે મારી જરૂર પડે ત્યારે મને પાછી બોલાવવાને આવતા નહીં !" ડોસી-એ દ્રઢ કલેજે જવાબ આપ્યો—" જુઓ ! હજી પણ લાંબો વિચાર કરો, નહીંતો પછીથી પસ્તાશો ! હું તમારા સઘળા કામો બગાડી નાખીશ ! અને તેથી તમારી કીધેલી સઘળી મહેનત ધુળ મળી જશે ! મને કાંઇ જેવી તેવી ન સમજતા ! જુઓ ! તમારી પેલી ગુફા મે કેવી બંધ કરી નાખી છે કે ? તે ઉઘાડી ન શકવાથી આખરે ગુરૂનાથની ગાંસડી તમારે પાછી લાવવી પડી ! જુઓ ! હજી માનો નહીતો રાજા બલદેવસીંહને પણ છોડવી દઇને કંઇ ને કંઇ તોફાન મચાવીશ ત્યારે મારાપર દોષ મુકશો નહી કેમકે, હું તો તમને પહેલાથીજ ચેતાવી દઉં છું. ચેતવું હોય તો ચેતો ગુમાનીપણું મુકી દો. "

" ભલે તારાથી થાય તે કરી લેજે ! હવે એક બોલ પણ બોલ્યા વીના મુંગી મુંગી અત્રેથી ચાલી જઇ તારી ડાકણની સુરત અમો આગળથી દૂર કર !" બલદેવ ગુસ્સામાં બોલ્યો.

" ભલે ત્યારે જોઇ લેજો ! હવે મારા ચમત્કારી ખેલની ખુબી ! ને ચાખજો મારા હાથનો સ્વાદ !" આમ કહેતી ગુસ્સામાં બબડતી તેણી તંબુની બહાર ચાલી ગઇ. બલદેવની ઇશારતથી જયસીંહ પણ તેણીની પાછળ ગયો. તેણીના જવા બાદ કુમાર ગંભીર અવાજે બોલ્યો:—" આ ડાકણ તો કોઇ અજબ જણાય છે ! એ આપણી તમામ હકીકત જાણે છે !"

" આ સઘળામાં શો ભેદ છે તે કંઇ સમજી શકાતું નથી !" બલદેવ ગંભીર વિચારમાં પડી બોલ્યો કે—" આ ચુડેલનું કહેવું જો ખરેખરૂં

હશે તો આપણને વળી એક નવી બલા સામે ટક્કર લેવાનું જાગ્યું હવે અને તે ખરી !"

"એની સચ્ચાઇ તો રાજા ચતુરસીંહ ગુફામાંથી છૂટવા ઉપરથી જણાશે, કેમકે એ કહી ગઇ છે તેમ જો ખરેખર સત્યવાન હશે તો ચતુરસીંહને છૂટો કીધા વગર રહેશે નહીં !" શાંતીનાથે જણાવ્યું.

"તો પછી શું કરીશું ?" કુમારે પૂછ્યું.

"એ ડાકણીનો ટોટોજ પીસી નાંખીશ !" બલદેવ હોઠ પીસી ને ગુસ્સામાં બોલી ઉઠયો કે, "આપે કંઇ એવી તો પ્રતિજ્ઞા નથી લીધી કે તેણીની જીંદગી સુધીમાં આપણે તેણીને કંઇ કરી શકીએ નહીં ! કુમાર ! જુઓ તો ખરાકે અમે પણ હવે શું કરીએ છીએ ! દેવીસીંહને ડાકણીની પાછળ મોકલ્યો છે, તે તેણીની ભાળ મેળવ્યા વિના પાછો ફરનાર નથી !"

"એ આશા હવે કેમ રહે ! વનકન્યાની તમે કેટલીક ભાળ મેળવી તે હવે એ ડોકરીનો પત્તો મેળવશો ! આજ કાલ તમારી ચાલાકીપર પાણી ફરી ગયું છે ! તમારા બહુરૂપીનો ખેલ હાલતો પડદા અંદર ઢંકાઇ ગયો છે !" કુમારે નિરાશાથી કહ્યું. કુમારના આ વચનો બલદેવ અને શાંતીનાથનાં હૈયામાં તીર સમાન વાગ્યાં. તેથી તેમને બહુજ માઠું લાગ્યું, પણ તેઓએ કંઇ પણ જવાબ આપ્યો નહીં. એક પણ શબ્દ બોલ્યા વીના તેઓ તંબુની બહાર ચાલ્યા ગયા, જેની કુમારને ખબર રહી નહીં. તેમના જવા પછી તે તંબુમાં એકલો બેસી રહ્યો. અનેક તરેહના વિચારો તેના મનમાંથી પસાર થવા લાગ્યા. ઘડીકમાં તલેસમમાં સપડાઇ જવાથી કુવરીની થયલી નીરાધાર હાલત માટે દુઃખી થતો તો ઘડીકમાં તલેસમ

તોડવામાં થતી ઢીલ અને વનકન્યાની ખબર અને તેણીની પૂરતી બાળ મેળવવામાં નડતી મુશ્કેલીઓથી નિરાશ થતો, તો ઘડીકમાં બુદ્ધી ચુંડલની વાતો માટે વીમાસણમાં પડી અફસોસ કરતો, તે બેસી રહ્યો. આમ દલગીરી થતાં તેનો જીવ ગભરાટમાં પડયો. વિચાર કરતાં સાંજ પડી ગઇ, જેનું પણ તેને ભાન રહ્યું નહીં ! આખરે પોતાની સ્થીતિનું ભાન થતાં પોતાની પાસે કોઇને ન જોતાં તેણે દરવાનને બોલાવી ફતેહસીંહને તેડાવ્યો, જે આવતાં કુમારે તેને પૂછ્યું કે—" બલદેવ કયાં છે? "

" કંઇ ખબર નથી ! " ફતેહસીંહે જવાબ આપ્યો.

" શાંતીનાથ છે કે નહીં ? " કુમારે પૂછ્યું.

" નહીં ! તેઓ બંને સાથેજ બહાર ગયા છે ? "

" કયાં ગયાં છે ? "

" તે કંઈ તેઓ કહી ગયા નથી ! " એટલામાં તેમને કરેલા અપમાનના વચનો કુમારને યાદ આવતાં તેમના જતા રહેવાનું કારણ તે સમજી ગયો, અને પોતે કરેલી ભૂલ માટે મનમાં પસ્તાવો કરવા લાગ્યો.

આ તરફ બલદેવની ઇશારતથી દેવીસીંહ તો પેલી ડોસીની પાછળ જતો આપણે જોયો છે. જંગલમાં ઝાડોની ઓથે સંતાઇને તે તેણીની પાછળ ચાલ્યો જતો હતો. છાવણીથી થોડેક દૂર સુધી તો ડોસીએ ધીમે ધીમે ચાલવા માંડયું. પોતાની પાછળ કોઇ આવે છે કે કેમ, તે જાણવા તેણીએ કદી પણ પાછળ ફરી જોયું નહીં. આ ઉપરથી એમ ખાત્રી થાય છે કે તે બધી વાતે બેદરકાર હતી, અને કોઇનાથી તે ડરતી નહોતી. આમ છેક રાત સુધી ડોસી તો એક શ્વાસે કોઈ પણ સ્થળે થાક ખાવાને જરા પણ ઉભી રહેવા વિના ચાલી જતી હતી. દેવીસીંહે પણ તેણીનો પીછો મુકયો નહીં.

કંઇક રાત પડતાં તેઓ એક ન્હાના સરખા ડુંગર આગળ આવી પહોંચ્યા, તે તળેટીમાં થોડેક ચાલ્યા પછી બે પહાડોની વચ્ચેની ઊંચી ખીણમાં ડોસી દાખલ થઇ. દેવીસીંહ પણ તેની પાછળજ ગયો. બન્ને તરફના પહાડ હવે વધું ઊંચા થતા જતા હતા. આ ખીણમાં થોડેક ગયા પછી ડોસી તો પહાડની અંદરની એક ગુફામાં દાખલ થઇ. આ ગુફાનું મુખ બહુંજ ન્હાનું હતું, ફક્ત એકજ માણસ તેની અંદર પોતાનું શરીર સંકોચીને જઇ શકે તેટલો માર્ગ હતો. દેવસીંહે જાણ્યું કે એજ એ ડોસીનું રહેવાનું ઘર હશે, એમ ધારી રાત પડી ગયેલી હોવાથી અજાણ્યા સ્થાનમાં અંદર જવું યોગ્ય ન ધારી પાસેના એક ઝાડ તળે બેઠો, રાત્રીએ કદાચ તે ડોસી ત્યાંથી નીકળીને બહાર જતી ન રહે તે માટે આખી રાત જાગતોજ ત્યાં બેસી રહ્યો, પણ તે કાંઇ તેમાંથી નીકળીજ નહીં, જેમતેમ કરતાં સવાર પડી, એટલે દેવીસીંહ પણ ઉઠીને હીમ્મતથી તે ગુફામાં ઘુસ્યો. જેમજેમ અંદર જતો ગયો તેમ તેમ તે ગુફા વધુ અને વધું અંધારી થવા લાગી. સંભાળીને બન્ને બાજુએ હાથ ટેકવી દેવીસીંહ ચાલતો હોવાથી બન્ને તરફ ભીંત ચણેલી જણાઇ; જે પરથી તેણે અનુમાન કીધું કે તે ગુફા એક સુરંગ સરખી હોવી જોઇએ. તેની અંદર કોઇ સ્થળે રહેવા માટે ઓરડા સરખી કોઇ જગ્યા જણાઇ નહીં. આ સુરંગમાં લગભગ બે એક ગાઉ જેટલો અંતર ચાલ્યા પછી સામે તારા સરખો ચમકતો પ્રકાશ જણાયો, અને જેમજેમ તે આગળ ચાલતો ગયો તેમતેમ આ પ્રકાશ વધુ અને વધુ જણાવા લાગ્યો, અને આખરે તે સુરંગના દરવાજા સમીપ આવી પહોંચ્યો. દેવીસીંહ બહાર નીકળ્યો તો તેણે પોતાને એક ન્હાની સરખી પહાડી નદીના કીનારાપર પહોંચેલો દીઠો. કીનારે ઉભા રહીને આસ

પાસ નજર ફેરવી જોતાં ચારે તરફ બીચ જંગલ જણાયું. પોતે ક્યાં આવી પહોંચ્યો હતો, અને છાવણીમાં જવાનો કયો માર્ગ હતો તે કંઇ તેને સુઝયું નહીં, આ વખતે દહાડો પણ એક પહોર કરતાં કંઇક વધુ પસાર થઇ ગયો હતો તેથી દેવીસિંહ વિચારમાં પડયો. તે પોતાના મનની સાથે ગડમથલ કરવા લાગ્યો કે, વાહરે વાહ ! આ બુઢ્ઢિ ડોસીએ મને બનાવવામાં કાંઇ પણ બાકી રાખી નથી ! તો તે મને મારા માથાની મળી ! મારી આખી જીંદગીમાં મને ભમાવનાર આ ઘરડી શીવાય હજી સુધી બીજુ કોઇ મળ્યું નથી. આ રસ્તેથી નિકળીને તે કોણ જાણે કયાંય ચાલી ગઇ હશે!' આવી રીતે તેમનામાં કયાં સુધી વીચાર કરતો કરતો ત્યાં તે ઘણીવાર સુધી ઉભો રહયો, અને અંતે થાકીને બીજો કંઇ ઉપાય ન સુઝતાં તે સુરંગને માર્ગેજથી પાછા ફરવાની તેને જરૂર પડી. કેમકે, બહારનાં જંગલને માર્ગે છાવણીમાં પહોંચવાના રસ્તાથી તે બીનમાહીતગાર હોવાથી કદાચ ભુલો પડી જાય તો વધુ ભટકવું રઝળવું પડે તેમ હતું.

આ સમે દેવીસીંહને એમ લાગ્યું કે રાત્રોએજ તે બુઢીની પાછળ પોતે ગયો હોત તો સારૂં હતું ! આખી રાતના ઉજાગરાથી તેમજ આમથી તેમ ભટકવા રઝળવાથી બહુ કંટાળીને તે બહુ ખીજવાઈ ગયો હતો. અને તે ફરીને અંધારામાં ઠોકર ખાતો તે ગુફા વટાળી સાંજ પડતા સુધીમાં તે છાવણીમાં આવી પહોચ્યો. બીજા કોઇની સાથે કંઇ પણ વાતચીત કર્યા વગર તે સીધો વીરસીંહના તંબુમાં ગયો, તો વીરસીંહને ફતેહસીંગ સાથે વાતચીત કરતો બેહલો જોયો. બીજા કેટલાએક અમલદારો પણ આસપાસ બેઠા બેઠા તેમની વાતો સાંભળી રહયા હતાં, તંબુમાં દેવીસીહને આવતો જોતાજ ફતેહસીંહની

ઈસારતથી સઘળા અમલદારો તંબુ છોડી બહાર ચાલી ગયા, તે બધાને બહાર ચાલી ગયેલા જોઈને વીરસીંહ કુમારે અધીરાઇમાં આવીને દેવીસીંહને પુછયું કે, કેમ દેવીસીંહ તે ડોસીના " સમાચાર લાવ્યો ?" " દેવીસીંહે નીરાશા તેમજ ગુસ્સાથી જવાબ આપ્યો કે, એ ડોસી સજ્જડ થાપ આપી કયાંય નિકળી ગઇ ! "

" કુમારે સહજ હસીને તે વાત જાણવાની ઇન્તીજારીથી દેવીસીંહને પુછયું કે, શું થાપ વળી ? ' જેના જવાબમાં દેવીસીંહે પોતાને જે જે દુઃખ અને કષ્ટ વેઠવું પડયું હતું તે સવીસ્તર સમજાવીને જણાવી. તે સાંભળીને કુમાર બહુ ઉદાસ થયો. સઘળી બીના જણાવ્યા પછી બળદેવસીંહ અને શાંતીનાથને ત્યાં ન જોતાં તેણે ફતેહસીંહને તેમને માટે પુછતાં તેણે જણાવ્યું કે, એ બધાને તે ચુડેલના જ પ્રતાપ તેણીના આ વચનોથી કુમાર બહુ દુઃખી થઇ ગયા હતા, તેવી દશામાં કુમારથી બલદેવશીંહ અને શાંતીનાથને માટે બધાઓને વાતમાં ને વાતમાં એમ કહેવાઇ ગયું કે, આજ કાલ તમારા બહુરૂપી ખેલ ઉપર પાણી ફરી ગયું છે ! આથી માઠું લાગવાથી જોશીજીને સાથે લઇ બલદેવીસીંહ કોણ જાણે કયાં ચાલ્યા ગયા છે, તે હજી સુધી પાછા ફર્યાં નથી. "

" ગુરૂજી ! આટલા બધા ગુસ્સે થઇને ગયા છે ત્યારે આ ફેરો ફોગટ નહીં જાય ! તેઓ ખચિત્ત કાંઇ મહાભારત કામ કરીનેજ આવશે ! "

" જોઇએ છીએ, શું થાય છે, અને બને છે તે ! ' કુમાર બોલ્યો. કુમારનું બોલવું પુરૂં થતાંજ બલદેવસીંહ અને જોશીજી ઉતાવળા પગલાથી તંબુમાં દાખલ થયા. આ વખતે તેમના ચ્હેરા ઉપર ખુશાલી ઝલકી રહી હતી, જે ઉપરથી સર્વેએ એમજ જાણ્યું કે, તેઓ કોઇ

મહાભારત કામ કરી આવ્યા હશેજ; એટલે કુમારે ઇંતેજારીથી તેઓને પુછવા લાગ્યો કે, કેમ ભાઇઓ! શી ખબર લાવ્યા છો?"

"પણ શું તે કંઇ જણાવશો કે આમ મનમાંજ મલાકાયા કરશો!" કુમારે મુખ મલકાવીને કહ્યું.

"સાંભળીને આપ શું કરશો?" બલદેવે ભાર દઇને જણાવ્યું.

"તે અમારે સાંભળવા યોગ્ય નથી?" કુમારે પૂછ્યું.

"શા માટે નહીં, પણ તે હાલ જણાવીશું નહી!" બલદેવે ભાર દઇને જણાવ્યું.

"શા માટે?" કુમારની આતુરતા વધી.

"ગુરૂજી! કુમારને નહીં કહો, પણ મને તો કહેશો કે નહી?" દેવીસીંહે પૂછ્યું.

"શું તેં ગુરૂજી કહીને બોલાવ્યો તે માટે તને કહું કેમ?" બલદેવસીંહ હસ્યો. કુલીન કંઇ બોલવા જતો હતો. એટલામાં ચોપદારે આવી અરજ કરી કે, "મહારાજ રાજા ચતુરસીંહના દીવાન બહાર આવેલ છે તે આપની હજુરમાં આવવાની આજ્ઞા માગે છે!" આ સાંભળી કુલીને પહેલાં બલ તરફ જોઇ પછી તેને એકલાનેજ તેડી લાવવાની ચોપદારને આજ્ઞા કરી. ચતુરસીંહના દીવાને તંબુમાં આવીને કુલીનને નમન કીધા બાદ પોતાની સાથે આણેલું કેટલુંક કિંમતી ઝવેરાત ભેટ કીધું કુલીને તેના આવવાનું કારણ પૂછતાં તેણે હાથ જોડી જણાવ્યું કે, "મહારાજ! આ નજરાણું મહારાજા ચતુરસીંહ તરફથી સેવક લાવ્યો છે! ઇશ્વરની દયાએ અને આપની કૃપાએ અમારા મહારાજ કેદખાનેથી મુક્ત થયા છે. આજે નગરમાં પધારતાંજ તેમણે જાહેર દરબાર ભરીને એવી આણ ફેરવી છે કે, આજથી તેમણે આપ મહારાજની

તાબેદારી કબુલ કીધી છે. આથી મહારાજ ચતુરસીંહના જેટલા શેવકો અને અધ્યારો છે તેમણે સઘળાઓએ આપનેજ પોતાના શીરછત્ર માનવા! આ પછી દરબારમાંજ તેમણે પોતાને હસ્તેજ લખેલો આ પત્ર અને આ ભેટ આપના ચરણમાં ધરવાને સેવકને ફરમાવ્યું છે. આશા છે કે આ નજીવી ભેટ આપ કબુલ કરવાની કૃપા કરશો!" આટલું કહી કુમારની આજ્ઞાની રાહ જોતો તે બે હાથ જોડી ઉભો રહ્યો. કુમારે આ સાંભળી મુખ મલકાવી ઝવેરાતના થાળોને પોતાનો હાથ લગાડી તે બલદેવને સોંપ્યા, અને દીવાનના હાથમાંથી ચતુરસીંહનો પત્ર લઇ તેને એક આસને બેસવાની હાથથી ઇશારત કરી. આ સમયે કેટલીક રાત વીતી ગઇ હતી, તો પણ કુમારે પોતાની ખાસ દરબાર ભરી, અને ભર દરબારમાં રાજા બલદેવસીંહનો પત્ર મ્હોટેથી વાંચી સંભળાવવાને બલદેવસીંહને આજ્ઞા કરી, જે મુજબ બલદેવસીંહ તે પત્ર વાંચી સંભળાવ્યો. કુમારને મ્હોટા ઉપનામો આપીને ઘણીજ નમ્રતાથી પત્રની શરૂઆત કીધા પછી તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"ગુફાના આપના કેદખાનામાંથી અમે કોઇ એવા કારણને લીધે મુક્ત થયા છીયે કે જેમ આપની કૃપા વીના બનતું અશક્યજ છે! આપે તો અમને કેદ કીધા હતા, પણ આપની દયાથી અમે કેવી રીતે છુટયાં, એ વિષે આપ જરૂર વિચારમાં પડશો, પણ હાલ તેવો વિચાર મનમાં લાવશોજ નહીં કેમકે, અમુક કારણોને લીધે અમે કેવી રીતે કેદખાનામાંથી મુક્ત થયા તે અમે હાલ આપને જણાવી શકતા નથી. તેમજ આપની સમક્ષ હાજર પણ થઇ શકીએ તેમ નથી; પણ જ્યારે અવસર આવશે, અને અમે કેવી રીતે છુટયા એ આપના જાણવામાં આવશે ત્યારે આપની ખાત્રી થશે કે અમે જે કંઇ લખ્યું છે તે

સઘળું સત્ય છે. અમે ફરીથી જણાવીએ છીએ કે આપનીજ મહેર-બાનીથી અમે બંધીખાનેથી છુટયા છીએ, અને હવે આશા રાખીએ છીએ કે અમારી સઘળી ભૂલો ક્ષમા કરી, આ અલ્પ ભેટ આપ સ્વિકારશો ! આજથી અમારા કોઇ પણ બહુરૂપીઓ અથવા સેવક આપની વિરૂદ્ધ કંઇ પણ કાર્ય કરશે નહીં. "

આપનો ચતુરસીંહ.

આ પત્ર સાંભળી સઘળાઓને આનંદ થયો. તરતજ કુલીને સા-પાઇઓના પોહોરામાં કેદ પડેલા ગુરૂનાથ બહુરૂપીને છુટો કીધો અને એક સુંદર પોશાક ભેટ આપી તેને ચતુરસીંહના દીવાનને સોંપ્યો. બે દીવસ સુધી દીવાનને પોતાના મહેમાન તરીકે રહેવાનું ફરમાવી, અને તેની યોગ્ય બરદાસ્ત કરવાનું કામ ફત્તેહસીંહને સોંપી કુલીને દરખાસ્ત કરી. આ સમયે જો કે મધ્યરાત્રી વીતી ગઇ હતી છતાં કુલીન આ સઘળા ઓચીંતા બનેલા બનાવો સબંધી પોતાના ત્રણે બહુરૂપીઓ સાથે વાતે વળગ્યો. એકાંત થતાં તે ગંભીર અવાજે બોલ્યો કે " ભાઇઓ ડોકરીની વાત તો સત્ય ઠરી ! "

" ખરેખર ! પણ રાજા ચતુરના પત્ર ઉપરથી તો કંઇ જુદોજ સાર સમજાય છે ! " બન્ને જણાવ્યું.

" આ સમય બહુ લાંબો વિચાર કરીને સંભાળથી કામ લેવાનો છે ! ચતુરસીંહ ગમે તેવી સત્યતા બતાવે તોપણ એક દુશ્મનનો કદી પણ વિશ્વાસ કરવો ન જોઇએ ! પોતાની મેળે આવીને નમેલો દુશ્મન કદી દગો દીધા વગર રહેજ નહી ! " શાંતીનાથે જણાવ્યું.

" પણ તે જાણવાનું કામ આપ જોશીરાજનું છે ! ચતુરસીંહે આ પત્ર ખરાં અંતઃકરણથી લખ્યો છે કે કેમ તે આપ જરા વિચાર

કરી જુઓ.” અમે કહ્યું. શાંતીનાથે પોતાના શ્વાસની ગતી તપાસી વિચાર કરીને કહ્યું કે “ આ પત્ર તો તેણે સ્વચ્છ અંતઃકરણેજ લખ્યો છે, પણ તેનું અંતઃકરણ આગળ જતાં પણ તેવુંજ સ્વચ્છ રહે તેનો મને ભરોસો નથી ! ”

“ ખરેખર, આજ કાલ એવા અવનવા બનાવો બને છે કે કંઇ સમજાતું નથી ! જુઓ, આ પત્ર પણ જોશીજીના જણાવવા મુજબ જો રાજા ચતુરસીંહે ખરા અંતઃકરણથી લખ્યો હોય તો પોતે કેવી રીતે કેદખાનામાંથી છુટયો તે તેણે કેમ આમ ભેદમાં જણાવ્યું છે ! શા માટે તે વિષે તેણે કંઈ ખુલાસો કીધો નથી ? ” ચતુરે શંકા બતાવી.

“ એમ કરવાનું કાંઇ બીજું કારણ હશે ! ” શાંતીનાથે ગંભીર વિચારમાં પડીને જણાવ્યું.

“ જોશીજી, રમલની ગણત્રી કરીને તમે નહીં કહી શકશો કે તે કેવી રીતે છુટયો ! ” કુલીને પૂછ્યું.

“ નહીં કુમાર ! તલેસમની બાબતમાં રમલની શક્તિ લેશ પણ ચાલતી નથી ! ચતુરસીંહને જે ગુફામાં કેદ કીધો હતો તે પણ તલેસમ હોવાથી એ બાબતમાં મારી વિદ્યા કંઈ ઉપયોગની નથી ! ”

“ આ સઘળા ઉપદ્રવનું પરીણામ શું આવશે તે કંઇ અટકળી શકાતું નથી ! ” કુલીન બોલ્યો.

“ પેલી ડાકણ ડોકરી પણ બહુરૂપીનો ખેલ ભજવવામાં બહુ પ્રવીણ હોય એમ જણાય છે ! ” દેવસીંહે જણાવ્યું.

“ નહીં, નહીં, મારી ગણત્રી મુજબ તો બહુરૂપીનું નામ સરખું પણ તેણી તો જાણતી નથી ! ” શાંતીનાથે જણાવ્યું, અને બીજી કેટલીક વાતચીત કરી તેઓ મોડી રાતે નિદ્રાવશ થયા. આખી રાતના

થાકેલા હોવાથી તે દીને તેમણે કંઇ કામ કીધું નહીં. સાંજ પડતાં કુમાર પોતાના ત્રણે બહુરૂપી સહીત જંગલની સહેલ કરવા નીકળ્યો. વાતો કરતા તેઓ ધીમે ધીમે લગભગ એકાદ ગાઉ દૂર નીકળી ગયા. એટલામાં રસ્તાની બાજુએ આવેલા એક સુકાં ઉંચા ઝાડનાં થડ ઉપર ચોંટાડેલા એક મ્હોટા કાગળ ઉપર બધાની નજર પડતાં તે બોલી ઉઠ્યો—"પેલા ઝાડનાં થડ ઉપર પેલો કાગળ કેવો ચોંટાડયો છે! એનાપર કંઇ લખેલું હોય એમ લાગે છે!" સઘળાઓની નજર તે તરફ ખેંચાઇ અને તેઓ તે ઝાડ પાસે ગયા, એટલે દેવસીંહ તે કાગળમાં લખેલું વાંચવા માંડયું. તેમાં નીચે મુજબ લખેલું હતું:—

"કેમ? હવે તો તમે જાણ્યું કે નહીં, કે હું કેવી ભારી બલા છું? કુમાર! તમને વીનવી વીનવીને કહ્યું કે, મારી સાથે લગ્ન કરો તો જોતજોતામાં તલેસમ તોડીને તમે કુંવરીને મેળવી શકશો. એવો ઉપાય હું તમને બતાવું, પણ આખરે તમે તમારો હઠ છોડયો નહીં, ને મારી વાત માની નહીં, એટલે મને પણ ગુસ્સો નહીં આવે શું? મેં રાજા ચતુરસીંહને તમારા કેદખાનામાંથી છોડગ્યો છે! કેમ, હજી તમારી શી મરજી છે? મારી સાથે લગન કરવાં છે કે નહીં? જો હજી કબુલ થતા હો તો જવાબ લખીને આ ઝાડ ઉપરજ ચોંટાડી દેજો તો ઘડીના છઠ્ઠા ભાગમાં લગનનાં સુંદર વસ્ત્રાભુષણ સજી બની ઠનીને હું હસતી રમતી તમારી પાસે આનંદભેર દોડી આવું. પણ જો તમારી હઠીલાઇ હજી પણ ન મુકી હોય તો તેવું જણાવજો કે પછી મને, પણ આગળ કામ લેવાની સુઝ પડે. હવે તો જો હું રૂઠી તો કુંવરી અને બધાના પ્રાણ લઇ મારૂં કાળજું ઠંડુ કરીશ. મને કંઇ તલેસમમાં જતા વાર લાગવાની નથી. અહો! એ તો જાણે મારૂં ઘરબાર!

જુવો કુમાર! માનો! વિચાર કરો! તમોપર હું જે ભલાઈ કરવા માંગુ છું તે તરફ તેમજ મારી યુવાની તરફ કંઇ નજર દોડાવો, નહીતો પાછળથી પસ્તાવામાં પડશો. એટલું તો ખાત્રીથી માનજો કે તમારા ચાલાક બહુરૂપીઓની હોંશીયારી મારી આગળ લેશ પણ ચાલનાર નથી. દેવસીંહ તે દહાડે મારી પાછળ આવીને શું ખાટી ગયો? શાણા કુમાર! ફરીથી વીનવીને કહું છું કે માનો, હઠ ન કરો, મને હાથે કરીને ન ચીઢવો, લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોડું ધોવા ન જાઓ! એક મિત્રને દુશ્મન ન બનાવો! રાજા ચતુરસીંહ પણ મારી આજ્ઞાથીજ તમારો મિત્ર થયો છે, માટે હજી પણ સમજી જાઓ."

તમને પરણવાને ઉત્સુક થયેલી **ચંદ્રમુખી.**

કાગળની નીચે 'ચંદ્રમુખી' નામ વાંચતાં સઘળાઓ ખડખડ હસી પડ્યા, ને દેવીસીંહ બોલી ઉઠ્યો કે, "વાહ! આ ડાકણીએ પોતાનું નામ કેવું સુંદર રાખ્યું છે! ડોકરીના મુખમાં એક દાંત તો નથી ને નામ ચંદ્રમુખી!"

"જોયું જોશીરાજ! હવે શો વિચાર!" બન્નેએ પૂછ્યું. શાંતીનાથે પોતાનો શ્વાસ તપાસી વીચાર કરીને કહ્યું કે, "ગમે તેમ લખે પણ આ ડાકણીની ધમકી માટે આપણે લેશ પણ ચીંતા કરવાની જરૂર નથી! એ ચુડેલ કુમારને જરા પણ નુકશાન કરી શકે તેમ નથી!"

"એ તો ખરૂંછે જોશીરાજ! પરંતુ આ ડાકણી તો જે બોલે છે તે કરી બતાવે છે!" કુમારે ઉદાસી ભરે અવાજે જણાવ્યું, અને તેઓ વાતચીત કરતા આગળ ચાલ્યા. માર્ગમાં પેલા કાગળ સરખા ઘણા કાગળો જુદા જુદા ઝાડોપર ચોટાડેલા જણાયા, જેમાં પણ ઉપરની મનલુબનુંજ લખેલું હતું. જોશી શાંતીનાથે હીંમત આપવા છતાં

પણ કુમારને હૈડે ધીરજ આવી નહીં. નિરાશાએ તેના હૃદયમાં ઘર કર્યું. કેટલીક વાર સુધી આમ જંગલમાં ફર્યા પછી સંધ્યાકાળ વહી જવાથી તેઓ છાવણી તરફ પાછા વળ્યા, ને કુલીનના તંબુમાં વીચાર કરવાને બેઠા. થોડી વાર સુંદરી સુરજમુખી સંબંધી વાતચીતમાં ગાળ્યા પછી એક પ્રહર રાત વીતતાં બલે કહ્યું કે, "હવે અમે ફરવા જઇએ છીએ! કદાચ વળી કંઈ નવી હકીકત જાણવામાં આવી જાય તો કંઇ કહેવાય નહી!" કુમારે આજ્ઞા આપવાથી તેઓ ત્રણે વીદાય થયા, એટલે પછી કુમાર પણ સહેજ ભોજન કરી શય્યાપર પડયો. કુંવરીની થઈ પડેલી નિરાધાર હાલત; વનકન્યાનો સ્નેહ અને ડોકરી ચંદ્રમુખીએ ઉભી કરેલી મુશ્કેલીના વિચારોએ તેના ચીત્તમાં તોફાન મચાવી મુકયું, આમ વિચારમાં મધ્યરાત્રી વીતી ગઇ, એટલામાં તંબુમાં કોઇના પગલાંનો અવાંજ સંભળાતાં તેણે દરવાજા તરફ નજર કરી તો બલદેવને પ્રવેશ કરતો જોઇ શય્યાપર બેઠા થઇ તેણે આતુરતાથી પૂછ્યું–"કેમ ભાઇ, કંઈ નવા સમાચાર?"

"હા, એક ઘણીજ કિંમતી વસ્તુ આપને માટે ભેટ લાવ્યો છું!" બલદેવે જણાવ્યું "તંબુની બહાર પધારો તો બતાવું!"

"ચાલો!" આમ કહેતાં કુમાર આતુરતાથી બીછાના પરથી નીચે ઉતર્યો, અને તે બને જણ તંબુની બહાર આવ્યા, તો જોયું કે ત્યાંથી થોડેક છેટેના છાવણીની અંદરના ભાગમાં મસાલોનું અજવાળું થઇ રહ્યું છે, અને ઘણા માણસો ટોળે મળી કાંઈ જોતા ઉભા હતા, જે જોઈ કુમારે પુછ્યું કે, "ભાઇ, પેલી ગીરદી શા માટે થઇ છે?"

"ચાલો જુઓ તો ખરા! કેવી આનંદ અને આશ્ચર્યથી પમાડનારી વસ્તુ ત્યાંજ છે?" બલે જવાબ આપ્યો. તેઓ ત્યાં જઇ પહોં-

ચનાં સીપાઇઓનું ટોળું બાજુએ હટી ગયું, એટલે લોહીથી ખરડાયલી ફુરની લાશ જમીનપર પડેલી કુમારે દીઠી. તેની છાતીમાં એક બાજુએ ખંજર ભોંકાયલું હજી જણાતું હતું. એટલે કુમારે બલદેવ તરફ ફરી કહ્યુ કે, " ભાઈ, આખરે તેં ફુરના પ્રાણુજ લીધા?"

"કુમાર! અમે બહુરૂપી કદી આવી રીતે કોઇને પણ મારીએ છીએ?" બલે સામો જવાબ દીધો.

"ત્યારે એને કોણે માર્યો? આ લાશ ક્યાંથી મળી?"

"કુમાર ફરતા ફરતા અમે આ ખંડીયેરની પાછળના ભાગ તરફ ગયા તો દૂર ત્રણ ચાર માણસો ઉભેલા જોઇ તેઓ કોણ છે તે જાણવા અમે તેમની તરફ ગયા પણ અમને જોઇ તેઓ નહાસી ગયા. જે સ્થળે તેઓ ઉભા હતા ત્યાં અમે ગયા તો ફુરની લાશ પડેલી હતી, એટલે દેવીસીંહને મોકલી છાવણીમાંથી ડોલી મંગાવી તેમાં જેમ પડી હતી તેવીજ હાલતમાં ઉપાડી લાવ્યા.

"વારૂ એની છાતીમાંથી ખંજર તો કહાડી જુઓ!" બલદેવે તરતજ ખંજર ખેંચી કહાડ્યું, અને તે લોહીથી ખરડાયલું હોવાથી તેને પાણીથી ધોઇ કુમારને આપ્યું. મસાલોના પ્રકાશમાં કુમારે ખંજર હાથમાં લઈ તેની મુંડપર નજર કરી તો તેપર કાંઇ કોતરેલું જણાયું, જે જોતાં તેના પર ચપળાનું નામ ઝીણા અક્ષરે કોતરેલું હતું, એટલે તે બોલી ઉઠયો–" આની મુઠ પર તો ચપળાનું નામ છે!" અજાયબ થઇ ચતુરે તે ખંજર પોતાના હાથમાં લઇ બરોબર તપાસી જોયું, અને વીમાસણમાં પડી કહ્યું " ત્યારે શું ફુરને ચંપાએજ માર્યો! ખંડીયેરની બહાર એ ક્યાંથી આવી?"

"ચંપા બીચારાં તો કુંવરી સાથે ભડકપર અંધકારમાં અથડાતાં હશે !" દેવીસીંહ બોલ્યો,

"તો તેણી પાશેથી આ ખંજર કોણ લાવ્યું હશે ?" કુમાર વીમાસણમાં પડ્યો.

"વળી આ સાથે નવાઇ જેવું એ છે કે, ક્રુર ખંડીયેરની પાછળ કયાંથી આવ્યો હશે ? એ તો રાજા ચતુરસીંહની સાથે હતો !" ભલે શંકા બતાવી.

"અને વળી ચતુરસીંહનો દીવાન તો આપણી પાસે આવીને ડહાપણથી જણાવે છે કે, ચતુરસીંહ હવે આપણી સાથે દગો નહીં રમે, જો શું ? હજી તો દીવાન આપણી છાવણીમાં પરોણાગત ચાખે છે એટલામાંજ આપણે ઉંધું જોઇએ છીએ !" દેવીસીંહે ઉમેર્યું.

"કોઇને મોકલીને ચતુરના દીવાનને અત્રે તેડી મંગાવો !" કુમાર વિચારમાં પડી આજ્ઞા કરી, જે બજાવવાને દેવીસીંહે ફતેહસીંહના તંબુમાં જઇને નિંદ્રાવશ પડેલા દીવાનને જગાડી કુમારનો સંદેશો કહ્યો, એટલે ગભરાટમાં પડી હાંફલોફાંફલો તે કુમાર પાસે આવ્યો, અને ત્યાં ક્રુરની લાશ જોઇ બોલી ઉઠ્યો કે, "બસ, આ હરામખોરને તેના કીધેલા કર્તુકની યોગ્ય સજા થઇ ! પણ તેના સાથીઓ તાજીમ અને હૈદર પણ આજ ગતીએ પહોંચ્યા હોત તો અંતઃકરણમાં શીતળતા વળત !"

"ત્યારે શું ક્રુર રાજા ચતુરસીંહની દરબારમાં નહોતો ?" કુમારે પૂછ્યું.

"નહીં ! મહારાજ ! જે દીને રાજાજી આપની ગુફામાંથી છુટીને નગરમાં પધાર્યાં, અને તેમણે ઢંઢેરો ફેરવ્યો કે, અમારે ત્યાંના કોઇ પણ

માણસે આપની તરફ દ્વેષભાવ રાખતોજ નહીં, તેજ સમયે આ ક્રુર પોતાના કુટુંબ કમીલા અને હેદર અને તાજુમ બહુરૂપીઓ સહીત ક્યાંક નહાસી ગયા છે. મહારાજને તેના નહાસી જવાની ખબર મળતાં તેને પકડવા માટે બહુ શોધ કરાવી હતી, પણ કશો પત્તો લાગ્યોજ નહોતો!" દીવાને જવાબ આપ્યો. પછી ક્રુરની લાશને ઠેકાણે પાડવા વિષે બદોબસ્ત કરવાની ફતેહસીંહને આજ્ઞા કરી, તેમજ ચતુરસીંહના દીવાનને તેને ઉતારે વીદાય કરી કુમાર પોતાના તંબુમાં પાછો ફર્યો. અને બળદેવ તેમજ દેવીસીંહ પણ તેની આજ્ઞા લઇ નિંદ્રા લેવાને પોતપોતાના તંબુમાં ગયા.







# પ્રકરણ ૧૬

## તીલેસ્મી ખજાનો-કુમાર ક્યાં છે?

પ્રભાત થતાં ભોજન વગેરે કરીને કુમારે પોતાના ત્રણે અનુ-ચરોને પોતાના તંબુમાં બોલાવ્યા. બલ અને શાંતીનાથ આવ્યા. પણ દેવીસીંહ ન આવવાથી કુમાર તેને વિષે પુછતાં બળે જણાવ્યું. "જે સ્થળેથી ક્રુરની લાશ મળી આવી હતી ત્યાં વધુ બાતમી મળે એવી કંઇ બીજી વસ્તુ મળી આવે તેની શોધમાં દેવીસીંહને મોકલ્યો છે!"

"કેમ શાંતીનાથ! તમે રાત્રીના બનાવ માટે શું ધારો છો? ચંપા તો તલેસમમાં ફસાઇ છે છતાં તેણીનું ખંજર બહાર ક્યાંથી આવ્યું હશે?" કુમારે પૂછ્યું.

"એમાં આપણી વિદ્યા કંઇ ચાલતી નથી!" શાંતીનાથે ગંભીર અવાજે જણાવ્યું—"એ બીના અજાયબી ભરીજ છે!" આમ વાત-ચીત ચાલતી હતી એટલામાં દેવીસીંહ પણ આવી પહોંચ્યો, જેને જોતાં બળે પુછ્યું કે "કેમ કંઈ વધુ ભાળ મળી?"

"કંઈ નહીં! જે સ્થળે રાતે ક્રુર પડ્યો હતો ત્યાંની જમીન લોહીથી ખરડાયલી છે, તે શીવાય ત્યાં બીજી કશી નીશાની નથી! અરે! એને મારનારા કઇ તરફ ગયા તે જાણવાને ત્યાં માણસનાં પગલાં પણ જણાતાં નથી કે જેને આધારે તેમનો કંઇ પતો મેળવી શકીએ!"

"ચાલો, કંઇ નહીં !" કુલીને બેદરકારીથી જણાવ્યું અને કહ્યું કે "ભાઇઓ ! હવે આજે આપણે તલેસમનું કામ આગળ ચલાવીએ !" બહુરૂપીયો તો તૈયારજ હતા, એટલે કુમાર પોશાક પહેરી સજ થતાં તેઓ ચારે જણુ તીલસ્મી પુસ્તક અને ભોંયરાઓ, વગેરેની ચાવીઓ લઇ ખંડીયેરમાં ગયા. ચબુતરાપર સુતેલા માણુસવાળા મેદાનમાં જઇ પોતાની પાસેની કુંચીથી ભોંયરાનો દરવાજો ઉઘાડી તેમાં ઉતરી તેઓ બાગમાં પહોંચ્યા. જ્યાં થોડીક જમીન ખોદીને વખત થઈ જવાથી તેઓ ખંડીયેરની બહાર નીકળી આવ્યા હતા. આજે તેમણે જમીન ખોદવાનું કામ પાછું ચાલુ કીધું. આઠ નવેક હાથ જમીન ખોદતાં જમીનની અંદર એક પેટી જણાઇ, જેનું ઉપરનું ઢાંકણું બંધ હતું. જેની કળની ઉપર ત્રાંબાનું એક ન્હાનું પતરૂં ઢાંકયું હતું. તે પેટી બહાર કહાડવાની કુલીને બહુ તજવીજ કરી, પણુ તે બહાર કહાડી શકાઇજ નહીં. જેમ જેમ તેના ઉપરની માટી તેઓ ખસેડતા ગયા. તેમ તેમ તે પેટી બહાર નીકળવાનું કામ મુસ્કેલ જણાયાથી તેઓએ હવે શું કરવું તેના વિચારમાં પડયા.

"કેમ ભાઇઓ ! હવે શું કરીશું ? આ પેટી આપણુ બહાર કાઢી શકીએ તેમ નથી !" કુમારે જણાવ્યું.

"તીલસ્મી પુસ્તકમાં તો જુવો કુમાર ! એમાં એનો ભેદ હશે ખરો !" બળે સુચના કરી, એટલે કુલીને પુસ્તક ઉઘાડી વાંચવા માંડયું. વાંચતાં વાંચતાં તે બોલી ઉઠયો કે, "ભેદ મળ્યો ! ધ્યાન દઈ સાંભળજો !" આમ કહી તેણે પુસ્તકમાંથી નીચે મુજબ વાંચવા માંડયું:-

"કુંચીને એક દોરી બાંધી બાગમાં ઘસડતા ચાલ્યા જશો તો એક સ્થળે તે જમીનમાં ચોંટી જશે. ત્યાંની થોડી જમીન ખોદજો,

એટલે એક પેટી જમીનમાં દાટેલી જણાશે. પેટીનું ઉપરનુ ઢાંકણુ દેખાય એટલે વધુ જમીન ખોદશો નહીં. કેમકે મુળમાં એ પેટી એક દરવાજો છે. બાગના મધ્ય ભાગમાં જે હોજ છે, તેની પાછળથી પૂર્વ દીશા તરફ બરોબર સાત હાથ દુરની જમીન ખોદશો તો જમીનમાંથી એક ન્હાનો ચંદુ નીકળશે. જેમાંથી તેની કુંચી મળી આવશે, તે લાવીને એ પેટી રૂપી ભોંયરાનો દરવાજો ઉઘાડજો. એટલે અંદર ઉતરજો. આ ભોંયરૂં અંદરથી બહુજ અંધકારવાળું હશે, અને તેમાં ધુમાડો ભરેલો હશે, માટે તેમાં દીપક વગેરે કંઇ પણ સળગાવતા નહીં, કેમકે દીપક જોતાંજ એ ધુમાડો બળી ઉઠશે, અને ભારે ઉપદ્રવ મચી રહેશે જેથી તમારી જીંદગી બચશે નહીં, વળી એ ભોંયરામાં ઉતરો ત્યારે મુખ ઉપર કપડું વીંટાળીને ઉતરજો, અને જેમ બને તેમ ઉતાવળેથી જે તરફ માર્ગ જણાય તે તરફ ચાલ્યા જજો એ ભોંયરામાંનો ધુમાડો તમારા શ્વાસમાં પણ જેમ બને તેમ ઓછો જાય એવી સાવચેતી રાખજો. ભોંયરામાં થોડેક દુર ચાલતાં તમે એક ઓરડામાં જઇ પહોંચશો, જેમાં એક જાતનો પ્રકાશ પ્રકાશી રહ્યો હશે, અને તેથી ત્યાંની તમામ વસ્તુઓ જણાતી હશે. આખા ઓરડામાં નીચે જમીનથી તે છેક ઉપર સુધી તારનું સંધારણ કરેલું હશે જેને જેમ બને તેમ ઉતાવળે તલવારથી કાપી નાંખી બહાર નીકળી આવજો."

આટલું વાંચીને કુમારે પુસ્તક બંધ કરી દીધું. અને તેઓ સઘળા ત્યાંથી પેલા બાગની વચ્ચેના હોજ પાસે ગયા. અને સાત હાથ જમીન માપીને ખોદતાં અંદરથી ન્હાનો ચરૂ નીકળ્યો, જેમાંથી ચાવી કહાડી લઇ તેઓએ પેટી જમીનમાં જણાતી પેટીનું ઢાંકણું ઉઘાડયું. એટલે દેવીસીંહ ટકોરમાં બોલ્યો. "ચાલો ભાઇ! હવે મુખપર વીંટાળો

કપડાં ! તલેસમ કંઇ જેવું તેવું નથી ! જીવ સટોસટનું કામ છે ! દીપક પણ સાથે રાખવો નહીં, અને અંધારામાં ઠેંસો ખાતા ચાલો, છતી આંખે બનવું અંધ, અને વળી ચાલવુંએ જલદી કે જેથી ધુમાડાની નાકમાં ન આવે ગંધ, તો થશે કામ સધ, નહીંતો રખડી મરશો બંધ ! એ નથી સહેલ, બાલ બચ્ચાંનો ખેલ ! એ છે તીલેસમ રચનારનો ફેલ !" આ સાંભળતાને વાર કુમારને હસવું આવી ગયું. તરતજ સગળાઓ પોતાનાં મુખ ઉપર કપડાં વીંટાળી ભોંયરામાં ઉતર્યાં, અને ઉતાવળે ચાલતા પેલી ચળકાટ મારતી ઓરડીમાં જઇ પહોંચ્યા. અને જેમ બને તેમ જલદીથી તેમાંના એક બીજા સાથે જોડેલા તારને તલવારથી કાપી કટકા કરીને ભોંયરાની બહાર નીકળી આવ્યા. તેમણે પોતાનાં મુખ કપડામાં ઢાંકયાં હતાં તોપણ તેમના શ્વાસમાં ભોંયરામાંનો થોડોક ધુમાડો ગયલોજ હતો, જેની અસરથી તેમના જીવ બહુ ગભરાઇ ગયા હતા, અને ભોંયરાની બહાર નીકળીને બે કલાક સુધી તેઓ અર્ધ બેશુદ્ધ સરખા પડી રહ્યા. જ્યારે શુદ્ધિમાં આવ્યા ત્યારે બલદેવે શાંતીનાથને પૂછ્યું કે "હવે આપણાથી આગળ કામ ચાલુ કરી શકાય તેટલો સમય છે કે ? હોય તો શું કરશું ?"

"હવે ફક્ત સવા પ્રહર દીન બાકી છે ! એટલા ટુંક સમયમાં આપણે શું કરી શકીશું ? કઈ નહીં । હવે તો છાવણીમાં ચાલો !" શાંતીનાથે કહયું. શાંતીનાથના કહેવાથી તેઓ ભોંયરાઓ, વગેરે વટાવીને તેઓ આવ્યા હતા તેજ માર્ગેથી પાછા ફર્યાં, અને જ્યાં જ્યાં દરવાજા બંધ કરવાના હતા ત્યાં ત્યાં પોતાની પાસેની ચાવીથી બંધ કરતા ગયા, ને પ્રહેલા દીવસની માફકજ સઘળો બંદોબસ્ત કરી તેઓ છાવણીમાં આવી વિશ્રામ લેવાને પોતાના તંબુમાં ગયા. તે

રાતે કંઇ જાણવાજોગ બન્યું નહીં. બીજે દીને વળી તેઓ ચારે જણા તીલસ્મી પુસ્તક તેમજ ખંડીયેરમાંની ચાવીઓ વગેરે લઇને ખંડીયેરમાં ગયા. આગલા દીવસની માફક ભોંયરાઓ અને ઓરડીઓ વટાવી તેઓ બાગમાં પહોંચ્યા. કાળા પથ્થરનાં મંડપમાં બેસીને હવે આગળ શું કરવું, તે માટે કુમાર તીલસ્મી પુસ્તક વાંચવા બેઠા. ત્રણે બહુરૂપીઓ એકચીત્તે સાંભળવા લાગ્યા. આગલે દીવસે કુમારે જ્યાંથી વાંચવાનું બંધ કીધું હતું ત્યાંથી આગળ વાંચવા માંડ્યું અને તે સઘળાઓ એક ચીતેથી સાંભળતા બેઠા.

" જ્યારે તમે ધુમાડાથી ભરેલા ભોંયરામાં ઉતરીને તેની અંદરનો ઝેરી ધુમાડો શ્વાસમાં ન લેતાં તારોવાળા ઓરડામાં જશો તેમાંના સઘળા તારો કાપી નાંખશો કે તે પછી થોડીવારે ભોંયરામાંનો તમામ ધુમાડો જતો રહેશે. કાળા પથ્થરના મંડપમાં સંગેમરમરના સીંહાસન ઉપર આરસની ચોરસ સીલા ઉપર કંઇ કોતરેલા અક્ષરો તો તમારા દીઠામાં આવ્યા હશે, જેનો સ્પર્શ કરતાંજ માણસનાં શરીરમાં ઝણઝણાટી પેદા થાય છે, અને થોડીવારમાં તે બેહોંશ થઇ પડે છે, પણ પેલા તારો કાપી કટકા કરી નાંખતાં તેનો એ ગુણ જતો રહેશે, કેમકે આ ભોંયરૂં નીચેથી છેક પેલા મંડપના નીચલા ભાગ સુધી ગયું છે; અને રસાયણી મેળવણીના ભેગવાળા પેલા ઓરડામાંના તારોનું જોડાણ અંદરથી મંડપમાંના સીંહાસન સાથે કરેલું છે. બીજે દીને ધુંમાડાવાળા ભોંયરામાં જજો. હવે ધુમાડો બીલકુલ જણાશે નહીં, એટલે રોશની માટે મસાલ સળગાવી સાથે રાખજો, તમારે માટે કેટલો અખુટ ખજાનો સંઘરી રાખ્યો છે. તે સઘળો ખજાનો ભોંયરામાંથી બહાર કહાડી લઇ તમને જ્યાં યોગ્ય લાગે ત્યાં રાખજો. પણ જ્યાં સુધી ભોંયરામાંથી

તમામ ખજાનો બહાર કાહાડી લઇ જાઓ નહીં ત્યાં સુધી તલેસમ તોડવાનું બીજું કંઇ પણ કામ હાથ ધરતા નહીં. કાળા પથ્થરવાળા મંડપમાં સીંહાસન ઉપર ગોઠવેલો આરસનો સીલાલેખ પણ લઇ લેજો. મુળ તો તે સીલા લેખ એક કરામતીની ન્હાની પેટી છે, જેની અંદર ઘણીજ અજાયબી ભરેલી એક ઉમદા વસ્તુ છે. એ પેટીની ચાવી પણ તમને આ તલેસમમાંથીજ મળશે."

આટલેથી આગળ વાંચવાનું બંધ કરી કુમારે ઉપલું ફરીથી વાંચી જોયું, અને પછી સઘળાઓ ધુંમાડાવાળા ભોંયરામાં ઉતરવાને તૈયાર થયા. દેવસીંહે પોતાના હાથમાંની મસાલ સળગાવી લીધી, અને સૌથી પહેલાં તેજ ભોંયરામાં ઉતર્યો. ખજાનો જોવાની ઉત્સુકતામાં ઉતરીને તેઓ પેલા તારોના જોડાણવાળા ચળકાટ મારતા ઓરડામાં ગયા. આ સમયે કપાયલા તારના કટકાઓ વીખેરાયલા આમ તેમ પડ્યા હતા. આ ઓરડો ઘણોજ મ્હોટો તેની અંદર સઘળી બાજુએ લોખંડ અને ચાંદી તેમજ સોનાથી ભરેલી સેંકડો મ્હોટી મ્હોટી પેટીઓ પડી હતી. ઓરડાના દરવાજા આગળની દીવાલમાંની એકખુંટીમાં ચાવીઓનો મ્હોટો ઝુમખો પણ ટાંગેલો હતો. આ પેટારાઓ જોતાં તેમના આનંદનો અને અજાયબીનો પારજ રહ્યો નહીં. કુમારે ઇંતેજારીથી ચાવીનો ઝુમખો લઇને પેટારાઓ એક પછી એક ઉઘાડવા માંડ્યા, એક પેટારો ઉઘાડીને જોતાં તેની અંદર હીરાના જડીત આભૂષણ ખીચોખીચ ભરેલાં હતાં, જેના ચળકાટમાં તેમની આંખો અંજાઇ ગઇ. ઘણીવાર સુધી તે પેટીમાંની વસ્તુઓ બહાર કહાડીને બારીકીથી જોયા પછી તે પેટી બંધ કરી કુમારે બીજી પેટી ઉઘાડી, તો તેમાં રત્નજડીત મૂઠોવાળી સુંદર આબદાર તલવારો અને કટારો સંખ્યાબંધ ભરેલી હતી, જેમની જુદી

જુદી જાતની હેરત પમાડનારી નકસીદાર મૂઠો જોઇને તેઓની અજા-યબીનો પાર રહ્યો નહીં. ઘણી વાર સુધી બીજી પેટીમાંનો સામાન જોઇ તે બંધ કરીને કુમારે ત્રીજી ચાંદીની પેટી ઉઘાડી તો તેમાં પા-ણીદાર મ્હોટા મ્હોટા મોતીઓનાજ દાગીનાઓ ભરેલાં હતાં. આમ એક એક વસ્તુ બારીકીથી જોતાં બહુ સમય વહી જવાથી શાંતીનાથે કહ્યું કે, "આપણે એ સઘળી પેટીઓ ઉઘાડીને ક્યારે જોઇ રહીશું! એક એક પેટીમાં કિંમતી વસ્તુઓ ભરી છે, ને પેટીઓ પણ સેંકડો ઉપર છે! માટે કુમાર! આ પેટીઓ ઉઘાડવાનું આટલેથીજ બંધ કરો! જુઓ તીલસ્મી પુસ્તકમાં પણ ફરમાવ્યું છે કે, એ સઘળો ખજાનો બહાર કહાડયા પછી.જ તલેસમ તોડવાનું કામ આગળ ચલાવવું, માટે આપણે જેમ બને તેમ પહેલાં તે બહાર કહાડવો જોઇએ!"

"ઠીક ત્યારે એ પેટીઓ બહાર કહાડવાનું કામ આપણે ભાઈ બલદેવને સોંપીયે!" કુસીને જણાવ્યું, અને બલદેવને પૂછ્યું કે "કેટલા સમયમાં સઘળી પેટીઓ બહાર નીકળશે?"

"કુમાર! ગમે તેટલી ઉતાવળ કરીશું તોપણ ઓછામાં ઓછા આઠ દસ દહાડામાં પણ સઘળી પેટીઓ મહા મુશ્કેલીએ ભોંયરામાંથી બહાર કહાડી શકાશે, કેમકે, આપણે ઘણી સાવધાનીથી એ કામ લેવાનું છે! આપણે કેટલો ખજાનો લઇ ગયા તે આપણા દુશ્મનોની જાણમાં આવવું ન જોઇએ, જેથી વિશ્વાસુ માણસોથીજ આપણને કામ લેવું પડશે!" બલની આ સલાહ સઘળાઓને પસંદ આવી, અને સાંજ થવા આવ્યાથી કંઇ વધું કામ ન કરતાં પેટીઓ, તીલસ્મી દરવાજાઓ, વગેરે બંધ કરી તેઓ ખંડીયેરની બહાર આવ્યા. છાવણીમાં આવી કુમારે ભોંયરાની તેમજ ખજાનાની ચાવીઓનો ઝુમખો બલદેવને સોંપ્યો,

અને પછી સઘળાઓ પોતપોતાના તંબુમાં ગયા. તે રાતે તેમણે કંઇ કામ કીધું નહીં. બીજે દીનેથી બલદેવે ખંડીયેરમાંથી ખજાનાની પેટીઓ બહાર કહાડીને લશ્કરી પહેરા તળે અચલગઢ મોકલવાનું કામ શરૂ કીધું. તે દરરોજ પ્રભાતે ખંડીયેરમાં જઇ પ્રહર દીન બાકી રહેતાં સુધી પેટીઓ બહાર કઢાવીને ઉંટપર ચઢાવી રવાના કરતો હતો. સઘળો ખજાનો અચલગઢમાં બરોબર બાર દીવસે દાખલ કરી શકયા તે દીને રાતે કુલીન પોતાના બહુરૂપીયો સંગે બીજે દીવસથી તલેસમ તોડવાનું કામ શરૂ કરવા સંબંધી વિચાર કરવાને એકાંતમાં મળ્યો, અને એક પ્રહર રાત્રી વીતતાં તેઓ છૂટા પડી પોતેપોતાના તંબુમાં ગયા, એટલે કુમાર પણ નિંદ્રા લેવાને બીછાને પડયો. પણ તલસેમ તોડવાની તેમજ કુંવરી અને વનકન્યાના સ્મરણે મધ્યરાત્રી વીતી ગઇ છતાં પણ તેને નિંદ્રા આવી નહીં. આથી તે બીછાનામાં આળોટતો હતો, અને સહેજ નિંદ્રામાં પડતો, તો પાછો ઝબકી ઉઠતો હતો. આખરે ઘણી માથાકુટ પછી નિંદ્રાદેવીની તેનાપર પૂર્ણ કૃપા થઇ, અને તે એવી ઘોર નિંદ્રામાં પડયો કે પ્રભાત થતાં સુધી તેને દેહદુનિયાનું ભાન રહ્યું નહીં. કુમાર જ્યારે જાગ્યો ત્યારે તેણે પોતાના તંબુને બદલે પોતાને સુશોભીત વસ્ત્ર-ઓથી સજેલા એક દીવાનખાનામાં સુંદર પલંગપર પાથરેલી મખમલની શય્યાપર સુતેલો દીઠો. આથી અજાયબ થઇ તે ચારે તરફ નજર ફેરવી જોવા લાગ્યો. આ દીવાનખાનામાં રંગબેરંગી કાચના ભપકાદાર ઝુમરો વગેરે ટાંગેલા હતા. તેની ત્રણ બાજુની સંગેમરમરની દીવાલમાં તરેહ તરેહ સુંદર ચીત્રો કહાડેલા હતાં. એક બાજુએ મ્હોટા મ્હોટા સાત દરવાજા હતા, જે સઘળા બંધ હતા. પ્રભાત થઇ ગયેલ છતાં કેટલાક ઝુમરોમાં હજી દીપક બળતાં હતાં. ભીંત ઉપર દીવાનખાનાની ચારે

તરફ ખુબસુરત યુવતીઓની તસવીરો ટાંગેલી હતી. એક તરફની લાંબી દીવાલનાં મધ્ય ભાગમાં સોનેરી ચોકઠામાં એક માણસના કદ જેટલી મ્હોટી તસવીર પણ ટાંગેલી હતી. સઘળી છબીઓને અજાયબીથી જોતાં જોતાં કુલીનની નજર આ મ્હોટી છબી ઉપર પડતાં ત્યાંજ ઠરી ગઇ. તરતજ તે બીછાનામાં બેઠો થઇ તે છબી તરફ એકટસે જોવા લાગ્યો, અને જાણે પોતાની પાસે બેઠેલા કોઇ સ્નેહીને ધીમેથી કહેતો હોય તેમ મનમાં બબડવા લાગ્યો– "અહાહા ! શું લાવણ્યની મધુરતા ! આ તસવીર સરખી ચીત્તવેધક છબી આ દીવાનખાનામાં બીજી કોઇ નથી ! ખરેખર ! જે મધુરીના પ્રેમમાં આજ સુધી ઘેલો બન્નો છું તેણીનીજ આ તસવીર છે ! વાહ ! નિર્દોષ મૂર્તિ મારી તરફ કેવી જોઇ રહી છે !" કુમાર પલંગપરથી નીચે ઉતરી આતુરતાથી તે છબીની સમીપ ગયો. આ સમયે તેનું ચીત્ત તે છબીમાંજ ચોંટયું હતું. બીજા કશાનું હવે તેને ધ્યાન નહોતું. જો કે તે દીવાનખાનાના દરવાજા બંધ હતા છતાં તેના ઉપરના ભાગમાં જાળીયાં હોવાથી તેમાંથી સુરજના કીરણો અંદર પ્રકાશ પાડતાં હતાં. એક જાળીયાં મારફત એક કીરણ સીધ્ધું તે છબીમાંના મુખના ભાગ ઉપરજ બરોબર પડતું હતું. આ તસવીર ચંદ્રકળાની હતી. છબીની પાસે જઇ કુલીન ઉભો રહ્યો, અને જાણે પોતાની પાસે કોઇ ઉભેલાને કહેતો હોય તેમ બોલવા લાગ્યો કે, "આહાહા ! કેવી સુંદર અને આબેહુબ તસવીર છે ! આ તસવીરમાં પણ બરોબર તેટલુંજ કદ ચીતાર્યું છે. તેવીજ વીશાળ આંખો છે, જેમાં કાજળની કાળી રેખા કેવી સાફ જણાય છે ! વાહ, વાહ ! કોમળ કપોલપર ખીલતી ગુલાબી કળીની રતાશ કેવી પ્રકાશી રહી છે ! બારીક અધરમાંથી પાનની લાલાશ અને

મલકાટ કેવાં ઝળકી રહ્યાં છે ! આભુષણો આ મનહર મૂર્તિની શોભામાં કેવો વધારો કરે છે ! અરે વાહ ! આ તરફ ચપલા પણ પોતાના હોઠ ઉપર હાથની આંગળીઓ ટેકવી હસતે મુખારવીંદે પોતાની સખી તરફ કેવી એક ટસે જોતી ઉભી રહી છે ! વહાલી કાન્તા, આ સમયે તું કયાં હોઇશ ?" આટલું બોલી એક નિઃશ્વાસ નાંખી તે એકટસે છબી તરફ જોઇ રહ્યો. આમ ચીત્રવત્ અવસ્થામાં તે કાન્તાની છબી તરફ સ્થિરતાથી જોતો ઉભો હતો એટલામાં દીવાનખાનાના ઉપલા ભાગમાંથી ઝાંઝરનો ઝમકાર સંભળાયો, જેથી ચમકીને તે ઉપર તેમજ આસપાસ નજર ફેરવવા લાગ્યો. ઉપરના ભાગમાં ન્હાની ન્હાની બારીઓ હતી તે સઘળી પણ બંધ હતી; ત્યારે આ અવાજ કયાંથી આવ્યો હશે ? શું તે મહેલમાં કોઇ સ્ત્રી હશે ? વાંચનાર ! આપણે પણ જોઇએ ત્યારે જાણીએ. ચંદ્રકાન્તા કુંવરીની છબી જોતાં કુમાર તેની ધુનમાંજ હતો એટલે પોતાની ખરી સ્થિતીનું તેને ભાન નહોતું, પણ ઝાંઝરના ઝમકારથી ચમકીને તે શુદ્ધિમાં આવ્યો. હવે પોતે કયાં હતો તેનું તેને ભાન થયું. અજાયબી સહીત આસપાસ નજર ફેરવી તે પોતાના મનમાં બોલ્યો—" અરે, હું આ સ્થાને કયાંથી આવ્યો ? મને અહીં કોણ ઉપાડી આવ્યું ? હું કયાં છું ?" એટલામાં ચંદ્રકાન્તાની છબી તરફ પાછી નજર પડતાં તે મનમાં બોલ્યો—"ભલે હું ગમે ત્યાં છું ! અહાહા ! વહાલી ચંદ્રકાન્તાનાં મુખારવીંદના મને અહીં લાવીને જેણે દર્શન કરાવ્યા તેણે મારા ઉપર કેટલો ઉપકાર કીધો ! એ ભલા માનવીને હું કયાં શોધું ?" વળી કંઇ યાદ આવતાં તે એકદમ આંખો ચોળવા લાગ્યો, ને બડબડ્યો— "પણ હું આ સઘળું ખરેખર જોઉં છું કે સ્વપ્નજ અનુભવું છું ! નહીં, નહીં ! ખરેખર અનુભવું એવા મ્હારા સુભાગ્ય કયાંથી ? નક્કી

સમજ છે ! " તે ફરી શય્યાપર આંખો બંધ કરી પડ્યો, એટલામાં વળી ઝાંઝરના ઝમકારે તેની શાંતીમાં ભંગ પડ્યો. તે ચમકીને બેઠો થયો, અને કાંઇ વિચાર આવતાં પલંગપરથી નીચે ઉતરી સીધો દરવાજા તરફ ગયો. સાતે દરવાજાને હડસેલી તેણે ઉઘાડી નાંખ્યાં તો બહાર રંગબેરંગી ઝાડો અને ફુલના ક્યારાઓ વગેરેથી શોભી રહેલો એક નાજુક બાગ જણાયો. આ સમયે દિવસ આશરે એક પ્રહર જેટલો વીતી ગયો હતો. આ બાગમાં જંગલી ફુલોની લતાઓ ઘણી હતી. કુમાર દરવાજા આગળ ઉભો રહી અજાયબી સહીત જોવા લાગ્યો, તો બાગની વચમાં એક ન્હાનું સરખું તળાવ જોયું. તરતજ દરવાજા આગળની ચાર પગથીઓ ઉતરી તે તળાવ પાસે ગયો. આ તળાવ તદન પથ્થરનું બાંધેલું હતું. નીચે ઉતારવા માટે તેમાં એક તરફ સુંદર પગથીઓ હતી. પગથીઓની બંને બાજુએ તળાવની પાળ ઉપર જાંબુના બે ગંભીર ઝાડો હતા, જેની છાયા પગથીઓ તેમજ છેક તળાવના પાણીમાં પડતી હતી. આ બંને ઝાડોના થડની આસપાસ સંગેમરમરના સુંદર ચબુતરાઓ બાંધેલા હતા, જેમાંના જમણા હાથપરના ચબુતરા ઉપર એક સુંદર ગાલીચો બીછાવેલો હતો. તેની પાસે ચાંદીની એક નકસીદાર મ્હોટી ઝારી પડી હતી, તેમજ ફણુસના એક મ્હોટા પાંદડા ઉપર એક દાતણ પડેલું હતું. અને એક ચાંદીની ચોકી ઉપર જાણે કોઇને સ્નાન કરીને પહેરવા માટે વસ્ત્ર તૈયાર કરી રાખ્યા હોય, તેમ ધોતીયું તેમજ કિંમતી પોશાક વગેરે પણ ગોઠવેલાં પડયાં હતાં. ડાબા હાથ તરફના ચબુતરા ઉપર સંધ્યા વગેરે પુજનની સામગ્રી પડી હતી, જેમાં ન્હાના ન્હાના રત્ન જડીત સૂવર્ણનાં પંચપાત્ર, ધુપદાનીયા, આચમની, કટોરીઓ વગેરે સાફ કરીને ગોઠવેલાં પડેલાં હતાં, અને તેની

બાજુએ મૃગચર્મનું એક નાજુક આસન બીછાવેલું હતું. આ સઘળો ઠાઠ જોઇ કુમારની અજાયબી વધી. પોતાને ત્યાં કોણ લઇ આવ્યું ' તે સ્થાનનું નામ શું હતું, તેમજ તે દીવાનખાનું તેમજ બાગ કોના હતા ? એ સઘળાની વીમાસણમાં કુમાર ઉભો હતો, એટલામાં જે ઝાડ નીચે પુજાની સામગ્રી પડી હતી તેના થડ ઉપર નજર પડતાં તેપર એક કાગળ ચોંટાડેલો જણાયો. તે ઉપર કંઇ લખેલું હોય એમ જણાયાથી કુમાર તેની પાસે જઇ તે વાંચવા લાગ્યો, જેમાં નીચે મુજબ લખેલું હતું:—

"કુમાર વીરસીંહ ? આ સઘળી સામગ્રી આપને માટેજ છે. તળાવમાં સ્નાન કરી એ સઘળી વસ્તુઓનો ઉપયોગ કરજો, કેમકે આજનો દિવસ આપ અમારા મહેમાન છો."

આ વાંચીને કુમાર વધુ વિચારમાં પડયો "આ શું ? આ સઘળી સામગ્રી અત્રે સજાવનાર કોઇ મનુષ્ય તો નજરે પડતું નથી ! ખરેખર, આ રમણીક અદ્ભુત સ્થાન અપ્સરાઓને રહેવા માટેજ હોવું જોઇએ, અને તેઓ આ બાગમાં અદશ્ય ફરતી પણ હશે ! હવે તળાવમાં સ્નાન કરવું કે નહી !" વળી થોડી વાર વિચારમાં પડી તે દ્રઢ ઠરાવ પર આવ્યો—"ઠીક છે, પહેલા આ બાગમાંની અજાયબીઓ ફરીને જોઇ લીધા પછી સ્નાન કરીશું ! ફરતાં ફરતાં કદાચ કોઇ સ્થળે દરવાજો જણાશે તો બાગની બહારજ ચાલ્યા જવું ! પણ નહીં નહીં ! આ બાગનો માલીક કોણ છે, અને મને અહીં તે શા માટે લાવ્યો છે, તે જ્યાં સુધી જાણવામાં આવે નહીં ત્યાં સુધી અત્રેથી જવુંજ નહી !" આમ ઠરાવ કરી કુમાર બાગમાં ફરવા લાગ્યો. જે દીવાનખાનામાં તે પેહેલાં સુતો જાગી ઉઠયો હતો, તે મહેલ બાગની પશ્ચિમ દિશામાં હતો. બાગની પૂર્વ દિશામાં એક ઇમારત હતી નહીં. ફરતાં ફરતાં બા-

ગના ઉત્તર ભાગ તરફ એક ઇમારત તેણે જોઇ, જે પૂર્વ ભાગની ઇમારત સાથે જોડાયલી હતી, તે ઇમારતમાં શું છે તે જોવાની જીજ્ઞાસાથી કુમાર તેના ઝરૂખામાં જઇ તેનાં બંધ દરવાજા ઉઘાડવા લાગ્યો, પણ સઘળા અંદરથી બંધ હોવાથી ન ઉઘડી શકવાથી તેને નિરાશ થઇ પાછું વળવું પડયું. ત્યાંથી ઉતરી તે જંગલી પુષ્પલતાઓ અને સુંદર ક્યારાઓની શોભા નીહાળતો બાગના દક્ષીણ ભાગમાં ગયો. ત્યાં એક નાની ઇમારત જોઇ, જેની દેવાલ ઉપર " પાયખાનું " એ શબ્દ લખ્યો હતો. કુમાર ત્યાંથી પાછો વળી તળાવ પાસે આવ્યો અને ચબુતરા પર પડેલું દાતણ લઇ મુખ સાફ કરી તળાવમાં સ્નાન કરી ચોકી પર ગોઠવેલાં કપડાં પહેરી લીધાં, અને બીજા ચબુતરા પર ગોઠવેલી પુજનની સામગ્રી લઇ સંધ્યા કરવા બેઠો, જેમાંથી પરવારી જે દીવાનખાનામાંથી તે બાગમાં આવ્યો હતો ત્યાં ગયો, પણ તેની અજાયબી વચ્ચે આ સમયે તે દીવાનખાનાના સઘળા દરવાજા બંધ હતા. કુમારે તે ઉઘાડવાની બહુ તજવીજ કરી પરંતુ તે ઉઘાડયા નહીં. આ વખતે દિવસનો ઘણો ભાગ ચઢી ગયો હતો તેથી બાગમાં તડકાનું જોર વિશેષ હતું. જેથી કુમાર ગરમીમાં ગભરાઇ ગયો. કોઇ શીતળ સ્થાને આરામ લેવાની તેની ઇચ્છા થઇ. આખરે ત્યાંથી નીકળી તે બાગના ઉત્તર ભાગ તરફની ઇમારત જે તેણે પહેલાં બંધ જોઈ હતી, તે તરફ ગયો તો આ સમયે તેના સઘળા દરવાજા ઉઘાડા જણાયા, એટલે તેણે બેધડક તેમાં પ્રવેશ કર્યો. અત્રેનું દીવાનખાનું ઘણુંજ શોભાયમાન હતું. તેની ભોંયપર આરસની લાદીઓ જડેલી હતી, જે જાણે થોડા સમય પહેલાંજ કોઈ ધોઇને સાફ કરી ગયું હોય એવી સ્વચ્છ દેખાતી હતી. દીવાનખાનાની વચમાં કાસ્મીરી સુંદર ગાલીચો બીછાવ્યો હતો, એક

તરફ સુવર્ણ અને ચાંદીના થાળોમાં ભોજનની સામગ્રીઓ ગોઠવીને મુકેલી હતી જેની પાસેના આસનપર કાગળની ચીઠ્ઠી પડી હતી, જે કુમારે ઉપાડી વાંચવા માંડી, જેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"આપ કોઇ વાતે લેશ પણ ગભરાશો નહીં. આ ઘર આપના એક મીત્રનું છે, એમ માનજો. આપને અત્રે કશી પ્રકારની અડચણ પડવા દઇશું નહીં- આપ અત્રે ભોજન કરી પાસેના ઓરડામાં આપને સુવા માટે શય્યા તૈયાર છે તે પર થોડો સમય આરામ કરજો."

આ વાંચી કુમાર વિચારમાં પડયો કે હવે શું કરવું? તેને આ વખતે જોકે ક્ષુધા બહુ લાગી હતી તો પણ ઘરના માલીકની ગેરહાજરીમાં કોઈ પણ વસ્તુને હાથ લગાડયાનું તેને મન થયું નહીં. તે આસપાસ અજાયબી સહીત નજર ફેરવતો મનમાં બોલ્યો–"આ સ્થાનનો એવો તે માલીક કોણ છે કે જે ગુપ્ત રહીને અમારી બરદાસ કરે છે! સઘળી વસ્તુઓ જુદે જુદે ઠેકાણે તઇયાર રાખવામાં આવી છે પણ તે કોણ કરી જાય છે તે જણાતું નથી. ઘરનો માલીક તેમજ તેના સેવકો કયાં રહેતા હશે અને કયે માર્ગે અત્રે આવજાવ કરતા હશે તેનો કંઇ પત્તો લાગતો નથી! મને તેઓ આ સ્થાને શા માટે ઉપાડી લાવ્યા હશે?" બીછાવેલા આસને ઘણીવાર સુધી તે આમ વિચાર કરતો બેસીજ રહ્યો અને તે એટલે સુધી કે, જ્યારે તેને બહુજ કકડીને ભુખ લાગી ત્યારે તેને પોતાની સ્થિતિનું ભાન આવ્યું. આખરે તેણે થાળી તરફ હાથ લંબાવ્યો, પણ તરતજ પાછો ખેંચી લીધો, એટલે આસપાસથી મ્હોટેથી હસવાનો અવાજ આવ્યો. જે સાંભળી કુમાર અજાયબી સહ પોતાની આસપાસ જોવા લાગ્યો, પણ કોઇ નજરે પડયું નહીં. દીવાનખાનામાં ઉપરની તરફ ઘણી બારીઓ હતી,

પણ તેમાં કોઇ જણાયું નહીં. કુમાર ઉપર વાળી બારીઓ તરફ બારીક નજરે જોતો હતો એટલામાં એક અવાજ સંભળાયો—" આપ ભોજન કરવામાં વીલંબ નહીં કરો ! " આ સાંભળી તે અવાજ કયાંથી આવ્યો તે જાણવાને તેણે બહુ ફાંફાં માર્યા, અને આખરે થાકીને ભોજન કરવા માંડયું. દરેક પકવાન સ્વાદમાં એક બીજાને હઠાવે તેવું હતું. ખુબ પેટ ભરીને જમ્યા બાદ એક તરફ તૈયાર કરી રાખેલ પાણીથી ભરેલું કળશ લઇ તેણે હાથ મુખ ધોયાં, અને પછી પાસેના ઓરડામાં ગયો, તો ત્યાં સુંદર છપ્પર પલંગપર મખમલની શય્યા બીછાવેલી તૈયાર હતી અને તેની પાસે આરસના એક નકશીવાળા ટેબલ ઉપર સુવર્ણના એક નાજુક થાળમાં મુખવાસની વસ્તુઓ પડી હતી, જેમાંથી એલચી, બદામ વગેરે ખાઈ કુમાર શય્યાપર લોટવા લાગ્યો. વળી તરેહ તરેહ વિચારવમળમાં તેનું મન અથડાવા લાગ્યું. આ સ્થાનનો માલીક કોણ હશે, અને પોતાને ન મળતાં અદૃશ્ય રહેવામાં તેને શો લાભ હશે, તેમજ પોતાને તે સ્થાનમાં કયાં સુધી એકલા પડી રહેવું પડશે ? એ સઘળી બાબતોમાં મુંઝવણમાં વળી પોતાની છાવણીના વાત યાદ આવતાં પોતાને ગુમ થયલો જાણી શોધમાં નીકળતાં સઘળા સેવકોને કેવી નકામી અથડામણ અને હેરાનગતી ભોગવવી પડશે ? આ સઘળા વિચારો કરતાં તેને નિદ્રા આવી ગઇ. રાત અર્ધપ્રહર વીતતાં સુધી તે ત્યાં સુઇ રહયો. એકાએક વીણા સાથે કોઇના ગાનના અવાજે તેને જાગૃત કરી દીધો. ચમકીને આંખો ચોળી ઉઘાડીને શય્યામાં પડયો તે આમતેમ જોવા લાગ્યો, તો તેણે શું જોયું ? બપોરે ભોજન કરીને જે ઓરડામાં તે નિંદ્રાવશ થયો હતો, તેને બદલે અત્યારે તેણે પોતાને જુદેજ સ્થાને શય્યાપર પડેલો દીઠો. અત્યારે તે

ઓરડાને બદલે તેણે પોતાને શોભાયમાન નાજુક શણગારેલી બારાદરીમાં એક સુખાસને પડેલો જોયો, જેની બહારથી વીણા અને ગાયનનો અવાજ સંભળાતો હતો. તરતજ અજાયબી સહીત સુખાસનેથી ઉઠી તે બારાદરીની બહાર આવી ગાયન ક્યાં થાય છે તે જાણવા આસપાસ જોવા લાગ્યો. આ સમયે રાત જોકે તદન અંધારી હતી તો પણ બાગમાં બળતા અસંખ્ય દીપકોના ઝગઝગાટથી ત્યાં પુર્ણિમાના ચંદ્ર સરખો પ્રકાશ પથરાઇ રહ્યો હતો. આસપાસ નજર કરતાં કુમારને લાગ્યું કે જે બાગમાંના તળાવમાં તેણે સ્હવારે સ્નાન વગેરે કીધું હતું તે આજ બાગ નહોતો. આ બાગ વળી જુદોજ હતો. લાંબી નજર કરતાં પણ આ બાગ કેટલો મ્હોટો હતો તે આ સમયે તે અટકળી શકયો નહીં, કેમકે, તેનો બીજો છેડો અથવા તેની બીજી તરફની દીવાલ બીલકુલ જણાતી નહોતી. આ બાગમાં મ્હોટા અસંખ્ય ઝાડો પણ હતા. દીપકના પ્રકાશમાં લીલા ઘાસની જમીનમાં તેમના પડતા પડછાયાથી ત્યાંની રમણીકતામાં વધારો થતો હતો. બાગમાં કેટલીક યુવાન રૂપવતી રંભાઓ ફરતી હતી, જેઓમાંથી કોઇ ગાયન કરતી, કોઈ વીણા વજાડતી હતી, અને કોઈ કોઇ એક બીજાના ખભા ઉપર હાથ મુકી આનંદમાં આમ તેમ ફરતી હતી. કુમાર બારાદરીમાંથી બહાર નીકળી દૂર ઉભો રહી ઘણીવાર સુધી તેમનો આ હાસ્યવીનોદ જોઇ રહ્યા બાદ ધીરે ધીરે ચાલતો તેમની સમીપ જઇને ઉભો. તેને જોતાં તેઓ સઘળી ખમચીને ગાતી બંધ થઈ ઉભી રહી ગઇ, અને પરસ્પરમાં કંઇ વાતચીત કરવા લાગી, જે કુમાર બીલકુલ સમજી શકતો નહોતો, પરંતુ તેમના હાથપગ અને મુખના ચાળા પરથી તેણે અટકળ બાંધી કે પોતાને જોતાં તેઓ અજાયબી પામી હતી. એટલામાં

એક યુવતીએ કુમારની આગળ આવી પૂછ્યું કે, "આપ કોણ છો? અને આજ્ઞા વીના બાગમાં કેમ પ્રવેશ કીધો છે?" આ યુવતી ઘણીજ સ્વરૂપવાન અને ચંચળ જણાતી હતી. તેના સવાલના જવાબમાં કુમારે જણાવ્યું કે, "આ બાગ કોનો છે તે અમે જાણતા નથી. આ સ્થાનનો માલીક કોણ છે તે જો તમારાથી બની શકે તો જણાવો!"

"પ્રથમ અમારા પ્રશ્નનો જવાબ આપો, પછી આપ પૂછશો તેનો અમે ખુલાસો કરીશું!" પેલી યુવતીએ જણાવ્યું.

"ત્યારે તો અમે આ સ્થળે કેમ અને કેવી રીતે આવી પહોંચ્યા છીયે તે અમે પોતે પણ જાણતા નથી!" કુમારે જવાબ આપ્યો, એટલે સુંદરી સહાસ્ય બોલી કે "વાહવાહ! કેવા ભોળા પુરૂષ!" પછી પોતાની પાછળ ઉભેલી યુવતીઓ તરફ ફરી તે બોલી કે, "બહેનો! આવો, આ વગર તેડેલા પરોણાને જુઓ! આ બીચારા ભોળાભટાક ચોરરાજજી આપણા બાગમાં ઘુસી આવ્યા છે છતાં પોતે અહીં કેવી રીતે પધાર્યા છે તે પણ જાણતા નથી!" આ સાંભળી સઘળી યુવતીઓએ આગળ આવીને કુમારને ઘેરી લીધો અને તેઓમાંથી બીજીએ જરા દમામમાં પૂછ્યું કે, "સત્ય કહો, તમે કોણ છો, અને અહીં શા વાસ્તે આવ્યા છો?"

"અરે બહેનો! જરા એનાં કપડાં તો તપાસી જુઓ! કંઇ ચોરી તો નથી લીધું?" બીજીએ ટહુકો પૂર્યો.

"અરે, જરૂર કંઇક ચોર્યું હશેજ!" ત્રીજીએ ઉમેર્યું.

"વળી ભલા માણસે પોતાનો ચહેરો પણ કેવો રંગ્યો છે, અને ઠાઠમાઠ પણ કેવો રાખ્યો છે! જાણે કોઇ મ્હોટા રાજકુમારજ!" ચોથીએ ડોકું ધુણાવતાં કહ્યું.

"તે ચાલાક ચોર તો હંમેશાં એમજ કરે, કે તેમના દમામમાં માણુસ અંજાઇ જાય !" પાંચમીએ ટાપસી પુરી.

"અરે પણ આ પોશાકજ આપણે ત્યાંનો છે !" પહેલી બોલી.

"હા ! મહેરબાન, જરા એ તો જણાવો કે આ રાજવંશી પોશાક આપ કયાંથી ચોરી લાવ્યા ?" બીજીએ કુમારને પૂછ્યું.

"અરે ! એ પણ ભોળારાજ કયાંથી જાણે ? અત્રે કયાંથી અને કેમ આવ્યા તે પણ એ જ્યારે જાણતા નથી ત્યારે આ આપણો પોશાક એમના શરીરમાં કયાંથી આવી ગયો તે નહીંજ જાણતા હોય !" ત્રીજીએ કરડાકીમાં કહ્યું. કુમાર પોતાની આસપાસ ઘેરાવો કરીને ઉભેલી યુવતીઓના સવાલો સાંભળી મુઝવણમાં પડયો, અકળાઈ ગયો, આમ તેમ જોવા લાગ્યો. શું કહું ને શું ન કહું તે તેને સુજયું નહીં, અને તે સાથે તેમનું બોલવું ચાલુજ હોવાથી તેને બોલવાની તક પણ મળી નહીં, તેથી તે વધારે વીમાસણમાં પડી, વીચારવા લાગ્યો. વીચાર કરતાં કરતાં આખરે તે બોલ્યો કે, "વાહ ! તમે પણ ઠીકછો ! તમે પોતેજ અમને અહીં લઇ આવ્યા તે તો કબુલ ન કરતાં ઉપરથી સરજોરી ! વાહ ! તમારી બોલવાની, ચાલવાની, અને ભોળાઓને ભમાવી ફસાવવાની યુકતી !"

"આપ બહુ ભોળાને ફસાઓ તેવા ! પારકીઓને પોતાની કરવાને પુંઠ પડેલા, તેને અમે અહીં લાવ્યા ! વાહરે તમારા ચાતુર્યપણાને ! તમને અહીં સુધી લાવવાને અમને તો એવી શી ગરજ પડી હતી !" ચોથી છણકો કરી બોલી ઉઠી, જેના ટેકામાં પાંચમી હસીને બોલી—"અરે વાહ ! પછી આપ મહેરબાન પાસે કંઇ ઇનામ મેળવવાની અમને આશા પણ ખરી કે તેવી ઉમેદમાં અમે તમને અહીં લાવીએ ! હવે

તમારા આવા અધર ઉડાવનારા જવાબ સાચા માની અમે તમને અહીંથી જવા દઈએ એવી ભોળી નથી હોં !" તરતજ છઠ્ઠી સઘળીઓની આગળ આવી બોલી કે "હવે લાંબી ટુંકી વાત જવા દઈ મુંગા મુંગા એમજ કબુલ કરો મહેરબાન કે ચોરી કરવાની લાલચેજ આપનાં પવિત્ર પગલાં અત્રે થયાં છે !" આ સઘળાથી કંટાળીને કુમારે ગુસ્સાથી કહ્યું કે, "પણ આ સ્થાનમાં આવવાનો અથવા અત્રેથી બહાર જવાનો માર્ગજ અમને ખબર નથી, તો પછી ?" આ સાંભળી બીજી ગંભીર થઈ બોલી કે, "વાહ વાહ ! બીચારા કેવા અજાણ્યા કે અહીં સુધી આવ્યા છતાં હજી માર્ગની ખબર નથી !" આમાં ચોથીએ ઉમેર્યું કે "સખી, તું સમજી નહીં ! એ તો ચાલાકી કરી અત્રેથી પલાયન થઈ જવાનો વિચાર કરે છે ! અરે, હવે તો એમને કેદ કરીને લઈ જઈ એમની બરોબર પરીક્ષા કરવી જોઈયે !" આ સાંભળી કુમારે પૂછ્યું કે, "વારૂ ! અમને કેદ કરીને ક્યાં લઈ જશો ?"

"અમારા શીરછત્રની હજુરમાં !" પહેલી બોલી ઉઠી.

"વારૂ તમારા શીરછત્રનું નામ શું ?" કુમારે પૂછ્યું.

"એમનું નામ લેવાની કોનામાં શક્તિ છે !" બીજી બોલી.

"શું તમારા શીરછત્રનું નામ જણાવવામાં કાંઈ હરકત છે ?" કુમારે આતુરતા બતાવી.

"હરકત ! અરે હરકત શું ! નામ લેતાંજ જીભ તુટી જાય !" પહેલીએ કંઈક ભયભરે અવાજે જવાબ આપ્યો.

"ત્યારે તો તમે તમારા શીરછત્ર સાથે વાતચીત પણ કેમ કરતીઓ હશો ?" કુમારે અજાયબી સહીત પૂછ્યું.

"અમે અમારા શીરછત્રની તસવીર સાથે વાત કરીએ છીએ! તેમની હજુરમાં અમે કદી પણ જઇ શકતીઓ નથી!" પાંચમીએ જણાવ્યું.

"ત્યારે કદાચ તમને કોઇ પુછે કે તમે કોના સેવક છો તો તમે શું જવાબ આપશો?" કુમારે પુછ્યું.

"અમે અમારા કંઠમાં અમારાં શીરછત્ર રાજકુમારીની તસવીર લટકાવી રાખીએ છીએ, જેથી અમને એવો સવાલ કરવાની કોઇને જરૂર પડે નહીં, કેમકે તે જોતાં અમે અમુકની દાસીઓ છીએ, એમ ખબર પડી જાય! પાંચમીએ જણાવ્યું.

"તે શું અહીં એવી ઘણીક રાજકુમારીઓ છે, કે જેથી દાસીઓને ઓળખવામાં ઘણો ઘોંટાળો થઇ જાય છે?" કુમારે પુછ્યું.

"નહીં નહીં! અહીં ફક્ત બેજ રાજકુમારીઓ છે, જેમને ત્યાંનો એવો રીવાજ છે! કોઇ દાસી પોતાની રાજકુમારીનું નામ લઇ શકતી નથી, એટલે ઓળખાણની જરૂર પડતાં કંઠમાંની તસવીર બતાવીએ છીએ!" બીજી યુવતીએ જણાવ્યું.

"ત્યારે તો તે તસવીરજ અમને બતાવો!" કુમારે કહ્યું.

"ભલે જુવો!" આમ કહેતાં તેણીએ પોતાનાં કંઠમાં માળા સાથે લટકતી એક તસવીર કહાડી કુમારને બતાવી, જે જોતાંજ તેનાં હોશ ઉડી ગયા! તે પોતાના મનમાં બોલ્યો કે, "અરે! આ શું! આ તો ચંદ્રકળાની તસવીર છે! આ શું તેણીનીજ દાસીઓ હશે?" વળી તેનો વિચાર બદલાઇ ગયો કે, "નહીં, નહીં! ચંદ્રકળા અહીં કેવી રીતે આવી શકશે? તેણીનું રાજ્ય તો નવલગઢમાં છે! એમને

પૂછી તો જોઉં કે આપનો નિવાસ કયા શેહેરમાં!" એમ વિચારી તેણે પૂછ્યું કે, "વારૂ! આપણે ઉભા છીયે એ શહેરનું નામ શું છે?"

"આ શહેરનું નામ ચીત્રનગર છે કેમકે સઘળાઓના કંઠમાં રાજકુમારીનું ચીત્ર રહે છે!" પહેલીએ જવાબ આપ્યો.

આ શહેરનું એ નામ કયારથી પડ્યું?" કુમારે પૂછ્યું.

"હજ્જારો વર્ષથીજ આ નામ ચાલતું આવ્યું છે, અને આજ રંગની તસવીરો કેટલીક પહેડીઓ થયે લોકોના કંઠમાં પહેરવાનું ચાલ્યુંજ આવે છે! જુઓ, મારા કંઠમાંની આ તસવીર મારા દાદાની દાદીને સરકાર તરફથી ભેટ મળી હતી, જે પહેડીદર પેહેડી ઉતરતાં હવે હું પેહેરૂં છું!" બીજીએ જણાવ્યું.

"શું ત્યારે તે સમયથી તમારી હાલનીજ રાજકુમારી આ સ્થાનપર રાજ્ય કરે છે?" કુમારે પૂછ્યું.

"તે અમે શું જાણીએ? રાજકુમારીના અમારાથી દર્શન કરી શકાય છે કે, અમે જાણી શકીએ કે આ તસવીર અંદરનીજ રાજકુમારી હાલ હયાત છે અને તેજ અમારા પર અમલ ચલાવે છે. કે કોઈ બીજી છે, અથવા તેણી હાલ યુવાન છે કે વૃદ્ધ થઇ ગઇ છે!" ચોથીએ ગંભીર અવાજે જણાવ્યું.

"ત્યારે રાજદરબાર કોણ ભરે છે?" કુમારે પૂછ્યું.

"અમારાં રાજકુમારીની એક મ્હોટી તસવીર છે, જેની સમક્ષ દરબાર ભરાય છે, અને તે વખતે જે આજ્ઞા કરવામાં આવે છે તેનો અવાજ એ તસવીરમાંથીજ નીકળે છે." પહેલીએ જવાબ આપ્યો.

"તમારી વાતચીતે તો અમને ગાંડા બનાવી દીધા છે! વારૂં

તમારી રાજકુમારીની એ દરબારમાં અમને લઈ જશો ?" કુમારે આજાયબીથી પૂછ્યું.

"હા, આપને કેદ કરીને એજ દરબારમાં લઇ જવા છે, એટલે પછી સઘળું જોઈ લેજો !" પહેલીએ હસીને જણાવ્યું.

"પણ અમને કેદ પકડી લઇ જવા સરખું અમે શું કર્યું છે ! વળી તમે કહો છો તેમ તમારી રાજકુંવરી એક તસવીરના રૂપમાં છે, તો પછી અમે તેનું શું નુકશાન કીધું છે ?" કુમારે અજાયબી બતાવી.

"અરે વાહ ! આ તો ઉલટો ચોર કોટવાલને દંડે, તેવી વાત લાવ્યા !" બીજી છણકો કરી બોલી ઉઠી–"મહેરબાન ! મનમાં એવો ખ્યાલ લાવતાજ નહીં! અમારી રાજકુમારીની શક્તિ તમે ક્યાંથી જાણો? અરે ! તેઓતો અદશ્ય રહીને પોતાના આખા રાજ્યમાં ફરે છે, અને પોતાના મહેલ અને બાગ બગીચાઓની લહેર ભોગવે છે લહેર અને દુશ્મનો ઉપર વરતાવે છે કેર ! સમજ્યા કે તરૂણ કુમાર."

"તે તમે કેવી રીતે જાણ્યું ?" કુમારની અજાયબી વધી.

"બાગ અને મહેલમાં અમે દરરોજ સઘળી વસ્તુઓ સાફસુફ કરીએ છીએ, અને દરરોજ સઘળી વસ્તુઓ જાણે કોઇના વપરાશમાં આવી હોય તેમ મેલી થાય છે, એ ઉપરથી ખુલ્લું છે કે અમારી રાજકુમારી અદસ્ય ફરે છે, અને તેણીનું હજારો વર્ષનું આયુષ્ય છે !" બીજીએ ગંભીર અવાજે જણાવ્યું.

"બહેન ! એમના સવાલોના તું કયાં સુધી જવાબ આપ્યા કરીશ ! જરા એમનું નામઠામ તો પૂછી જો ! એમ તે તારા અને અમારા બોલવાના સપાટામાં નહી સપડાય !" ચોથી બોલી ઉઠી, અને કુમાર

તરફ ફરી બોલી કે "કેમ મહેરબાન! આપ કોનું કુળ દીપાવો છો, અને આપનું નામ શું?"

"અમે અચલગઢના મહારાજા ચંદ્રસેખરના કુમાર વીરસીંહ છીએ!" કુમારે જવાબ આપ્યો. જે સાંભળતાંજ તેઓ સઘળી આનંદમાં આવી જઇ પરસ્પરમાં વાતચીત કરવા લાગી.

"વાહવાહ! આ તો ઘર બેઠે ગંગાજી મળ્યાં! એમને તો જરૂર પકડી લઇ જવા જોઇએ!" પહેલી આનંદમાં આવી બોલી ઉઠી, જેમાં બીજીએ ઉમેર્યું કે, "અરે! એમને પકડવાને તો મહારાણીજીએ ઢંઢેરો ફેરવ્યો હતો. એટલે આપણને તો મ્હોટું ઇનામ મળશે! આપણી મહારાણીજીનું તલેસમ તોડીને તેમનો સઘળો ખજાનો લુંટી જનાર ચોર એજ છે એજ! એ મહારાજાજીને તો આ સમયેજ આપણાં મહારાણીજી સમક્ષ ઉભા કરવા જોઇએ!"

"હા, હા! ચાલો હવે વીલંબ નહીં કરો! મધ્યરાત્રીનો સમય થવા આવ્યો છે, એટલે દરબાર ભરાઇ હશે! દરબારનો સમય વહી જશે તો વળી આવતી કાલ સુધી એમની સંભાળ રાખવી પડશે!" ત્રીજીએ જણાવ્યું. આ સઘળી વાતચીત સાંભળીને કુમારની મતી મુંઝાઇ ગઇ. ઘડીકમાં અજાયબી, ઘડીકમાં ધાસ્તી, ઘડીકમાં વીમાસણ અને ઘડીકમાં ગભરાટથી તેની હાલત હાલમડોલમ થઇ ગઇ. તે પોતાની મનોવૃત્તિ મહા મહેનતે દબાવી દમામમાંજ બોલ્યો કે, "વીના કારણે ધાંધાટ શા માટે મચાવી મુકો છો? ચાલો અમે પોતેજ તમારી સાથે આવવાને તૈયાર છીયે! અમે તમારાથી કે તમારી રાણીથી ડરી થોડા જ વાના છીયે." આ સાંભળતાંજ ત્યાં ઉભેલી નવ યુવતીઓમાંથી ચાર કુમારની આગળ અને ચાર પાછળ ઉભી રહી. એટલે પહેલીએ

કહ્યું કે, " બહેનો ! તમે એમને લઇને આવો, એટલામાં હું દરબારમાં જઈ આ ખુશ ખબર કરૂં છું." આમ કહીને તેણી ઉતાવળે પગલે તેમની પહેલાં ગઈ. કુમારને લઇ તેઓ બાગના એક ખુણામાં ગઇ, જ્યાં બીજી તરફ જવાનો એક સાંકડો દરવાજો હતો, જેની વચમાં પણ પ્રકાશને માટે એક દીપક બળતો હતો. કુમાર સહીત તેઓ તે દરવાજામાંથી બીજી તરફ ગઇ તો તે તરફ એક ખુબ શણગારેલો સુશોભીત બાગ જણાયો. આ બાગમાં અનહદ રોશની કરવામાં આવી હતી, અને કેટલાક ચોપદારો હાથમાં સોના ચાંદી વગેરેની છડીઓ લઇ આમતેમ ફરતા હતા. એ શીવાય બીજા ઘણા માણસો પણ આ બાગમાં જણાતા હતા. આ યુવતીઓમાંથી કોઇએ પણ તે બાગમાં ફરનારા માણસો-માંથી કોઇ સાથે કશી વાતચીત કીધી નહીં, તેમજ કોઇએ તેમને પણ પુછપાછ કીધી નહીં. વીશાળ દરબારી દીવાનખાનામાં તેમની સાથે જતાં, ત્યાંની શોભા તેમજ ઠાઠમાઠ જોઇ કુમાર છક થઇ ગયો. દીવાનખાનામાં જતાંજ સામે સોનાના રત્નજડીત સીંહાસન ઉપર ગોઠવવામાં આવેલી એક મ્હોટી તસવીર ઉપર તેની નજર પડતાં તેને તો એમજ લાગ્યું કે જાણે ચંદ્રકળા મસ્તક ઉપર રત્નજડીત મુગટ પહેરી સીંહાસન ઉપર દમામમાં હસતે મુખારવિંદે બીરાજી છે, અને તેણીની ઉપર છત્ર ધરી બે અપ્સરાઓ ઉભી છે, તેમજ સીંહા-સનની બન્ને બાજુએ બે સીંહ બેઠા છે. સીંહાસનની સામે બંને બાજુએ સરદારો મસ્તક નમાવી ઘુંટણીએ બેઠા હતા. સઘળાઓ ચુપ બેઠેલા હોવાથી દરબારમાં તદન શાંતી ફેલાઇ રહી હતી. આવી ભવ્ય દરબાર અને તેમાં ચંદ્રકળાની છબી જોતાં એકવાર તો કુમાર પણ અંજાઈ ગયો, છક થઇ ગયો. છકડ ખાઇ ગયો. મોહમયી માયામાં ડુબી ગયો. ને અજાયબીથી આસપાસ જોતો દીંગમૂઢ સરખો સામે

ઉભો રહી ગયો, તે કંઇ બોલી શકયો નહીં, હસી શકયો નહીં, મોહું સીવાઇ ગયું, આમ નડગે તેમ નડગે એક પગે સ્થીર થઈ ગયો. જાણે પાષાણનું પુતળું કેમ ઉભું ન હોય, અને તેની બંને બાજુએ તેમજ પાછળ સઘળી યુવતીઓ ઉભી રહી ગઇ. કુલીન હજી અજાયબીમાં ઉભો હતો, એટલામાં છબીની પાછળથી અવાજ આવ્યો કે, " આ કોણ છે ? "

" રાજમહેલને લગતા બાગમાં આ પુરૂષ ફરતા હતા, એટલામાં તેમનું નામ પૂછવાથી જણાયું કે આપનું અદ્દભૂત તલેસમ તોડનાર વીરસીંહજી છે, એટલે કેદ કરી એમને આપ મહારાણીની હજુરમાં લાવી રજુ કીધા છે ! " એક રમણીએ તસવીર સામે નમીને જણાવ્યું કે, એટલે ફરી તસવીર પાછળથી અવાજ નીકળ્યો કે, " જો એમજ છે તો એમની બાબતમાં લાંબો વિચાર કરવો પડશે, માટે આ સમયે તો એમને અત્રેથી લઇ જઇ યોગ્ય સન્માન સહીત રાખજો, અને ફરી આજ્ઞા મળતાં દરબારમાં હાજર કરજો ! " તરતજ દાસીઓએ કુમારને ત્યાંથી તેડી જઇ થોડે દૂરના એક બીજા દીવાનખાનામાં બેસાડયો. પરંતુ આ સમયે તેને પોતાની સ્થીતિનું ભાનજ રહ્યું નહોતું. તે તો પોતાનાં મનમાં આવતા અવનવા વિચારોમાં ગુંથાયલો હતો. નવા બાગની સહેલ અને કુંવરીની છબી આગળ ભરાયલી દરબારે તેના મગજને વધુ ભ્રમણોમાં નાંખી દીધું હતું. મખમલની ગાદીપર તકીયાને અઢેલી નીચું મસ્તક કરી તે વિચાર કરતો બેઠો હતો. પહેલા બાગમાં જે અજાયબી ભરી વસ્તુઓ તેણે જોઇ હતી તેનો ભેદ તો હજી જાણવામાં આવ્યો નહોતો, એટલામાં વળી આ બાગમાં તો વધુ આશ્ચર્ય ઉત્પન્ન કરનારી વસ્તુઓ અને બનાવો જોઇ તે વધુ ભૂલાવામાં પડયો હતો. કુંવરીની છબીની સમક્ષ ભરાયલી દરબારે તેને તદન

ગાંડોજ બનાવી દીધો હતો. કુમાર લગભગ કલાકેક સુધી તેવી હાલતમાં બેસી રહ્યો, પણ પછી તૃષા લાગતાં તેણે ઉંચી નજર કરી તો સામે એક દાસી હાથ જોડી ઉભી હતી તેણે પૂછ્યું કે "શી આજ્ઞા છે મહારાજ !" કુમારે ઈશારતથી તેણીને પાણી લાવવાની આજ્ઞા કરી, એટલે તે ત્યાંથી ચાલી ગઇ. હવે કુમારને પોતાની સ્થીતિનું ભાન આવ્યું. પોતે કયાં આવી બેઠો હતો તે હવે તેણે જાણ્યું, અને આસપાસ નજર ફેરવવા લાગ્યો. આ દીવાનખાનાની શોભા પણ ઓછી નહોતી. સંગેમરમરની જમીન ઉપર સુંદર ગાલીચો બીછાવેલો હતો. અને ચારે તરફની દીવાલ પાસે મખમલના ગાદી તકીયાની બેઠક બીછાવેલી હતી. કુમાર ઓરડાની શોભા નીહાળતો હતો, એટલામાં દાસીએ કનકના કટોરામાં પાણી લાવીને તેની સમક્ષ મુકયું, જે ઉપાડીને પીતાંજ કુમારના મગજમાં શીતળતા વ્યાપી રહી અને આંખોમાં પણ લહેર આવી ગઇ, અને તે બેહોશ થઇ તેજ ગાદીપર સુઇ ગયો.





# પ્રકરણ ૧૭ મું.

## દગો-ઝપાઝપી-નાસભાગ.



છાવણીમાંથી કુમાર એકાએક ગુમ થવાથી ત્યાં મ્હોટો ગડબડાટ મચી રહ્યો. વીરસીંહના ખરા વીશ્વાસુ, અને જેની બુદ્ધિ, જેની ચાલાકી, હીંમત, ધૈર્યતા, ચાતુર્યતા, અને બહુરૂપીવિદ્યાને જાણનાર ખરા બહાદુર ખેલાડીઓ બલદેવ અને દેવીસીંહ ગભરાટમાં પડી જઇ ચારે તરફ તેની શોધ કરી પરંતુ તેમને ક્યાંયથી પણ ભાળ મળી શકી નહોતી. આખો દીવસ શોધ કરીને થાકયા પછી તેઓ પાછા છાવણીમાં ભેગા મળ્યા. કુમારની શોધમાં ઘણા સ્વારો દોડાવ્યા હતા, જેઓમાંથી પણ કેટલાક પાછા ફર્યા હતા તેમની તરફથી નિરાશાનાજ સમાચાર મળતા હતા. હવે શું કરવું તે માટે ત્રણે બહુરૂપીયો વિચાર કરવાને બેસતાં શાંતીનાથે જણાવ્યું કે, "રમલની ગણત્રી ઉપરથી મને તો જણાય છે કે, કેટલીક યુવતીઓ કુમારને હરી ગઇ છે, અને અચલગઢના રાજની સરહદમાંના કોઇ પણ ભાગમાં આવેલા પોતાના ઘરમાં તેમને કેદ કીધા છે ! એ શીવાય મને બીજું કંઇ પણ વધુ જણાતું નથી. અને તે આગળ વધુ ચાલવાને મારી વિદ્યા કેવલ અશક્ત છે." આ સાંભળી બલ બોલી ઉઠયો કે "એમ કેમ બને ? આપણા રાજ્યની હદમાં કુમારનો એવો તે દુશ્મન કોણ રહેતો હશે ? મહારાજ ચંદ્રસેખરના રાજ્યઅમલમાં પ્રજા એવી

નો આબાદ અને સુખી છે કે રાજ્ય અને તેમના કુટુંબ તરફની પ્રજાની વફાદારી અસીમ છે, છતાં કુમારને હરી જઇને કેદ કરનાર કોણ હશે તે સમજી શકાતું નથી, મહોટી આશ્ચર્યની વાત છે !" આમ બહુવાર સુધી વિચાર કીધા પછી કુમારની શોધમાં ફરી નીકળવાને ત્રણે બહુરૂપીયો તૈયાર થઇ અચલગઢ તરફ રવાને થયા. જતાં જતાં તેમણે રાજા ચતુરસીંહના દીવાનને ચિત્રપુર તરફ વીદાય કીધો અને તીલસ્મી પુસ્તક ફતેહસીંહને સોંપ્યું. તેઓ છાવણીમાંથી મધરાતે નીકળ્યા, અને પાંચ કોસ જેટલો અંતર કોઇ પણ સ્થાને રોકાયા વીના ઉતાવળે કાપી ગયા. પ્રભાત થતાં તેઓ ગીચ જંગલમાં રોકાઇ જઇ પોતપોતાનું સ્વરૂપ બદલી વળી આગળ ચાલ્યા. આખો દિવસ ભુખ અને તરસ વેઠી તેઓ છેક સાંજ પડતાં અચલગઢની સરહદપર આવી પહોંચ્યા, એટલે ત્યાં જાહેર ન થતાં છુપી રીતે કુમારની શોધ કરવાનો ઠરાવ કરી ત્રણે જણા જુદા પડ્યા. તેમણે કેટલાક ઘરોમાં છૂપી રીતે ઘુસીને, કેટલાક બાગ બગીચાઓમાં શોધ કરીને, તેમને મળેલા ઘણા માણસો સાથે વાતચીત કરીને તપાસ કીધી, પણ કુમારની કંઇ ભાળ મળીજ નહીં. બીજે દિને તેઓ ફરી સાથે મળી જુદાજ સ્વરૂપ ધારણ કરી રાજા ચંદ્રસેખરના દરબારમાં ઘુસી એક ખુણામાં ઉભા રહી ત્યાં ચાલતી વાતચીત સાંભળવા લાગ્યા. એ સમયે કેટલાક જાસુસો ગભરાયલા સરખા દરબારમાં દાખલ થયા, જેમને બલદેવના પીતાએ અધીરાઇથી પૂછ્યું "આમ ગભરાયલા સરખા શા માટે દોડી આવ્યા છો ?"

"મહારાજ ! છાવણીમાંથી કુમારજીના સમાચાર લાવ્યો છું !" એક જાસુસે જરા આગળ જઇ હાથ જોડી ગભરાયલે અવાજે જણાવ્યું. "બે દીન થયા કુમારશ્રી છાવણીમાંથી ગુમ થઇ ગયા છે, અને બહુ શોધ કરી પરંતુ હજી તેમનો કશો પત્તો મળતો નથી !"

"શું ક્યાં ચાલ્યા ગયા ?" બલદેવના પિતાએ પૂછ્યું.

"નહીં મહારાજ! રાતે તંબુમાં નિદ્રાવશ થયા હતા, તેવીજ હાલતમાં કોઇ યુવતીઓ તેમને હરી ગઈ છે, જેમણે કુમારજીને આ સલતનતમાંજ ક્યાંક કેદ કીધા છે, એમ શાંતીનાથ જોશીજીએ રમલની ગણત્રી પરથી જાણ્યું છે. અને બલદેવ, દેવીસીંહ અને જોશીજી કુમારશ્રીની શોધમાંજ ગયા છે!"

"અચલગઢના રાજ્યમાંજ!" તેણે અજાયબી બતાવી "આ રાજ્યમાં મહારાજાજીનો કોઇ દુસ્મન હોવોજ ન જોઇએ!"

"વળી મહારાજ! બલદેવ વગેરેના જવા પછી આપણી સેના નવી આફતમાં આવી પડી!" જાસુસે જણાવ્યું "રાજા ચતુરે આ તકનો લાભ લઇ હલ્લો કીધો!" હુમલાની વાત સાંભળતાં દરબારના ખુણામાં સંતાઇને ઉભેલા બલદેવ, વગેરે બહુરૂપીયો ચમકી ગયા.

"પણ પહેલાં તો તમેજ એવાં ખબર લાવ્યા હતા કે, રાજા ચતુરે કુમારની મિત્રતા કબુલ કરી છે, અને તેની નીશાની તરીકે તેનો દીવાન ઘણું નજરાણું લઇને કુમારની હજુરમાં આવ્યો હતો?" તેણે પૂછ્યું.

"તે સઘળા સમાચાર સત્ય હતા, પણ આખરે રાજા ચતુરસીંહે દગો કીધો! એક પ્રહર સુધી તો સેનાપતિ ફતેહસીંહની સરદારી નીચે આપણી સેના ખુબ જોરથી લડી, પરંતુ સરદાર રાજા ચતુરસીંહને હાથે જખમી થઈ લડાઇમાં કેદ પકડાઇ ગયાથી સેના ગભરાટમાં પડી છીન્નભીન્ન થઇ ગઇ." જાસુસે જણાવ્યું. રાજા ચંદ્રસેખર અત્યાર સુધી આ સઘળી વાતચીત સાંભળી રહ્યા હતો. ફતેહસીંહના કેદ પકડવાની તેમજ સેનામાં ભંગાણ પડવાની વાત સાંભળી-

ને ક્રોધાવેશમાં આંખો લાલ કરી પોતાના દિવાન તરફ ફરી તેણે ભાર દઇને જણાવ્યું કે "આ સમયે જો કે આપણી પાસે બહુ સેના નથી તો પણ જે થોડી ફોજ બાકી છે તે લઇને આજેજ અમે કુચ કરીશું, અને એવા દગાખોર હીચકારા બાયલાને યોગ્ય શીક્ષા કરીશું !"

એમજ થતું જોઇએ મહારાજ ! મહારાજની કુચ કરવાની ખબર સાંભળી નહાસભાગમાં પડેલી સેના પણ ફરી હીંમતમાં આવી એકત્ર થઇ જશે !" પ્રધાને જણાવ્યું. આ વાતચીત ચાલી રહી હતી, એટલામાં બીજા બે જાસુસો દરબારમાં હાજર થયા જેમને પૂછવાથી તેમણે જણાવ્યું "મહારાજ ! છાવણીમાંથી કુમારજી ગુમ થયા પછી તેમજ બલદેવ વગેરે તેમની શોધમાં જવા પછી રાજા ચતુરે આપણી સેનાપર હલ્લો કરવાથી તેમજ લડાઇમાં ફતેહસીંહ સેનાપતિ ઘાયલ થઇ દુસ્મનના હાથમાં કેદ સપડાવાના સમાચાર જાણી મહારાજા જયસીંહજી પોતાની તમામ સેના સહીત ચીત્રપુર ઉપર ચઢાઇ લઇ ગયા છે. વળી માર્ગમાં બીજી એવી ખબર મળી કે, ફતેહસીંહજી કેદ પકડાયા તે પછી બે પ્રહર રાત્રી વીત્યાબાદ રાજા ચતુર પણ પોતાના મહેલમાંથી ગુમ થઇ ગયા છે, અને તેના પલંગ ઉપરથી એક કાગળ મળી આવ્યો છે, જેમાં એવું લખેલું છે કે, 'આ દગલબાજને હવે યોગ્ય શીક્ષા કરવામાં આવશે ! બસ, હવે એ હરામખોરને જીવીત પર્યંત કેદખાનામાંજ રાખવામાં આવશે.' એ પછી વળી ખબર સાંભળી કે ફત્તેહસીંહ પણ કેદમાંથી છુટી જઇ તલેસમની પાસે આવી પહોંચ્યા છે, અને આપણી સેના તેમની સરદારી તળે પાછી એકત્ર થઈ છે !" આ ખબર સાંભળતાં દીવાને જણાવ્યું કે, "મહારાજ ! ગમે તેમ થાઓ ! જો કે મહારાજ જયસીંહજી ચઢાઇ લઇ ગયા છે

તોપણ આપણે પણ ચીત્રપુર પર ચઢી જઇ એ પીડા હંમેશને માટે દાબી દેવી જોઇએ ! જ્યાંસુધી આપણને, આપણા કામમાં વારંવાર ખલેલ કરીને આપણને મહા સંકટમાં નાંખી નાહક લોકોનાં લોહી રેડાવે છે તેવા પાપીને, તેના પાપની શીક્ષા કરવાને આપણા સામર્થ્યને અજમાવશો નહીં ત્યાં સુધી તે પાપી ઝંપીને બેસવા દેનાર નથી.

‘ તમારૂં કહેવું ખરૂં છે દીવાનજી, એમજ થવું જોઇએ ! કુમારજ ચીત્રપુર જીતી નામના મેળવે એવી અમારી ઇચ્છા હતી, પણ હવે અમને ગયા વીના છુટકોજ નથી ! ” પછી રાજાએ દરબાર બરખાસ્ત કરી અને સઘળી તૈયારીઓ કરી પોતાની પાસે રાજમહેલમાં આવવાની પ્રધાનને આજ્ઞા કરી મેહેલમાં પધાર્યો; એટલે બલદેવ ગુરૂ, વગેરે બહુરૂપીયો પણ ત્યાંથી વીદાય થયા અને નગર બહાર એકાંત સ્થાને બેસી મસહલત કરવા લાગ્યા. “ હવે શું કરીશું ભાઓ ?” બલદેવે પુકારીને પૂછ્યું.

“ પહેલાં કુમારની ભાળ મેળવવી જોઇએ !” દેવીસીંહે જણાવ્યું.

“ એ ખરૂં પણ ભાઇ મારો એવો વિચાર છે કે તું સેનાને જઇને મળ એટલે તેમને પણ હીંમત આવશે, અને હું અને જોશીરાજ કુમારની શોધમાં જઇએ !” બલે જણાવ્યું.

“ મારી સલાહ માનો તો પહેલાં રાજા ચતુરસીંહને જે ગુફામાં કેદ કીધા હતા તે ગુફામાં જઇ આપણે જોઇ આવીએ !” શાંતીનાથે લાંબો વિચાર કરીને જણાવ્યું.

“ પણ તેનો તો દરવાજોજ ઉઘડતો નથી તેનું કેમ ? ” બલે મુશ્કેલી બતાવી કે, “ વળી ધારો કે કદાચ ગુફાનું દ્વાર ઉઘડ્યું તોપણ હાલ ત્યાં જવાથી આપણને શો લાભ થશે ?”

"તમે ચાલો તો ખરા પછી મને કહેજો !" શાંતીનાથે આગ્રહપૂર્વક કહ્યું, અને આખરે એકમત થઇ તેઓ ત્રણે ગુફા તરફ રવાના થયા. વાંચનાર આપણે રાજા ચંદ્રસેખરની દરબારમાં જાસુસોએ જણાવેલી ખબર સાંભળીને જાણી ગયા છીએ કે છાવણીમાંથી કુમાર ગુમ થવાની તેમજ બલ, દેવીસીંહ અને શાંતીનાથ તેની શોધમાં જવાની ખબર રાજા ચતુરને પડતાં તેના અંતઃકરણમાં દગો ઉપજ્યો. આ સ્થળે એટલું જણાવવાની જરૂર છે કે તેના દીવાન તેમજ બહુરૂપીયોએ તેને તેમ ન કરવાને બાહુ સમજાવ્યો, પણ લોભી ચતુરસીંહનું મન ક્રુરના સાથી આઇયારો નીચ હૈદર અને તારુમના ઉશ્કેરવાથી જરા પણ પીગળ્યું નહી, અને પોતાની તમામ સેના સહીત તેણે કુમારની છાવણી ઉપર ઓચીંતો હુમલો કર્યો. બહાદુર ફતેહસીંહે ગફલતીમાં પડેલી પોતાની સેનાને એકઠી કરી હુમલાને પાછો હઠાવવાને ઘણી તજવીજ કરી એક પ્રહર સુધી ગંભીર લડાઇ ચાલી, પણ આખરે ફતેહસીંહ લડતાં લડતાં ચતુરને હાથે જખમી થઇ કેદ પકડાયાથી તેની ફોજ નાહીંમત થઇ નહાસભાગમાં પડી ગઇ, ને છાવણી રાજા ચતુરના હાથમાં પડી ગઇ. આપણે જાણીએ છીયે તેમ તીલસ્મી પુસ્તક ફતેહસીંહને સોંપી બલદેવ વગેરે ગયા હતા. આ જીતમાં તીલસ્મી પુસ્તક ચતુરસીંહને હાથ ગયું, જેથી તેના આનંદનો પાર રહ્યો નહીં. તે પુસ્તકની મદદથી પોતેજ તલેસમ તોડીને પેલી ખાઇમાં સપડાયલી કુંવરીને મેળવી તેણીને પોતાની રાણી બનાવશે, એવી તેની ઇચ્છા થઇ. આથી કેદ પકડાયલા ફતેહસીંહને કારાગૃહમાં મોકલી દઇ તેણે તે રાત્રીએ વીજયનો આનંદોત્સવ કીધો. દરબાર ભરી તેમાં નાચરંગ કરાવ્યા, અને ખુશાલીમાં પોતાના સેવકોને સરપાવ અને બક્ષીસ આપી રાજી કર્યા. બીજે દીનેથી તલેસમ તોડવાનું કામ શરૂ

કરવાના પોતાના મનમાં સંકલ્પ કરતો તે મહેલમાં નિંદ્રાવશ થયો હતો ત્યાંથી ગુમ થઇ ગયો હતો, અને રાજા ચંદ્રસેખરની દરબારમાં જાસુસે તે સંબંધી જણાવેલી બીના લખેલ એક પત્ર તેની શય્યા ઉપરથી મળી આવ્યો હતો. વળી તેના ગુમ થવા સાથે ફતેહસીંહ સેનાપતિ પણ કેદખાનામાંથી છુટી ગયો હતો, એ બીના પણ વાંચનાર તું જાણી ગયો છે. ફતેહસીંહની આંખ ઉઘડતાં તેણે પોતાને સુમસાન જંગલમાં પડેલો જોયો. લડાઈમાં ચતુરસીંહના હાથે પોતાના શરીરમાં થયલા જખમો ઉપર આ સમયે પાટા બાંધેલા હતા, જેથી તેને થયલી ઇજા બીલકુલ જણાતી નહોતી, અને તે વગર મુશ્કેલીએ ઉઠીને ચાલી શકવા જેટલો પુરતો આરોગ્ય જણાયો. અજાયબી સહીત ઉઠીને ફતેહસીંહ ચાલતો ચાલતો તીલસ્મી ખંડીયેર પાસે આવી પહોંચ્યો, જ્યાં લડાઇમાં નહાસી ગયલા કેટલાક સીપાઇઓ પણ તેને આવી મળ્યા, અને ધીમે ધીમે આખી સેના પાછી એકઠી થઇ ગઇ. વળી આ સાથે રાજા ચતુરસીંહને કોઈ કેદ ઉપાડી ગયું છે, એ ખબર પણ તેને મળતાં પોતાની સેના સહીત તે ચતુરના દગાનું વેર વાળવા ચીત્રપુર ઉપર ચ્હડાઇ લઇ ગયો. તેની સેના ખંડીયેરથી લગભગ બે કોસ જેટલે દૂર ગઇ હશે એટલામાં રાજા જયસીંહ પણ તે તરફ સેના સહીત આવવાની એક જાસુસ તરફથી ખબર મળતાં તેણે પોતાની સેનાનો માર્ગમાંજ પડાવ નાંખ્યો. સાંજ પડતાં રાજા જયસીંહની સેના પણ ત્યાં આવી પહોંચી, એટલે ફત્તેહસીંહે સઘળી હકીકત તેને જણાવી ચીત્રપુર ઉપર ચઢાઇ લઇ જવાનો પોતાનો વિચાર જણાવ્યો. રાજા જયસીંહ પણ તેજ ધારણાથી આવેલ હતો એટલે રાતે સેનાનો પડાવ જંગલમાં નાંખી બીજે દિને રાજા જયસીંહ પોતાની તમામ સેના સહિત ચીત્રપુરપર ચઢી ગયો.

ચીત્રપુર પહોંચીને રાજા જયસીંહે આખા કીલ્લાને પોતાની સેનાથી ઘેરી લીધો. રાજા ચતુરસીંહની સેના લડવાને કીલ્લાની બહાર ન નીકળતાં અંદરજ ભરાઇ જઈ કીલ્લાપરથી લડાઇ કરવા લાગી. અંદરની સેના પોતાનો ખોરાક ખુટતાં પોતાની મેળે શરણે આવશે, એવા વિચારોથી રાજા જયસીંહ બહુ જોરથી લડાઇ ન ચલાવતાં આખા શહેરને ઘેરી પડાવ નાંખી પડી રહ્યો.

સંધ્યાકાળનો સમય હતો. દુશ્મનોની પડાવ નાંખી રહેલી સેનામાં ભંગાણ પાડવાને રાજા ચતુરસીંહના સીપાઇઓ કીલ્લાના બુરજોપરથી તોપોનો જબરો મારો ચલાવી રહ્યા હતા, પણ તેમાં તેમનું કશું વળતું નહોતું. આ સમયે કીલ્લાના પાછલા ભાગ તરફ આવેલા બે પર્વતોની વચ્ચે વહેતા નાળાંના એકાંત ભાગમાં આવેલા કીનારાપર ગુરૂનાથ, નારાયણસીંહ, ચમનરાય, તાજીમ અને હૈદર વાતચીત કરતા બેઠા હતા.

" શું કરીએ ભાઇઓ ! અમારા પાલનહાર તો બહેસ્તમાં સીધારી ગયા, અને અમે આ હાડમારી ભોગવવા રહી ગયા !" તાજીમ નિરાશાભરેલા અવાજે બોલ્યો.

" પણ તેમને કોણે માર્યા તેનો હજી સુધી આપણે પત્તો મેળવી શક્યા નહીં. નહીતો " હૈદર બોલ્યો, એટલામાં ગુરૂનાથ ગુસ્સામાં વચ્ચે બોલી ઉઠ્યો—" અરે તમારો નીચ, ! નીમકહરામ માલીક તો તેને પોતાને પાપેજ મુઓ, અને તમો બન્નેના પણ ટુંક સમયમાં તેવાજ હાલ થશે !" આના ટેકામાં ચમનરાય તીરસ્કાર સહ બોલ્યો કે, "હરામખોર ! તમારા પાપ બીચારા કુરસીંહને નડ્યાં ! તમે તેને ચંદ્રકળા અને તમારા જાતભાઇ સીપાઇઓની મદદથી નવલગઢની રાજગાદી મેળવી આવવાની લાલચ આપી ન્હોતી ? અને તેના પીતાને તમે ઝેર

આપી મરાવી નાંખ્યો ન્હોતો ? તમારી આવી લાલચને તે તે વરાશ જવાથી જે તેનું મૃત્યુ થવા પામ્યું છે. તમારાં આચરણ બહુરૂપીઓનાં નામને કલંક લગાડનારાં છે ! દગાખોર–લુચ્ચા !" આથી તાજીમ તપી જઇ બોલી ઉઠ્યો કે, "અમે દગાખોર !" આના જવાબમાં ગુરૂનાથ ગાજી ઉઠ્યો કે, "અલબત ! નીમકહરામો, જ્યારે તમે તમારા મહારાજા જયસીંહનું નીમક ખાઇને તેની સામે થઇ બેઠા ત્યારે પછી તમારાપર કોણ વિશ્વાસ રાખે ! આ તમારા પાપમાં તમે પોતે પણ હાલહવાલ થયા અને સાથે તમારી સલાહપર આંધળા થઇ ચાલનારા કુરને પણ મારી નંખાવ્યો ! વળી તમારાં પાપી પગલાં અમારા રાજ્યમાં થતાં મહારાજ ચતુરસીંહને પણ કેદખાનામાં પડવાનો સમય આવ્યો ! અરે ! ચીત્રપુરનું રાજ્ય પાયમાલ અને ખેદાનમેદાન કરી નાંખનાર તમે નીચજ છો ! તમો બન્ને દુષ્ટોને તો ખાસડે ખાસડે મારીને જીવતા દાટવા જોઇએ !" હવે હૈદર અને તાજીમના ગુસ્સાનો પાર રહ્યો નહીં. હૈદર ગુસ્સામાં બોલો ઉઠ્યો કે, "જુઓ, અમારી સાથે સંબંધ ન રાખવો હોય તો કાંઇ નહીં ! અમે કંઇ તમારે પગે લાગવાને આવ્યા નથી, પણ જરા મોં સંભાળીને હદમાં બોલો !" આથી ગુરૂનાથનો ગુસ્સો કાબુમાં રહી શકયો નહીં, અને તેણે એક છલંગ મારીને પોતાની પાસે પડેલો એક મ્હોટો પથ્થર ઉપાડી હૈદર તરફ તાકી એવા જોરથી માર્યો કે તે કપાળમાં લાગતાંજ તે તમ્મર ખાઇ બેશુદ્ધ થઇ જમીનપર ઢળી પડ્યો, અને તેજ ક્ષણે પોતના પાપનાં ફળ ચાખવાને પોતાના કીરતાર પાસે પહોંચી ગયો. તેની આ હાલત જોતાંજ તાજીમ ઉઠીને ત્યાંથી ભાગ્યો, પરંતુ વીરકાળે કુદકો મારીને તેની પાછળ દોડી તેના પગમાં આંટી મારી તેને જમીનપર પછા-

ક્યો. બસ, પછી શું પૂછવું હતું ? ચમનરાય, ગુરૂનાથ અને નારાયણસીંહ પણ તેની ઉપર ત્રુટી પડ્યા, અને લાતો અને ઠોંસાઓથી તેને ત્યાંજ પુરો કીધો. બાદ બંનેની લાશોને નાળામાં ફેંકી દઈ ચારે બહુરૂપીઓ થોડે દૂર જઇ વાતચીત કરતા બેઠા.

“ભાઇઓ હવે આપણાં રાજપર આફત વરસાવનારા દુષ્ટ ગ્રહોનો અસ્ત થઇ ગયો !” નારાયણસીંહ બોલ્યો.

“પણ હવે તો રાજ્ય બચાવવાની તજવીજ કરવી જોઇએ !” ગુરૂનાથે ગંભીર અવાજે જણાવ્યું.

“રાજા જયસીંહ પણ કેવા કઢંગા સમયપર ચ્હડી આવી નગરને ઘેરો નાંખી પડ્યા છે, પણ મહારાજા વીના આપણી સેના મેદાનમાં ઉતરી લડી શકે તેમ નથી. એજ મ્હોટી મુસ્કેલી છે !” વીરકાળે જણાવ્યું.

“તેમજ કીલ્લાની અંદરથી પણ આપણે લડીને કેટલાક દીવસો સુધી બચાવ કરી શકીશું ? કેમકે બે માસ સુધી કરકસરથી ચાલે એટલો ખોરાક તથા દારૂગોળો કીલ્લામાં આપણી પાસે છે, પણ પછી શું ?” ચમનરાય બોલ્યો.

“ભાઇઓ ! હવે એક ઉપાય છે ! કોઇ રીતે રાજા જયસીંહને સેનામાંથી ઉપાડી લાવવા જોઇએ, કેમકે જો તે આપણા પંજામાં સપડાઇ જશે તો પછી તેની સેના સામે આપણાં લશ્કરને લડાઇના મેદાનમાં ઉતારવામાં કાંઇ હરકત નડનાર નથી કેમકે, તેમની સેના સંખ્યામાં ઘણીજ થોડી છે !” ગુરૂનાથે જણાવ્યું.

“ખરેખર ! મહારાજા ચતુરસીંહનું નીમક હલાલ કરવાનો ખરો સમય આજ છે !” વીરકાળે ઉમેર્યું.

" પણ જુઓ ભાઇઓ ! આ બાબતમાં વીરસીંહ કુમારનો શો દોષ છે ? ખરૂં કહીએ તો આપણા મહારાજા નીચ ક્રુર અને તાજીમ વગેરેના સંબંધમાં આવવાથી તેમનાં અંતઃકરણમાં નીચતાએ વાસો કીધો તેનું આ બુરૂ પરીણામ છે ! " નારાયણસીંહે જણાવ્યું.

" ભાઇઓ ! બધું સારૂ થશે ! તાજીમ અને હૈદરે જે આપણા રાજ્યની બરબાદી કરનારા જે કાંટા સમાન હતા તે સદાને માટે દૂર થયા છે એટલે હવે બંને રાજ્યો વચ્ચે મીત્રતા બંધાવવાની તજવીજ કરીશું ! " ગુરૂનાથે જણાવ્યું.

" કુમાર વીરસીંહની સેવામાં આ દેહ આપણે અર્પણ કરીએ એવાં આપણાં ભાગ્ય કયાંથી ! " વીરકાળ બોલ્યો.

" હવે એ સમય બહુ સમીપ આવ્યો છે ભાઇઓ ! " ગુરૂનાથે હીંમત આપી, અને ઉમેર્યું કે, " ભાઇઓ, હવે રાત્રી પડી ગઇ છે માટે ચાલો આપણે કામે વળગીએ ! કંઇ ચાલાકી કરી રાજા જયસીંહને આજે ઉપાડી ગુપ્ત રાહે કીલ્લામાં આણી કેદ કરીએ ! જુઓ ! આપણે પહેલાં જઇને રાજાના રસોઇયાને ફસાવીએ, એટલે હું તેનું સ્વરૂપ ધારણ કરી રાજાને માટે ભોજન તૈયાર કરીશ. એટલામાં તમારે ભોજન વખતે રાજાની ખીદમતમાં રહેનારા ખવાસોને ફસાવી તેમનું સ્વરૂપ ધારણ કરી મારી સાથે કામે લાગવું. વળી રાજવંશીઓ પોતાનું ભોજન પહેલાં પોતાના ખવાસોને ખવરાવીનેજ ખાય છે, એટલે ભોજનમાં હું એવી ઔષધી મેળવીશ કે તે ખાધામાં આવ્યા પછી એક પ્રહર બાદ બેહોંશીની અસર કરે ! આ યુક્તિથીજ આપણી ધારણા સહેલાઇથી પાર પડશે ! " વીરકાળ, ચમનરાય અને નારાયણસીંહને પણ તે ઠીક લાગી, અને તે મુજબ નિશ્ચય કરી તેઓ પોતાને માર્ગે પડયા.

આ તરફ આપણે જાણી ગયા તેમ રાજા ચંદ્રસેખર પણ ચી ત્રપુરની ઉપર ચ્હડી જવાનો ઠરાવ કીધો હતો, અને તે મુજબ અચલગઢથી નીકળી માર્ગમાં કોઈ પણ સ્થળે મુકામ કીધા વગર કુચ કરતો ચાર દીવસમાં તે જયસીંહને સમીપ જઇ પહોંચ્યો. સાંજના વખતે રાજા રામસીંહને આ સમાચાર મળતાં તેણે પોતાના સેનાપતી ફત્તેહસીંહને થોડાક સીપાઇઓ સહીત આવકાર આપવા સામે મોકલ્યો રાજા ચદ્રસેખરને મળીને ફત્તેહસીંહે સઘળી હકીકત જણાવી. પ્રભાત થતાં સુધીમાં ચંદ્રસેખર અને લશ્કર પણ ચીત્રપુર પહોંચી ગયું, અને તેનો પડાવ પણ રાજા જયસીંહના લશ્કરની સાથેજ પડ્યો, એટલે રાજા ચંદ્રસેખર પોતાના આવવાની ખબર કરી મુલાકાત માટે સમય નક્કી કરવાને ફત્તેહસીંહને રાજા જયસીંહ પાસે મોકલ્યો, જે માટે તે જતો હતો, એટલામાં સામેથી દીવાન ધવલરાય અને બીજા કેટલાક સરદારો બ્હાવરા સરખા પોતાની તરફ દોડતા આવતા જોઈ, તે ઉભો રહી ગયો, અને તેઓ પાસે આવી પહોંચતાં તેણે પૂછ્યું કે, "દીવાનજી, આપ આમ ગભરાયલા સરખા દોડ્યા આવો છો તે શું છે? કહો! જલદી બતાવો! શું થયું! કેમ ગભરાઇ ગયા! કંઇ આફ્‌ત જેવું છે! શું કંઇ નવી આફ્‌તમાં ફસાઇ ગયા છો? કહો સત્વર કહો! મને હવે ધીરજ રહેતી નથી.

"હા આપણા પર ભયંકર આફ્‌ત આવી પડી છે!" આમ બોલતો તે રાજા ચંદ્રસેખરના તંબુમાં ધુસ્યો. ફત્તેહસીંહ ને બીજા સરદારો પણ તેની પાછળ તંબુમાં ગયા; રાજા ચંદ્રસેખરે તેમની આવી ગભરાટ ભરી હાલત જોઇ તેમ થવાનું કારણ પૂછતાં દીવાન ધવલરાય હાથ જોડી ગભરાટ ભરે અવાજે બોલ્યો—"મહારાજ, આજ પ્રભાતે દુશ્મનના કીલ્લામાંથી તોપનો અવાજ સાંભળી દુશ્મનોએ લડાઇ ચાલુ

કરવા માંડી હશે, એમ ધારી હું રાજાજીને મળવાને તેમના તંબુ તરફ ગયો, તો તંબુના દ્વારપરના પહેરેગીરોને બેહોંશ પડેલા જોતાંજ ભયભીત બનીને હું તંબુમાં દાખલ થયો તો મહારાજની શય્યા ખાલી જોઇ ! આ જોતાંજ હું તો દીગમૂઢ બની ગયો ! એટલામાં કેટલાક સરદારો પણ ત્યાં આવી પહોંચ્યા જેમણે બેહોંશ પડેલા પહેરેગીરોની હાલત તપાસીને જણાવ્યું કે તેમને બેહોંશીની દવા આપવામાં આવી છે. તરતજ અમોએ મહારાજાની ભાળ મેળવવાને કેટલાક જાસુસોને આમ તેમ દોડાવ્યા પરંતુ હજી સુધી તેઓને કશો પત્તો લાગ્યોજ નથી !" આ ખબર સાંભળીને ઊંડા વિચારમાં પડી રાજાએ પોતાની પાસે બેઠેલા પોતાના દીવાન તરફ જોયું, એટલે દીવાને તેનો મનોભાવ જાણી જઈ ઉઠીને ગંભીર અવાજે જણાવ્યું કે, "મહારાજ ! જો એકલા મહારાજ જયસીંહ ગુમ થઇ ગયા હોત તો આપણે એમ ધારત કે કોઇ અઇયાર કંઇ યુક્તિથી મહારાજાને ઉપાડી ગયો હશે, પણ જ્યારે કેટલાક પહેરેગીરો પણ બેહોંશ થઈ પડેલા છે તે ઉપરથી તો એમજ અનુમાન કરી શકાય છે કે, મહારાજના ભોજનમાં બેહોંશીની દવા મેળવવામાં આવેલી હોવીજ જોઇએ; માટે મહારાજ જયસીંહના ભોજન બનાવનાર રસોઇયાને પૂછવાથી કંઇક ભેદ જણાય !" તરતજ જયસીંહના રસોઇઆને પોતાની પાસે હાજર કરવાની રાજાએ આજ્ઞા કરી, જે બજાવવા કેટલાક ચોપદારો દોડી ગયા. રસોઇયાની શોધમાં તેઓને બહુ દૂર જવું પડયું નહીં, કેમકે ભોજનગૃહ તરીકે વપરાતા તંબુમાં રસોઇયાને ન દીઠાથી આસપાસ શોધવા જતાં તેમણે છાવણીની બહાર જંગલની ઝાડીમાં કેટલાક ખવાસ અને રસોઇયાને બેહોંશ પડેલા દીઠા, જેમને ડોળીમાં સુવરાવીને તેઓ ચંદ્રસેખરના તંબુ આગળ ઉપાડી આવ્યા, ને તે વિષેની રાજાને ખબર કરી, એટલે સઘળી ડોળીઓ તંબુની બહાર રાખી ફક્ત રસો-

ઇયાની એકજ ડોલી અંદર લાવવાની દીવાનને હુકમ કર્યો બેહોશ રસોઇયાને તંબુની અંદર લાવવામાં આવ્યો, એટલે દીવાન તેને લખલખો સુંઘાડીને શુદ્ધિમાં આણ્યો, અને તેને બેશુદ્ધ થવાનું કારણ પૂછતાં તેણે ફાટેલા ઘાટે જણાવ્યું કે, "મહારાજ, પ્રહર રાત્રી ગયે અમે છાવણીની બહાર ફરતા હતા, એટલામાં એક મીઠાઇવાળો અમારી પાસે આવી પોતાનો ખુમચો ઉતારી પોતાની મીઠાઇનાં વખાણ કરવા લાગ્યો, અને તે બહુ સ્વાદીષ્ટ છે, એવું જણાવી અમને ચાખવાને આપી, જે ચાખતાંજ અમારૂં મગજ ઘુમવા લાગ્યું અને જોતજોતામાં અમે બેશુદ્ધ થઇ પડ્યા, તે પછી શું થયું તેની અમને ખબર નથી!" આ પછી બીજી કેટલીક પૂછગાછ કરીને દીવાને રસોઇયાને પોતાને કામે વળગવાની રજા આપી, અને રાજાની આજ્ઞાથી ધવલરાય શિવાય બીજા સરદારોને પણ ત્યાંથી વીદાય કીધા. એકાંત થતાં રાજાએ પોતાના દીવાન પ્રત્યે કહ્યું કે, "હવે મહારાજ જયસીંહની ભાળ મેળવી તેમને છોડવવાની કંઇ તજવીજ કરવી જોઇએ!"

"શી તજવીજ કરીશું મહારાજ! અત્રે કોઇ અઇયાર પણ નથી, જેને કામ સોંપીયે!" દીવાને જણાવ્યું.

"તેથી શું થયું? તમેજ કંઇ યુક્ત કરો!" રાજાએ કહ્યું.

"મહારાજ! આ દાસ હવે શું કરી શકે તેમ છે? આજ વર્ષો થયાં બહુરૂપીનો ખેલ ખેલવાનું છોડી દીધું છે, કેમકે જે દિવસથી ચતુરને એ વિદ્યાકળામાં પ્રવીણ કરી આપના ચરણમાં સોંપ્યો તે દિવસથી આપ મહારાજાએ સેવકને બહુરૂપી તરીકેની સેવામાંથી મુક્ત કીધા છે, અને હવે પછીની જીંદગીમાં બહુરૂપીનો ખેલ કરવાનો સમય આવશેજ નહીં, એમ ધારી તે દિનથી બહુરૂપીનો બટવો હું તો પાસે રાખતો નથી!"

દીવાને જણાવ્યું કે, "આમ છતાં પણ આ મામલાનો વિચાર કરી કેટલીક જરૂરની વસ્તુઓ હું સાથે લાવ્યો છું !"

"ત્યારે પછી શી ચીંતા છે ! એ તમારી અસલી વિદ્યા વદ કરી મહારાજ જયસીંહને છોડવો !" રાજા બોલી ઉઠયો.

"જેવી શીરછત્રની આજ્ઞા !" દીવાને નમન કરીને જવાબ આપ્યો, અને ધવલરાય પ્રત્યે કહ્યું કે, "દીવાનજી ! આ સઘળી બીના હાલ ગુપ્ત રાખજો, અને સંધ્યાકાળ થઇ ગયા પછી ફત્તેહસીંહની સરદારી નીચે સેનાને રણભૂમિમાં લઇ જઇ આપ લડાઈ શરૂ કરજો, અને આજની રાત લડાઇ બંધ કરશોજ નહીં !" આમ ધવલરાયને કેટલીક સુચના કરી લડાઇની તૈયારી કરવા માટે વીદાય કીધા, અને રાજા ચંદ્રસેખરની ઇચ્છાથી ફત્તેહસીંહને પણ તેડાવી તે સંબંધી કેટલીક વધુ સુચના કીધા બાદ દીવાન પણ રાજાની આજ્ઞા લઇ પોતાના તંબુમાં ગયો. ભોજન વગેરે કરવા પછી તેણે પોતાના વૃદ્ધ ખવાસ પાસે બહુરૂપીની વસ્તુઓથી ભરેલી પેટી મંગાવી, અને તેમાંથી કેટલીક જરૂરની વસ્તુઓ કહાડી તેણે પોતાની થેલી ભરી લીધી, તેમજ બેહોશીની અસર કરનાર એક જાતનો તેજ અર્ક બનાવી એક શીશીમાં ભરી પોતાની પાસે રાખ્યો. પ્રહર દીન બાકી રહેતાં સુધીમાં તે સઘળી વાતે સજ થઇ ગયો, અને એક જમીનદાર ગામડીયાનું સ્વરૂપ ધારણ કરી પોતાના તંબુમાંથી બહાર નીકળ્યો. છાવણીમાંથી બહાર નીકળી તે ચીત્રપુરના કીલ્લાની દક્ષિણ દિશા તરફના પહાડી ભાગમાં ગયો, જ્યાં માણસનો પગરવ બીલકુલ હતો નહીં. આ એકાંત સ્થાનમાં જઇ કંઇ વિચાર આવતાં એક વિશાળ સીલાપર બેસી પોતાની થેલીમાંથી ખડીઓ, કલમ અને કાગળ કહાડી તેણે નીચે મુજબ લખ્યું કેઃ—

" તમો લોકોની આવી ચાલાકી છતાં આખરે હું કીલ્લાની અંદર તો દાખલ થઇજ ગયો, અને હવે જોશો કે કેવું તોફાન મચાવું છું, તમે ચારે જણાઓ તો બહુરૂપીજ છો, અને હું તો બહુરૂપીઓની કળા જાણતોજ નથી તોપણ તમે મને કેદ પકડી શકો તેમ નથી. બસ આજથી બહુરૂપીઓનો વેશ લેવાનું છોડી દઇ ખવાસ બનો !"

આ મુજબ લખેલા કેટલાક કાગળના કટકાઓ તૈયાર કરી પોતાની થેલીમાં મુકી ચંદ્રસેખરનો દીવાન ત્યાંથી ઉઠી કીલ્લા તરફ ચાલ્યો. સાંજ પડતાં સુધીમાં તે કીલ્લાની છેક સમીપ પહોંચી ગયો. અને કયે સ્થળેથી કીલ્લામાં દાખલ થવું તે શોધવા આમ તેમ ફરવા લાગ્યો. જ્યારે રાતનો સમય થતાં અંધકારનો અમલ બેસી ચુકયો, ત્યારે લાગ જોઇ કીલ્લાની એક બાજુની જરા ભાંગેલી નીચી દીવાલ ઉપર કમંદ નાંખી તે ચઢી ગયો, અને અંદરના ભાગમાં સુનકાર જોઇ તે બેધડક અંદર ઉતરી પડયો. કીલ્લાની બહારના ભાગમાં દીવાન ધવલરાય અને ફત્તેહસીંહે લડાઇ ચાલુ કરી હતી. તોપો ફુટવાનો ધણણણ કરતો અવાજ ગાજી રહ્યો હતો. કીલ્લાની અંદરની સેના બુરજ અને મીનારાઓ ઉપર ચ્હડીને લડી રહી હતી, અને ઘણા માણસો લડાઇનું પરીણામ કેવું આવશે તે જાણવાને કીલ્લાના દરવાજા પાસે ભેગા થઇ ગભરાટ સહીત લડાઇ જોતા ઉભા હતા. આથી ચંદ્રસેખરના દીવાનને કીલ્લાની અંદર ફરીને સઘળા ભાગો જોવાનો તેમજ પોતાનું કામ પાર પાડવાનો સારો લાગ મળ્યો. તેણે લાગ જોઇ પોતાની પાસે લખી રાખેલા સઘળા કાગળો કીલ્લાના જુદા જુદા ભાગોમાં લગાડી દીધા. કીલ્લાના દરવાજાપર લડાઇ ખુબ જોરથી ચાલતી હોવાથી સઘળા સરદારો અને બહુરૂપીઓ ત્યાંજ ભેગા થયા હતા. એટલે ચંદ્રસેખરના દીવાનને કંઇ મુશ્કેલી નડી નહીં.

રાજા જયસીંહને કીલ્લામાં કયે સ્થળે કેદ કીધો છે તે પહેલાં જાણીને તેને છોડવવા સાથે દુશ્મનના સઘળા બહુરૂપીઓને પણ બની શકે તો કેદ કરી લઈ જવાનો તેણે વિચાર કીધો, અને તે માટે યુક્તી સુઝતાં તે કીલ્લાના એકાંત ભાગમાં ગયો.

લડાઇ ખુબ જોરથી ચાલતી હતી. ફતેહસીંહની સરદારી હેઠળનું લશ્કર ઘણીજ બહાદુરીથી લડતું હતું, અને એમજ લાગતું હતું કે જો તેવીજ રીતે આખી રાત્રી લડાઇ ચાલુ રહેશે તો સવાર સુધીમાં કીલ્લો તુટી જઇ રાજા જયસીંહની સેના નગરમાં દાખલ થઇ જશે. આ ચીંતા અને ધાસ્તીમાં ગુરૂનાથ, વગેરે બહુરૂપીઓ ગભરાયલા સરખા આમતેમ દોડધામ કરી રહ્યા હતા, એટલામાં એક ચોપદારે આવી ગુમરાણ મચાવી મુકયું, જેથી તેમના ગભરાટમાં વધારો થયો. આ ચોપદાર ઘણો જખમી થયો હતો, તેના માથામાં થયેલા જખમોમાંથી નીકળતાં લોહીથી તે ખરડાઇ ગયલો હોવાથી બરોબર ઓળખી શકાતો નહોતો. તેને જોતાં ગુરૂનાથે પૂછયું કે, " અરે ! તને કોણે જખમી કીધો ? "

" અરે મહેરબાન ! આપ સઘળાઓ તો અહીંયાના વિચારમાં ભાનજ ભૂલી ગયા છો એટલે બીજી તરફ તમારૂં ધ્યાન કયાંથીજ રહ્યું હોય ! કીલ્લાના પાછલા ભાગ તરફથી કુમાર વીરસીંહના કેટલાક સીપાઇઓ અંદર ઘુસી આવ્યા છે, અને ચારે તરફ ફરી ખરાબી કરી રહ્યા છે ! તેઓમાંના એકની તો હું સામે પણ થયો, પણ તે એવો ચાલાક અને જોરાવર હતો કે જોત જોતામાં તેણે મને જખમી કરી નાંખ્યો, તોપણ મહા મુશ્કેલીએ આ સમાચાર તમોને જણાવવાને હું નાશી આવ્યો ! અરે ! હમણાં અત્રે આવતાં પણ માર્ગમાં મેં તેજ માણસને દીવાલ અને દરવાજાઓ ઉપર કંઇ કાગળો ચોંટાડતો દીઠો.

માટે હવે તો ચાલો, ને તેને પકડો ! જલદી ચાલો ! નહીંતો વળી હાથ આવેલો શીકાર છટકી જશે ! ” પેલા ચોપદારે હાંફતાં હાંફતાં જણાવ્યું.

“ તેઓ બધા કેટલાક માણુસો છે ? ” ગુરૂનાથે પૂછ્યું.

“ હું તો એકને ઝપાટે ચઢયો, માટે જલદી તપાસ કરો ! વિચારમાં વખત ન ગાળો ! ” ચોપદારે દુઃખદ અવાજે જણાવ્યું.

“ કઇ તરફ તે માણુસ જણાયો હતો ? ” વીરકાળે પૂછ્યું.

“ તું અમારી સાથે આવી તેને બતાવી શકીશ ! ” નારાયણસીંહે પોતાના હથીયાર પર હાથ નાખતાં ચોપદારને કહ્યું.

“ અલબત ! પ્રાણુાંત સુધી મહારાજાનું નીમક હલાલ કરવાની મારી ફરજ છે ! ચાલો મહેરબાનો ! વખત ન ગુમાવો ! ” આમ કહેતો ચોપદાર ટટાર ઉભો થઇ કીલ્લાની અંદરના ભાગ તરફ ચાલ્યો, એટલે વીરકાળ, વગેરે ચારે બહુરૂપીઓ પણુ તેની પાછળ ચાલ્યા. રાણીવાસને લગતા મહેલ પાસે તેઓ જઇ પહોંચતાં એક મસાલચીને બેહોંશ થઇ જમીનપર પડેલો જેતાં ચમકીને તેને બતાવતાં ચોપદાર બોલ્યો—જુઓ ! આ એક બીજો કમનસીબ બીચારો તેનો ભોગ થઇ પડયો ! ” આમ કહેતાં તેણે પાસે પડેલી તેની મસાલ અને તેલની ઝારી ઉપાડી લીધાં. ગુરૂનાથે તેના નાકપર હાથ મુકી જેઇ લીધું કે તે બેહોંશીની અસર તળે પરવશ થઇ પડયો છે.

“ હવે આપ એને હાલ આમજ અહીં રહેવા દઇએ. હરામખોરની પહેલા શોધ કરી એને પકડો કે એ વધુ ખરાબી કરતો અટકે ! ચોપદારે કહ્યું કે, “ અરે ! પણ એ હરામખોર આપણે ત્યાં કેદ પડેલાં રાજા જયસીંહને છોડવી ન જાય તેના પુરતો બંદોબસ્ત કરવો જેઇએ ! ”

આ સાંભળતાંજ ગુરૂનાથ બોલી ઉઠયો "હા, હા : ચાલો પહેલાં તે સ્થળે જઇ જોઇએ કે રાજા જયસીંહ હજી કેદ છે કે નહી ?" તરતજ પાંચે જણુ કીલ્લાના જે એકાંત ભાગમાં રાજા જયસીંહને કેદ કીધો હતો ત્યાં ગયા અને જોયું તો રાજા કેદખાનામાં હતો. હાથમાં હાથકડી અને પગમાં બેડીઓ સહીત તે દીવાલને અઢેલીને આડે પડખે પડયો હતો. ચોપદારે તે ઓરડીની પાસે જઇ તેનું સળીયાવાળું દ્વાર અને તાળું બરોબર તપાસી જોયાં અને પછી તેઓ ત્યાંથી નીકળી ચારે તરફ શોધવા લાગ્યા. ફરતાં ફરતાં દીવાલ અને દરવાજાઓ ઉપર ચોંટાડેલાં કાગળો તેમણે દીઠા, જેમાં લખેલી બીના વાંચી જોતાં આ ચારે બહુરૂપીઓ ગભરાટમાં પડયા. એક સ્થળે ઉભાં રહી તેઓ ઉંડા વિચારમાં પડયા હતા, એટલામાં ચોપદાર મ્હોટેથી બુમ પાડી એક ઓરડી તરફ આંગળી કરી બતાવતાં બોલ્યો કે, "અરે ! જુવો ! જુવો ! શીકાર સપડાયો છે ! હમણાંજ મને જખમી કરનાર હરામખોર પેલી ઓરડીમાં દાખલ થયો ! બસ ! હવે વિચાર કરવાનો સમય નથી ! એને પકડો !" આમ કરતાં તે ઓરડી તરફ તે દોડયો, પણ તેના દરવાજા આગળ જઇ પહોંચતાં તે એકાએક પડી ગયો, એટલામાં તેની પાછળ ચારે બહુરૂપીઓ પણ જઇ પહોંચ્યા. ચોપદારને દરવાજા આગળ જમીનપર પડેલો જોઇ તેને થયેલા જખમોની અસરથી તે થાકીને બેભાન થઇ પડયો હશે, એમ ધારી તે ચારે બહુરૂપીયો તેને ત્યાં પડયો રહેવા દઇ ઉતાવળા ઓરડીમાં ઘુસ્યા. હવે બેભાન પડેલો ચોપદાર કંઇક શુદ્ધિમાં આવતો જણાયો, અને વીરકાળ વગેરે ચારે બહુરૂપીયોને અંદર ગયેલા જોઇ તેણે એકાએક ઉભા થઇ જઇ તે ઓરડીનાં બારણાં ઝડપથી બહારથી બંધ કરી તે પર એક તાળું મારી દીધું. અને પછી પોતાની

કમરેથી ચકમકની પથરી કહાડી દેવતા પાડી બારણાની બાજુની સાખની નીચેથી એક ઝીણી જામગરી બહાર દેખાતી હતી તેને સળગાવી દીધી, જે સરરરર કરતી અંદરના ભાગમાં પણ બળી ગઈ. આ ચોપદાર કોણ હતો? તે વાંચનાર! હવે તું જાણી ગયોજ હશે! આ ચોપદાર આપણા નેકનામદાર ચંદ્રસેખરના દીવાન હતા, જેણે બહુરૂપીયોને ગભરાવી પોતાની સાથે ફેરવીને રાજા જયસીંહને કેદ કીધા હતા તે ઠેકાણું જોઇ લીધું, અને તે પછી પોતાની મરજી મુજબ અગાઉથી તૈયાર કરી રાખેલી પેલી ઓરડીમાં તેમને આણીને કેદ કીધા. તેણે પહેલાંથીજ બેહોશીની ભુરકી મેળવેલો દારૂ તે ઓરડીના એક ખુણામાં ઢગલી કરી મુક્યો હતો, અને તેમાં એક લાંબી વાટ મુકીને તેનો બીજો છેડો બારણાની ફાટમાંથી છેક બહાર કાઢ્યો હતો. બારણાં બંધ કરી કેદી બહુરૂપીયોને બેહોશ કરવાને પેલી વાટ સળગાવીને દીવાન જે સ્થાને રાજા જયસીંહ કેદ હતો ત્યાં ગયો. અત્રે માણસનો પગરવ બીલકુલ નહોતો, એટલે કેદખાનાનો દરવાજો તાળું ભાગીને ઉઘાડી રાજાના હાથપગમાંની બેડીઓ કાપી તેણે રાજાને બહાર આણ્યો. રાજા જયસીંહે તેને ઓળખ્યોજ નહી, પરંતુ પોતાને મુક્ત કરનાર અજાણ્યો પુરૂષ કોણ છે તે સંબંધી વધુ વાર અંધકારમાં ન રાખતાં પોતાની ઓલખાણ આપી અને કહ્યું કે, “ મહારાજ! આ સમયે વગર વીલંબે કીલ્લાની બહાર તમે નીકળી જવું જોઇએ !” તરતજ કંઇપણ બોલ્યા વીના તેઓ બંને ત્યાંથી નીકળ્યા. કીલ્લાના જે ભાગમાંની દીવાલપરથી ચંદ્રસેખરનો દીવાન આવ્યો હતો તે માર્ગે રાજા જયસીંહને કીલ્લાની બહાર નીચે ઉતારી દીવાને કહ્યું કે, “ આપ જરા નીચે ઉભા રહેજો! દુશ્મનના ચારે બહુરૂપીયોને પણ મેં બેહોશ કીધા છે તેમને પણ એકેક કરીને લટકાવી નીચે ઉતારૂં

શું ! પછી હું તેને છાવણીમાં ઉપાડી જઇશ !" આટલું કહી તેણે પેલી ઓરડી આગળ આવી તેનું બારણું ઉઘાડયું, અને પોતાના શ્વાસમાં તે ઓરડામાંનો ધુંમાડો ન જાય તે માટે નસકોરામાં લખલખો ભરી તે ઓરડીમાં દાખલ થયો. આખી ઓરડી ધુંમાડાથી ભરેલી હતી. દીવટ સળગાવી ગુરૂનાથ વગેરે બેહોંશ પડેલા બહુરૂપીઓને એક એક કરીને કીલ્લાના પાછલા ભાગની દીવાલ તરફ લાવી મુકી ચારેને તેણે પોતાની કમદના છેડા સાથે બાંધી વારા ફરતી બહાર ઉતાર્યા અને છેવટે પોતે પણ નીચે ઉતરી ગયો. પછી ચારે બહુરૂપીઓને એક તરફ ઝાડીમાં છૂપાવીને આ બને જણાઓ છાવણીમાં આવ્યા, ચાર ડોલીઓ મોકલીને ચારે બહુરૂપીઓને પણ લશ્કરમાં લાવી તેમના હાથપગમાં બેડીઓ ઠોકી દઇ તેમને સખ્ત પહેરામાં કેદ કીધા. રાજા જયસીંહના છુટવાથી રાજા ચંદ્રશેખરને ઘણો આનંદ થયો. તેઓ બંને મળ્યા, ભેટયા. રાજા જયસીંહે ચંદ્રસેખરના દીવાનનાં બહુ વખાણ કીધાં, અને પોતાની તરફથી કેટલાંક ગામો તેને બક્ષીસ કીધાં. રાત વાની જવાથી પુર્વ દીશામાં ધીરે ધીરે લાલી પ્રકાશ થવા લાગી હતી, તે વખતે જયસીંહની સુચનાથી લડાઇ બંધ કરવામાં આવી.





# પ્રકરણ ૧૮ મું.

## અભેદ શો ?—ફતેહ !

ચીત્રનગરનાં રાજમહેલમાં વીરસીંહ બેહોશ થઈ ગાદીપર ઢળી પડ્યા પછી તેની કેવી હાલત થઈ તે આપણે જોઇએ. જ્યારે કુંવરની આંખ ઉઘડી ત્યારે તેણે પોતાને પથ્થરની એક સીલાપર સુતેલો જોયો. અજાયબી તેમજ ગભરાટથી આસપાસ નજર ફેરવતાં ચારે તરફ ઉંચા પર્વત અને તેમની વચ્ચેથી વહેતો એક ઝરો દીઠો. આ ઝરાને કીનારે જાંબુના ગંભીર ઝાડાની હાર શોભી રહી હતી. આસપાસનો દેખાવ બારીક નજરે જોતાં તેણે પોતાને તીલસ્મી ગુફામાં આવી પહોચેલો દીઠો. જ્યાં રાજા ચતુરસીંહને તેની રાણી સહીત બળદેવે કેદ કીધા હતો રાત્રીએ ચીત્રનગરમાં જોયલી લીલા હજી તેના મનમાંથી ખસીજ નહોતી, પણ અત્યારે તેમને એમ લાગ્યું કે એ સઘળું તેણે સ્વપ્નમાં જોયું હશે અથવા તો હવે તે સ્વપ્ન અનુભવતો હશે ! આંખો ચોળી ફરી દરેક વસ્તુ ધારીને જોતાં દૂર એક ઝાડ નીચે રાજા ચતુરસીંહને પોતાની રાણી પાસે ચર્ણ દબાવતો બેઠેલ દીઠો, એટલે તેની ભ્રાંતી મટી જઇ, પોતે નક્કી પહાડી ગુફામાંજ આવી પહોંચ્યો છે, એમ તેની ખાત્રી થઇ. હવે ચંદ્રકળા યાદ આવતાં જે પહાડ ઉપર તેણીને અને ચપલાને છોડી તેઓ તલેસમ તોડવાને ગયા હતા ત્યાં તેઓ કેવી હાલતમાં છે તે જાણવા તે ઉઠીને દોડતો પહાડની તળેટી તરફ ગયો. આ સમયે પણ ચંદ્રકળા મેલી ફાટે-

લી સાડી પહેરીને ઘુંટણે હાથ ટેકવી હથેલીપર માથું મુકી ઉદાસ ચ્હેરે બેઠી હતી. તેણીની મુખમુદ્રા મેલથી ભરેલી હતી, અને અંબોડો છુટી જઇ વાળ વીખેરાઇ ગયા હતા, જેમાં પણ ધુળ ભરાઇ ગઇ હતી. ચંદ્રકળાને જોતાં વળી પ્રેમનો ઉભરો ઉછળી આવવાથી વીરસીંહની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, અને દુઃખી થઇ એક ઝાડની ઓથે ઉભો રહી તે બબડયો કે, "હાય ! હવે શું મુખ લઇને વહાલીની સામે જઇ ઉભા રહીયે ! તેણી પૂછશે ત્યારે શું એવો જવાબ વાળીશું કે, હજી સુધી તલેસમ તોડી શકાયું નથી ! અરેરે ! એવાં શબ્દો અમારાં મુખમાંથી કેમ કહેવાય ! હાય ! વનકન્યાના મોહમાં ફસાઇને તલેસમ તોડવાનું ભાનજ ભૂલાઈ જવાયું ! તેણીના રટણમાં કેટલા દીવસો ફોકટ ગુમાવ્યા ! વળી વ્હાલી ચંદ્રકાન્તા પૂછશે કે, અમે અહીં શા માટે આવ્યા તો શો જવાબ દઇશું ? અમે સઘળું શું અનુભવ્યું ! ચતુરસીંહ પણ અત્રે છે, અને છાવણીમાં તો તે છુટી ગયાના ખબર મળવા સાથે તેનો દીવાનજ તેની તરફથી નજરાણું લઇને આવ્યો હતો !" વીરસીંહના મનમાંથી આવા વિચારો થતા હતા, એટલામાં સામેથી બલદેવ, દેવીસીંહ અને શાંતિનાથ જોશીજીને પોતાની તરફ આવતા જોઇ તે આતુરતાથી તેમની તરફ દોડયો, અને બલદેવને અનહદ સ્નેહથી ભેટી પડ્યો. મીલનનો આનંદ ઉભરો શાંત પડતાં કુંવરીને બતાવતાં કુમારે દબાયલે અવાજે કહ્યું કે, "ભાઇ બલદેવ જુઓ, વહાલી ચંદ્રકુંવરી કેવી દુઃખદ હાલતમાં બેઠાં છે !"

"કુમાર, તેમની સાથે કંઇ વાતચીત કરી ?" બલદેવે પૂછ્યું.

"નહીં ! તેમની સામે આજે જઇએ કે નહીં તેનોજ હજી અમે વિચાર કરતા હતા !" કુમારે જવાબ આપ્યો.

" કહો ત્યારે આપ અત્રે કેટલા દીવસથી આવ્યા છો ?" બલદેવે પૂછ્યું.

" અરે ! હજી બે ઘડી પણ થઇ નથી !" કુમારે કહ્યું.

" ત્યારે આટલા દીવસ ક્યાં હતા ?" શાંતીનાથે પૂછ્યું. જવાબમાં કુમારે ચીત્રનગરમાં અનુભવેલી સઘળી વીતક વાત કહી સંભળાવી, જેથી ત્રણે બહુરૂપીઓ અજાયબી અને વીમાસણમાં પડી ગયા. કુમારે પોતાનું કહેવું સમાપ્ત કીધું, ત્યારે બલદેવે શાંતીનાથને આતુરતાથી પૂછ્યું કે, " કેમ જોશીરાજ ! આ સઘળાનો ભેદ કાંઇ આપના સમજવામાં આવ્યો કે નહીં ?"

" કાંઇજ નહીં ! કુમાર ક્યાં ગયા હતા, અને તેમને હરી જઇ તેમને એવા ભેદ ભરેલા દેખાવો બતાવનાર કોણ હતો, તેમજ ચીત્રનગર નામનું એ સ્થાન ક્યું ! તે કંઇ ધ્યાનમાં ઉતરતુંજ નથી !" શાંતીનાથે ગંભીરતાથી જણાવ્યું.

" ખરેખર ! છેલ્લા બે ત્રણ દીવસોમાં અજાયબી પમાડનારા એવા બનાવો અનુભવ્યા છે કે જેથી અમારી મતી મુંઝાઇ ગઇ છે ! વળી વધુ આશ્ચર્યની વાત તો એ છે કે છુટી ગયલો રાજા ચતુરસીંહ પણ પાછો અત્રે કેદ પડયો છે !" કુમાર બોલ્યો કે આ સઘળા ભેદનો ખુલાસો પર્વત પર સપડાયલીઓ કાન્તા અને ચપલા પાસેથી કદાચ મળશે. એમ ધારી તેમને પૂછવાને તેઓ પર્વતની તળેટી તરફ ગયા. ઉપરથી ચપલાએ તેમને દીઠા, એટલે ઉભી થઇ તેણીએ કુમારને કુશળતાના સમાચાર પૂછ્યા, જેનો જવાબ કુમારે આપીને કુંવરીની આરોગ્યતાના સમાચાર પૂછ્યા. આના જવાબમાં ચપલાએ જણાવ્યું કે " કુંવરીબાની સ્થીતિ તો એમનું શરીર જોતાંજ

જાણી જશો !" કુંવરીએ કુલીનને જોતાં આનંદ તેમજ નિરાશા સહ હાથ જોડી ઉભી થઇ. તેણીની આંખોમાંથી આંસુની ધારા જોરથી વહેતી જોઇ તેણીને ધીરજ આપતાં કુમારે કુલીનને કહ્યું કે, "કુંવરી ! હવે તમે થોડા દીવસ ધીરજ ધરો ! તલેસમ તોડવાનું કામ હવે થોડુંક બાકી રહ્યું છે તે જલદીથી પુર્ણ કરીશું !"

"કુંવરીબા કહે છે કે, એમનું હૃદય એમ સુચવે છે કે, આજ-કાલ આપનાં અંતઃકરણમાંથી એમના તરફનો સ્નેહભાવ ઘટી ગયો છે, અને આપનાં હૃદયમાં કુંવરીબાની મુર્તિને બદલે હાલમાં બીજી કોઇ પ્રતિમા સ્થપાઇ છે ! આજ કેટલાક દીવસ થયા એ નવા વિચારે કુંવરીબાના ચિત્તમાં પ્રવેશ કરી તેમનું હૃદય કોરી નાખવા માંડયું છે !" ચપલાએ જણાવ્યું. કુમાર આનો જવાબ આપી શકયો નહીં ! આ સમયે તેની હાલત તદન જુદીજ થઇ હતી. તેની આંખોમાં આવેલાં ઝળઝળીયાંમાંથી આંસુનાં બીંદુ ટપોટપ પડવા લાગ્યાં હતાં. જાણે વનકન્યાની બાના કાન્તાને જણાવવા ન ઇચ્છતો હોય, તેવી આતુર નજરે તેણે ચતુર તરફ જોયું. ચાલાક ચતુર તેનો મનોભાવ જાણી જઇ હસીને બોલ્યો કે "કુમાર ! આ શું ! દહ થાઓ ? તમને કીધેલા પ્રશ્નનો હું યોગ્ય જવાબ આપી કુંવરીના મનનું સમાધાન કરૂં છું !" આમ કહી ચંપા તરફ ફરીને તેણે કહ્યું કે, "કુમારીને સમજાવીને ધીરજ આપો કે, કુમારને માટે મનમાં એવો લેશ પણ ખ્યાલ આણતા નહીં. જુઓ, તમારાં ! વચનોથી કુમારને કેટલું દુઃખ ઉપજ્યું છે !"

"આપ આજે અત્રે શા માટે આવ્યા છો ?" ચંપાએ પુછ્યું.

"રાજા ચતુરસીંહ અત્રેથી છુટી ચીત્રપુર જવાની ખબર અમને મળ્યાથી તેમને જોવાને આવ્યા હતા !" ચતુરે જવાબ આપ્યો.

"અરે કોઇ બહુરૂપીએ તેમનું સ્વરૂપ ધારણ કર્યું હશે!" ચંપાએ જણાવ્યું—"તે રાજા રાણીને તો અમે દરરોજ અત્રે જોઇએ છીએ!" તેમની વચ્ચે ચાલતી વાતચીતનો અવાજ દૂર બેઠેલા રાજા ચતુરસીંહને કાને પડતાં તેણે ફરીને નજર કરી, અને કુમાર વગેરેને જોતાં ઉઠીને તેમની પાસે આવ્યો, અને કાંઇ કહેવા જતો હતો, એટલામાં તેણે પહાડ ઉપર કાન્તા અને ચંપા તરફ નજર કરી અને તરત જ 'મહારાજ' એટલું બોલી અટકી ગયો, એટલે ચતુરે તેને પૂછ્યું કે, "રાજા ચતુરસીંહજી! આપ કુમારને શું કહેતા હતા? બોલતાં બોલતાં એકાએક અટકી કેમ ગયા?"

"કંઇ નહીં!" ચતુરસીંહે હસીને નીચું જોઇ જવાબ આપ્યો.

"તોપણ?" બલદેવે અજાયબી પૂછ્યું.

"ન કહેવામાંજ ફાયદો છે! કહેવાથી જીવ જોખમમાં આવી પડે તેમ છે!" ચતુરસીંહે જવાબ આપ્યો.

"કેવી રીતે?" બલદેવે અજાયબ થઇને પૂછ્યું.

"એજ ભેદ ઉઘાડો કરી શકાય તેમ નથી!" ચતુરસીંહે જણાવ્યું.

"નહીં કહેવાનો હઠ જ પકડી બેસશો તો તે તમે શું એમ ધારો છો કે એ ભેદ જાણ્યા વીના કુમાર પણ તમને જીવતા મુકશે?" બલદેવે ગંભીર અવાજે કહ્યું

"તે વીરસીંહજીની ઇચ્છામાં આવે તેમ કરવાને મુખ્ત્યાર છે, પરંતુ અમે કંઇ બોલીશુંજ નહીં! જેવાં અમારાં ભાગ્ય!" ચતુરસીંહે બેદરકારીથી જણાવ્યું. આથી બલદેવને બહુ ગુસ્સો ઉપજ્યો, જે દબાવી ન શકવાથી તેણે પોતાની કમ્મરેથી ખંજર ખેંચી કહાડ્યું, જે જોતાંજ

પહાડ ઉપરથી ચંપા મ્હોટેથી બુમ પાડી ઉઠી કે, " હાં હાં ! એવું સાહસ કરશો નહીં ! બલદેવ શાંત થાઓ! " બલદેવનો ઉગામેલો હાથ અચકી ગયો, અને તેણે ચંપા તરફ જોયું, એટલે તેણી બોલી કે, " બલદેવ ! રાજા ચતુરસીંહ, ઉપર શા માટે ખંજર ઉગામો છો? એવું તે તેમણે શું કારણ આપ્યું છે ?"

" ચતુરસીંહ કુમારને કંઇ જણાવવાને અત્રે આવ્યા, પરંતુ તમારી તરફ નજર કરીને પછી બોલતા અટકી ગયા, જેનો ખુલાસો પૂછ્યો તો કંઈ કહેતા નથી ! આ સઘળાનો ભેદ શો છે તે કંઇ સમજાતું નથી ! એક તો એમના અત્રેથી બહાર નીકળી જવાની બાબતમાં અમે વિચારમાં અથડાતા હતા, તેમાં વળી તેમની આ ભેદી રીતભાતે અમને વધુ ગુંચવાડામાં નાંખ્યા છે ! " બલદેવે જણાવ્યું, એટલે ચંપા હસીને બોલી ઉઠી કે, " અહો ! અરે આજકાલ રાજા ચતુરસીંહ તો ગાંડા થઇ ગયા છે ! એમના ચિત્તનું તો હાલમાં કંઇ ઠેકાણું નથી ! ઘડીકમાં હસે છે તો ઘડીકમાં મ્હોટેથી બુમો પાડતા દોડધામ કરે છે ! " આ સાંભળી રાજા ચતુરસીંહ ગુસ્સે થઇ બોલવા જતો હતો પણ એકાએક ફરી અટકી ગયો. આથી કુમારે અજાયબી સહીત તેને પૂછ્યું કે, "રાજન ! બોલો શું કહો છો ? " આના જવાબમાં ચતુરસીંહે જણાવ્યું કે " કંઈ નહીં ! તમે ચંપા સાથે વાત કરો ! અમે ખરેખર ગાંડા છઇયે ! " આમ કહી તે ત્યાંથી ચાલ્યો જઇ પોતાને સ્થાને બેસી ગયો. તેની આ ભેદી હીલચાલે તેમને બેહદ અજાયબીમાં ગરકાવ કરી દીધા, અને કેટલીક વાર સુધી તો મૂંઢ જેવા બની એકબીજાનું મુખ જોતા ઉભા થઇ રહ્યા. આખરે કુમાર બોલ્યો કે, " ત્યારે હવે આપણે શું કરીશું ?"

"હવે તો છાવણી તરફ પાછા ફરવું જોઇએ, કેમકે સમાચાર મળ્યા મુજબ અમે તમારી શોધમાં નીકળ્યા પછી રાજા ચતુરસીંહે લશ્કરપર હલ્લો કરી આપણી સેનાની બહુ ખરાબી કરી છે, ત્યારે એ ચતુરસીંહ કાણ હશે ? તે સમજી શકાતું નથી! પણ વળી તેની સાથે ચોકાવનારી બીજી એવી ખબર મળી છે કે, એ ચતુરસીંહ પણ ગુમ થઇ ગયો છે. આમ કહી બલદેવ કુમારની શોધમાં નીકળ્યા પછી રાજા ચંદ્ર સેખરની દરબારમાં છુપે વેષે જઇ જાસુસને મુખે સેનાના સમાચાર સાંભળવાની તેમજ રાજા ચંદ્રશેખર અને જયસીંહે સેના સહ ચિત્રપુર ચ્હડી જવાની સઘળી હકીકત જણાવી, જેથી કુમાર સહજ દીલગીર થયો. પછી કુંવરી સાથે બીજી કેટલીક વાતચીત કરી તેણીને ધીરજ આપી; આંસુથી ભીંજાયલી આંખે કુમાર પોતાના ત્રણ બહુરૂપીઓ સહીત ગુફાની બહાર આવ્યો. આ સમયે સાંજનો સમય હતો. ગુફાની બહાર આવી ચતુરે કુમારને માટે અચલગઢની અશ્વમાળામાંથી છુપી રીતે એક અશ્વ લઇ આવવાને દેવીસીંહને મોકલ્યો, અને તે પાછો ફરે ત્યાં સુધી તેઓ ત્રણે એક ઝાડ નીચે વાતચીત કરતા બેઠા. શરૂઆતમાંજ કુમારે શાંતીનાથને પૂછ્યું કે, "જોશીજી ! રાજા ચતુરસીંહની રીતભાતનો ભેદ તમારા ધ્યાનમાં કાંઇ ઉતરે છે ?"

"એ તો ખરો ચતુરસીંહજ હતો, અને તેણેજ પોતાને હાથે પત્ર લખી આપને નજરાણું મોકલ્યું હતું, અને વળી આપણે ગુફામાં દીઠો તે પણ ખરો રાજા ચતુરસીંહજ હતો ! આમ કેવી રીતે થયું તેનો ભેદ સમજાતો નથી !" શાંતીનાથે ગંભીર અવાજે જણાવ્યું.

"હવે તો પીતાજીએ ચિત્રપુરપર ચઢાઇ કરી છે તેનું પરીણામ શું આવે છે તે જોઇયે !" કુમાર બોલ્યો કે "આપણે પણ ત્યાં ઉતાવળેથી

જવું જોઇયે ! અને જોઇએ કે ત્યાં શું બન્યું છે. ”

“ આટલી બધી હવે શી ઉતાવળ છે, કેમકે, રાજા ચતુરસીંહ કંઇ હવે ચિત્રપુરમાં નથી એટલે લડાઇનો જલદીથી અંત આવશે. હવે ત્યાં તમારી સામે કોણ થનાર છે ? ” શાંતીનાથે જણાવ્યું.

“ તોપણ ત્યાંના બહુરૂપીઓની જરા ધાસ્તી રાખવી જોઇએ ; કારણ કે તેઓ કંઈ જેવા તેવા કળાબાજ અને ખટપટીઓ નથી. ચતુરે કહ્યું. આમ વાતચીત કરતાં તેઓ ત્યાં એક પ્રહર સુધી બેઠા એટલામાં દેવીસીંહ પણ ઘોડો લઇને આવી પહોંચ્યો, જે પર કુમાર સ્વાર થયો, એટલે તેઓ ખંડીયેર તરફ રવાને થયા. માર્ગમાં એક રાત પસાર કરી બીજે દીને તેઓ જંગલમાં ચાલ્યા આવતા હતા એટલામાં સાંજને સમયે એક બુરખાવાળો ઘોડેસ્વાર દૂરથી તેમની તરફ આવતો જણાયો. થોડીવારમાં તે સ્વાર કુમારની સમીપ આવી પહોંચતાં પોતાનો અશ્વ ઉભો રાખી નીચે ઉતરી જમીન ઉપર કંઈ મૂકી દૂર જઇ હાથ જોડી ઉભો રહ્યો. કુમાર અને ચતુર વગેરે તે સ્થળે જઇ જોયું તો તીલસ્મી પુસ્તક અને તેની સાથે એક પત્ર પડ્યા હતા, જે ચતુરે ઉચકી કુમારના હાથમાં આપ્યાં, જે લેતાં કુમાર બોલ્યો કે, “ ભાઈ ચતુર ! આ વનકન્યા આપણા ઉપર ઉપકારોનો ઢગલો સીંચતા આવે છે ! કેવો અસીમ સ્નેહ ! અહાહા ! અમારી મતી તદન ગુમ થઇ ગઈ છે ! ” આમ કહી તેણે તે પત્ર ઉઘાડી વાંચવા માંડ્યો, જેમાં નીચે મુજબ લખ્યું હતું:—

**પ્રીય પ્રાણાધીપતિ !**

અનાયાસે આ તીલસ્મી પુસ્તક અમારા હાથમાં આવ્યું હતું તે આપને દેવા આપની તરફ ફરીથી મોકલ્યું છે. હવે તો જેમ બને તેમ જલદીથી તલેસમ તોડીને કુંવરીને છોડવો, કેમકે તે બીચારી બહુ મુસીબત

વેઠી રહી છે ! પણ આપ ચિત્રપુર જઈ લડાઇમાં આપની બહાદુરી બતાવી ચિત્રપુર પરનો વિજય મેળવવાની નામના પ્રાપ્ત કરો ! એ અમારી આપ પ્રત્યે પ્રાર્થના છે.

આપની દાસી એજ **વીયોગીની.**

કુમારે આ પત્ર મનમાં વાંચીને પછી ચતુરને વાંચવા આપ્યો. એ અરસામાં પેલો સ્વાર ત્યાંથી જતો રહ્યો. પત્ર સંબંધી વિચાર કરવામાં કેટલોક સમય ગાળ્યા પછી હવે તેઓ ચિત્રપુરની સમીપ આવી પહોંચેલા હોવાથી ત્યાંના મામલાની ખબર લઇ આવવાને તેમણે દેવીસીંહને મોકલી રાતે ત્યાંજ મુકામ કર્યો. બીજે દીને પ્રભાતે દેવીસીંહ પાછો ફર્યો, અને તેણે રાજા જયસીંહને કેદ પકડવાની અને અચળ ઘડના દીવાને બહુરૂપી વાપરી તેને છોડવવાની અને તે સાથે ચારે બહુરૂપીઓને કેદ પકડવાની ખબરો આપીને જણાવ્યું કે, " કુમાર ! લડાઇ બહુ જોસમાં ચાલી રહી હતી. આપણી સેના વારંવાર છેક કીલ્લાના દરવાજા સુધી હલ્લા લઈ ગઇ હતી, પણ કીલ્લાના દરવાજા બહુ મજબુત હોવાથી તે તોડી શક્યા નથી, અને તે સાથે તેવો ધસારો લઇ જતાં કીલ્લાપરની તોપોના મારાથી આપણા લશ્કરની બહુ ખરાબી થાય છે ! " આ સઘળા સમાચાર સાંભળી કુમારે ઊંડો વિચાર કીધા બાદ ચતુર પ્રત્યે કહ્યું કે, "ભાઇ! છુપી રીતે કીલ્લામાં દાખલ થઇ જઇ અંદરથી દરવાજા ઉઘાડી નાંખીએ ત્યારે આપણી બહાદુરી !"અને ત્યારેજ વીજયનો ડંકો ગડગડે.

" કુમાર ! મારો પણ પ્રથમથીજ એવો વિચાર હતો કે આપણ સઘળાઓએ છુપે વેષે ચિત્રપુર જઇ લડાઇમાં કંઇ બહાદુરી બતાવી જાહેર થવું, અને તેમ કરતાં દુશ્મનો સાથે લડતાં કદાચ રણમાં પડીશું તોપણ શું ? આપણને તો બે બાજુનો લાભજ છે ! સફળ થ-

ઇશું તો ચિત્રપુર તાબે કરીશું અને નહીતો સંગ્રામમાં પડી વૈકુંઠમાં જઇશું !" ચતુરે જણાવ્યું.

"પણ દીવસને સમયે આપણાથી તે કામ થઇ શકશે નહીં ! રાત્રીના અંધકારમાંજ આપણે કીલ્લામાં પ્રવેશ કરી શકીશું !" દેવીસીંહે ગંભીર અવાજે જણાવ્યું.

"હા, એમજ કરીશું તોજ જય મેળવીશું !" શાંતીનાથે જણાવ્યું.

"અને રાત્રી કીલ્લામાં ગાળી પ્રભાતે જ્યારે લડાઇ ખુબ ચાલવા માંડશે ત્યારે લાગ જોઇ દરવાજાપરના સીપાઇઓ ઉપર ઓચીંતા તુટી પડી દરવાજા ઉઘાડી નાંખીશું ! ઘણાખરા સીપાઇઓ તો કીલ્લાના બુરજોપર ચડેલા હશે, એટલે દરવાજા ઉઘાડી નાંખવાનું કામ કંઇ મુશ્કેલ પડશે નહીં !" કુમારે હીંમતથી જણાવ્યું.

"બસ ! બસ ! એજ માર્ગ ઠીક છે, અને તે માર્ગ ગ્રહણ કરવાથીજ આપાણું કાર્ય પરીપૂર્ણ થશે. પણ આપણી સાથે જોશીરાજની કંઈ જરૂર નથી !" દેવીસીંહ મંદ હાસ્ય સહીત બોલ્યો.

"શા માટે ?" શાંતીનાથે આશ્ચર્ય સહીત પૂછ્યું.

"આપ તો જાતે છો બ્રાહ્મણ એટલે નકામા સાથે લઈ જઇએ ને અંદર મારામારીમાં તમે માર્યા જાઓ તો અમને બ્રહ્મહત્યા લાગે ! મહારાજ, કીલ્લામાં તો મારી ક્ષત્રીઓની બહાદુરી બતાવવાની છે ! કાંઇ તમારી માફક લાડુ ઉડાવવાના નથી !" દેવીસીંહે હસીને જણાવ્યું. કુમારે પણ તેના કહેવાને ટેકો આપ્યો, એટલે શાંતીનાથે કહ્યું કે, "કુમાર, જો સેવક બહુરૂપી ન જાણતો હોત તો આપને મુખેથી નીકળેલા વચનોને યોગ્ય ગણત, પણ જે બહુરૂપી ખેલ જાણે છે તેની સમક્ષ

હીંમત અને બહાદુરી તો દાસીઓની માફક હાથ જોડી ઉભી રહેછે !"

"ઠીક ત્યારે ! તમારામાં હીંમત છે તો ચાલો ! તમે આવશો તેથી અમને તો ઓર ફાયદો છે !" દેવીસીંહે કહ્યું.

"શું ફાયદો થશે ભાઇ ?" કુમારે હસીને પૂછ્યું.

"જોશીરાજ આપણા પરમ સ્નેહી છે, એટલે બારીક સમય આવતાં કંઇ આપણો સાથ તો છોડનાર નથી. આથી લડાઇમાં જો કદાચ મરી પણ જાય તો મુવા પછી બ્રહ્મરાક્ષસ થયા વીના કંઇ રહેનાર છે ! એટલે પછી તેઓ આપણને વધુ મદદગાર થઇ પડશે, અને આપણા દરેક મનવાંચ્છિત કામો સહેલાઇથી પાર પાડી આપશે !" દેવીસીંહે ગંભીર અવાજે જણાવ્યું.

"વાહ ! જો હું આમ અવગતીએ પહોંચીશ તો વીરસીંહજી ! તમને કંઇ છોડીશ કે ! તમારી સાથે તો સૌથી વધુ હેત છે !" શાંતીનાથે ઘટતી ગંભીરતાથી જવાબ આપ્યો. કુમાર અને ચતુર આ વાતચીત સાંભળી હસી પડયા. આખરે આગળ ચાલી સાંજ થતાં સુધીમાં છૂપે વેષે તેઓ ચિત્રપુરની અંદર પહોંચી ગયા. પ્રભાત થતાં લડાઇ ખુબ જોરથી ચાલવા માંડી. લડતાં લડતાં ફત્તેહસીંહની સેના કીલ્લાના દરવાજા ઉપર છેક હલ્લો લઇ આવી, જે હટાવવાને ચતુરસિંહના સીપાઇઓ બુરજોમાંથી તોપના ગોળાઓ છોડવા લાગ્યા હતા, એટલામાં-એકાએક કીલ્લાનાં બંધ દરવાજા ઉઘડી ગયાં, અને લીલા રંગની ચાર ધજાઓ સીપાઇઓની વચ્ચે ઉડતી નજરે પડી, જે રાજા ચંદ્રસેખર અને જયસીંહ તેમજ તેમના તમામ લશ્કરે દૂરથી જોતાંજ ઓળખી કહાડી, અને ફત્તેહસીંહ પણ ઉત્સાહમાં આવી જઇ પોતાની તમામ સેના સહીત જોરથી કીલ્લામાં ઘુસી ગયો, જેની પા-

છળ બાકીની સેના પણ ધીમે ધીમે કીલ્લામાં દાખલ થઇ, એટલે તેની સામે થવાની ચતુરસીંહના સીપાઇઓમાંથી હીંમત જતી રહી, અને તેઓ પોતાના હથીઆર મુકી જયસીંહને શરણે થયા. ફત્તેહસીંહે કીલ્લાપર ઉડતી રાજા ચતુરસીંહની ધજા ઉતારી લીલી ધજા ચડાવી દીધી, અને પોતાને હાથેજ ત્રણ વાર જોરથી વીજય ડંકો વગાડ્યો, જેના ગંભીર અવાજે દુશ્મનોના દીલમાંની હીંમત હરી લીધી, અને સઘળાઓનાં અંતઃકરણમાં કુમાર વીરસીંહ તરફ ભક્તીભાવ ઉત્પન્ન થયો. કુમારે પોતાની વીર તલવારે કીલ્લાના દરવાજા પરના પચાસેક સીપાઇઓને ધુળ ચાટતા કીધા હતા, પરંતુ પોતાના બહુરૂપીઓ સાથે તે પોતે પણ બહુ જખમી થયો હતો. રાજા જયસીંહ કીલ્લામાં પ્રવેશ કરતાંજ કુમાર ચતુર અને દેવીસીંહના હાથમાંની ધજાઓ સહીત રાજાને ચરણે નમ્યા, અને શાંતીનાથ જોશીએ વીજયી રાજાને આશીર્વચનો કહ્યાં. આથી વધુ તેઓ ઉભા રહી શક્યા નહીં. જખમની પીડા અને અશક્તિની અસરથી બેહોશ થઇ પડયા, અને તેમના શરીરમાંથી લોહી વહી રહ્યું. તરતજ ચંદ્રસેખર આવી પહોંચી તેઓ ચારે જણાના જખમોપર મલમપટા કીધા, અને તેમના મુખ ઉપર લગાડેલા રંગ ધોઇ નાંખતા તેઓ ચારે ઓળખાયા. પ્રાણથી અધીક વહાલા પોતાના કુમારને જખમી થયેલ જોઈ રાજા જરા ગભરાયો હતો, એટલામાં કુમાર શુદ્ધિમાં આવતાં તેણે તેને છાતી સરસો દાબ્યો. અને ત્રણે બહુરૂપીઓ તરફ પણ અનહદ મમતા બતાવી. કુમાર વગેરેની બહાદુરી અને હીંમતથી રાજા જયસીંહના આનંદનો પાર રહ્યો નહીં. કુમારે રાજા જયસીંહને પણ નમન કીધું, જેણે પણ તેને ઉઠાડીને સ્નેહથી આલીંગન લીધું.

ચિત્રપુરનો કિલ્લો સર થઈ ગયો, અને રાજા ચંદ્રસેખર તેમજ જયસીંહે મળીને તેજ દીને ચિત્રપુરની રાજ્યગાદી પર કુમારને અભીષીક્ત કર્યો. ધામધુમ અને ખુશાલીનો આનંદોત્સવ હવે ત્યાં ચાલુ થયો, અને દાન ધર્મ, વગેરે ખુબ કરવામાં આવ્યાં. ચિત્રપુરમાં સાત દીવસ સુધી મહોત્સવ ચાલુ રહ્યા. ચતુરસિંહની તમામ સેના અને પ્રજાએ અત્યંત હર્ષથી કુલીન કુમારને પોતાના રાજા તરીકે કબુલ કીધો. રાજા ચતુરસીંહના રાણીવાસમાં કુમારને કોઇ પણ માણસ ગયો નહોતો, તેથી ચતુરે તેના પર ચોકી પહેરો બેસાડયો હતો. થોડા દીવસ સુધી ચિત્રપુર રહ્યા બાદ કુમારને તલેસમ તોડવાની તાકીદ કરી રાજા ચંદ્રસેખર અને જયસીંહ પોતાની થોડીક સેના સહીત પોતપોતાના નગરમાં પાછા ફર્યા, જેમની પાછળ કુમાર પણ પોતાના બહુરૂપીઓ અને થોડીક સેના સહીત તલેસમ તોડવાને ખંડીયેર તરફ ગયા.





# પ્રકરણ ૧૯ મું.

## શું આત્મહત્યા કરવી એ ક્ષત્રીઓનો ધર્મ છે કે?



ખંડીયેરની પાસે કુમારની સેનાનો પડાવ પડયો હતો, આપણે જોઇ ગયા છીએ તેમ તલેસમનો ઘણો ખરો ભેદ તો તેમના જાણવામાં આવ્યો હતો. હવે તલેસમના ફક્ત બે ભાગ તોડવાના બાકી રહ્યા હતા. એક તો ચબુતરા પર હાથમાં પુસ્તક લઇ સુતેલા માણસનો ભેદ તેમને જાણવાનો હતો, અને બીજું અજગર વાળો દરવાજો ભાંગીને જ્યાં કુંવરી અને ચપળા સપડાઇ ગયાં હતાં ત્યાં જવાનું હતું, તીલસ્મી પુસ્તકનો થોડોક ભાગ વાંચવાનો બાકી રહ્યો હતો, તે તેમણે વાંચીને તેમાંની સઘળી મતલબ જાણી લીધી, પરંતુ પેલા ચબુતરાપર સુતેલા માણસનો ભેદ તે પુસ્તકમાંથી કંઇ મળ્યો નહીં, તેના સંબંધમાં તો પુસ્તકમાં એટલુંજ લખ્યું હતું કે, તે ચબુતરો એક બીજા તલેસમનો દરવાજો છે, અને તે તલેસમ આ તલેસમ કરતાં વધુ અજાયબી ભરેલું છે, અને તેમાં તો અખૂટ ખજાનો ભરેલો છે. એ શીવાય વળી તે તલેસમ બનાવવામાં અનહદ કારીગરી અને ચાલાકી વાપરવામાં આવી છે, અને તેમાંની દરેક ચીજ અજાયબીથી ભરપુર છે. એ તલેસમ તોડવાની યુક્તિ જુદીજ છે, અને તેની ચાવી પણ એ ચબુતરા પર સુતેલા માણસની પાસેજ છે! આ સઘળું વાંચી

રહેવા પછી કુમારે શાંતીનાથ તરફ ફરી પૂછયું કે, "જોશીરાજ, ત્યારે એ ચબુતરાવાળું તલેસમ અમારે હાથે નહીં તુટશે કે તે માટે તમારો શું અભીપ્રાય છે."

"કુમાર! એ વાત પર પછી વિચાર કરીશું! પહેલાં તો આપ કાન્તાકુંવરીને છોડાવો!" શાંતીનાથે જણાવ્યું. પછી કુમાર પોતાના ત્રણે બહુરૂપીઓ સહીત ખંડીયેરમાં ગયો, અને તીલસ્મી પુસ્તકમાં જણાવ્યા મુજબ આગળ કામ ચાલુ કર્યું. પહેલાં પેલા પથ્થરવાળા ચબુતરાની પાસેનાં ભોંયરાનો દરવાજો ઉઘાડી તેની અંદર ઉતરી ઓરડીમાં થઇને તેઓ બાગમાં પહોચ્યા, જ્યાંથી સઘળો ખજાનો હાથ લાગ્યો હતો, અને જ્યાંની બારાદરીમાંના સીંહાસન ઉપરથી શીલાલેખ પણ મળ્યો હતો, જેને હાથ લગાડતાં, ચંપા બેહોશ થઇ પડી હતી, અને જેના સંબંધમાં તીલસ્મી પુસ્તકમાં એવું લખ્યું હતું કે, તે એક જાતની ગુપ્ત પેટી છે, જેની અંદર એક અજાયબી ભરેલી વસ્તુ છે! બાગમાં જઇને તે નહેર માર્ગે તેને ફરતી દીવાલની પેલી બાજુ બહાર નીકળ્યા અને નહેરને કીનારે ચાલતા જે અજગર ચંપાને ગળી ગયો હતો ત્યાં જઈ પહોંચ્યા. તે ચબુતરાની એક દીવાલમાં માણસના કદ જેવડી એક કાળા પથ્થરની શીલા જડેલી હતી, જેના પર કુમારે જોરથી લાત મારી, એટલે એક અવાજ થઈ પેટીના ઢાંકણાની માફક તે પથ્થર ઉઘડીને એક બાજુએ ખસી ગયો, અને તેની અંદર નીચે ઉતરવા માટે પગથીયાં જણાયાં. દેવીસીંહ તરતજ પોતાની પાસેની મસાલ સળગાવી એટલે તે ચારે જણુ તેની અંદર ઉતર્યા, એટલે તે અજગરની સઘળી કારીગરી જણાઇ ગઇ. અજગરની નીચે કેટલાંક ચક્કરો અને કમાનોનું જોડાણ કરેલું હતું, જેમની નીચે ચરખા જેવો મ્હોટો પંખો

હતો, જે જોતાં તેઓ સમજી ગયા કે જ્યારે અજગરની સામેના પથ્થર ઉપર કોઇ પગ મુકે છે ત્યારે તેની તે દબાણને લીધે તે ચરખો ફરવા માંડી હવા જોરથી ખેંચવા લાગે છે, અને તેથી સામેનો માણસ અજગરના મુખમાં ખેંચાઇ જાય છે. અજગરની નીચેના ભોંયરામાં એક બાજુએ એક બંધ બારી જણાતી હતી, અને તેની સામે એક ચાવી પણ ટાંગેલી હતી, જેથી બારી ઉઘાડી તેઓ ચારે અંદર ગયા, અને બહાર નીકળતાં ઉપરની અગાશીમાં જવાને સીડી જણાઇ. તે માર્ગે તેઓ અગાશીપર ચઢયા, જ્યાંથી એક ગલી સરખી ગુફા જણાઇ, જેમાં થઇ ને જે ચોગાનમાં કાન્તા અને ચપા સપડાઇ ગયાં હતાં ત્યાં જવાનું હતું, એટલે ગુફા આગળ આવી પહોંચતાં હવે ઘણાજ ટુંક સમયમાં કુંવરી સંગે મળવાનું થશે. એ વિચારે કુમારનું હૃદય ધડકવા લાગ્યું. ચંપાને મળવાના આનંદમાં ચતુરનું ચિત્ત પણ ચકડોળ ચ્હડયું. આતુરતાથી તેઓ આગળ ચાલ્યા. આજે આવા એકાન્ત સ્થાનમાં કુંવરીને મળતાં શી વાતચીત કરવી તે માટે કુમાર પોતાના મનમાં અનેક ગોઠવણો રચવામાં મુંઝાઇ ગયો. બસ ! એ મુર્તિની વીખરાઇ ગયલી કેશવાળી તે પોતાને હાથે ગુંથશે ! તે કોમળાંગીના શરીરપર આચ્છાદન થયલો મેલ તે પોતાની ભેંઠે બાંધેલા સેલાંથી સાફ કરશે ! આમ મનમાં સંકલ્પ કરતા તેઓ ગુફાનો ઘણો ભાગ પસાર કરી ગયા, એટલામાં ગુફાની બહાર માણુસના પગલાંનો અવાજ સાંભળી કુમારે ધાર્યું કે, પોતાનાં આવવાની ખબર જાણીને ચંદ્રકળા અને ચંપા તેમને મળવાને સામી આવતી હશે. પણ વળી તે વિચાર બદલાઇ ગયો કેમકે, તેને લાગ્યું કે પોતાના આવવાની તેમને તે કયાંથી ખબર હશે ? આમ વિચાર કરતો કુમાર ગુફાના નાકાથી થોડે દૂર સુધી જઈ પહોંચ્યો હતો.

એટલામાં સામે પર્વત પરની ખુલ્લી જગ્યામાં બે રીંછોને લડતા દીઠા. જેથી તેનો સઘળો ઉત્સાહ જતો રહ્યો. ચતુર તરફ જોઇ તે કંઇ કહેવા જતો હતો, પરંતુ તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહીં. ગભરાયલે અંતઃકરણે તેઓ ગુફાના દ્વાર સુધી પહોંચ્યા, ત્યાંના ખુલ્લા ચોગાનમાં ચંદ્રકળા અને ચંપા બેઠાં હતાં. કુમારને આ સમયે પુરી આશા હતી કે લાંબો વીયોગ સહન કીધા પછી આજે પોતાની વહાલી પ્યારીનો મીલાપ થશે. પણ ચોગાનમાં પગ મુકતાંજ તેની હોંશ મનમાંજ રહી ગઇ. અને તેઓના પગ શીલ જેવા થઇ ગયા સુંદરી માટે આટલી બધી જહેમત ઉઠાવવા છતાં પણ પરીણામમાં નસીબ દેવી પલટાઇ જઇ આડી પડી. આસપાસ નજર કરતાં કાન્તા અને ચંપા ત્યાં દેખાઈ નહીં. થોડેક દૂર એક ઝાડ નીચે બે લાસો પડેલી જણાઇ જેમાં માંશ બહુ થોડુંકજ હતું, લોહીં વીનાના આખા હાડપીંજર પડયાં હતાં, તેમજ બંને લાસોનાં મુખનો ભાગ ઓળખાતોજ નહોતો.

વાંચનાર! આ દેખાવ જોતાં કુમાર વગેરેની કેવી હાલત થઈ હશે તેનો ચીતાર રજુ કરવાનું કામ મુશ્કેલ છે. તેની શુદ્ધિ જતી રહી. અને ગાંડા, સરખો બની જઇને તે મ્હોટેથી કલ્પાંત કરવા લાગ્યો કે," હાય કુંવરી વહાલી, તમને કોણ મારી ગયું ! ખરેખર ! એ રીંછોએજ આપણી વચ્ચે હંમેશને વીયોગ પાડયો ! ઉહ ! એ રીંછો પણ મૂર્ખ કે વહાલી તમારાં શરીરનું ભક્ષણ કરવાની એટલી બધી ઊતાવળ કીધી ? તેમના ખોરાક માટે તો અમે આવીજ પહોંચ્યા હતા ! અમારૂં લોહી પી તે પૂરતા તૃપ્ત થાત કેમકે, તેમાં પ્રેમની મીઠાશ ભરેલી છે ! તમારાં શરીરમાં પ્રીયા, શું બાકી રહ્યું હતું ? ત્યારે શું ખરેખર, રીંછજ તમારૂં ભક્ષણ કરી ગયા, કે અમેજ ભૂલીને કોઇ બીજે આવી પહોં-

આ છીએ !" આમ ધારી આંસુ નીવારી તે આસપાસ નજર ફેરવવા લાગ્યો, ને ખાત્રી થતાં ઝીંડી હાય મારી રૂદન કરવા લાગ્યો કે "એજ સ્થાન, એજ વૃક્ષ ! નીચે ઝરો વહે છે ! આ તે સામે ઝાડ નીચે તે પાપી ચતુરસીંહ પણ બેઠો છે ! હાય ! ગઇ ! સદાને માટે ગઇ ! વ્હાલી પ્રેમદા આ સંસાર છોડી ગઇ ! અરે અમે પણ તેની પાછળ જઇશું ! બસ ! હવે અમારે આ જીવન કોને માટે વધુ વાર ટકાવી રાખવું છે ! જેને માટે આ દેહપીંજરમાં પ્રાણપક્ષીને કેદ રાખ્યો હતો તેજ પક્ષીને રીઝવનારી મૂર્ત્તિ એ પક્ષીને હંમેશ માટે છોડી ગઇ તો શું પ્રાણપક્ષી પોતાની એ પ્રીય પાળકને મળવાને પણ આ દેહમાંથી ઉડી નહીં જશે ? વહાલા, ઉતાવળ કરશો નહીં ! ધીરે ધીરે પંથ કાપજો ! અમે પણ તમારી પાછળ આવીએ છીએ ! આ જીવન તમારો સાથ કદી પણ છોડશે નહીં ? ઉહ ! અચલ ચિત્રપુર અને નવલગઢનાં રાજ્યો આજે શીરછત્ર ખોઇ બેસશે ! વહાલી ! ગમે તેમ થાઓ, પરંતુ અમે તો તમારી પાસેજ આવીએ છીએ ! અરે ! અમારી સાથે બીજા ત્રણ પ્રીય જીવો પણ આવશે ! હાય ! આ સત્યાનાશ વાળનાર તલેસમે ! આ પાપી કપટી ચતુરસીંહે ! આ ભુખ્યા રીંછોએ આજે કેટલા બહાદુરોની જીવનદોરી ઓચીંતી તોડી નાંખી ! બસ ! હવે શું બાકી રહ્યું છે ? દુનીયા વીશાળ લાગતી હતી તે હવે પૂર્ણ થઇ છે ! ચંદ્રકળાનો મૂખચંદ્ર સંસારમાંથી અસ્ત થવાથી સઘળે અંધકાર છવાઈ રહ્યા છે ! વહાલી, ઉભાં રહો, જરાક તો પાછુ ફરીને જુઓ તમારૂં કમળ સરખુ મુળતો દેખાડો, પછી જવુ હોય તો જજો, નહી અટકાવું નહીં ભટકાવું નહી લટકાવુ સાથે અટકશું સાથે લટકશું અને સાથેજ બળશું દોડો નહીં ! શા માટે ઉતાવળ કરો છો !

લ્યો અમે પણ આ આવ્યા ! " આમ તે મ્હોટેથી બોલતો પર્વતની નીચાણ તરફ જોઇ કુમાર એકદમ કુદીને પોતાના પ્રાણ ત્યાગ કરવા જતો હતો, અને તે ત્રણે બહુરૂપીઓ દીગમૂઢ સરખા બની ઉભા ઉભા જોયા કરતા હતા, એટલામાં એકાએક એક મ્હોટો ધડાકો થયો અને એક બાજુની સીધી ખડકફાટી જતાને તેમાંથી એક વૃદ્ધ મહાપુરૂષ પ્રગટ થયો અને ઝટ બહાર નીકળી આવીને કુમારનો હાથ પકડી લીધો. કુમારે પાછળ ફરી જોયું તો લગભગ એહેંશી વર્ષની વયના એક મહાત્માને દીઠા. સફેદ રેશમ સરખી ભરેલી દાહાડી તેની છેક નાભી સુધી પહોંચી હતી. મસ્તકપરની લાંબી જટા છેક જમીન સુધી લટકી રહી હતી. આખું શરીર ભસ્મમાં રગદોળેલું, રક્ત વર્ણના વીશાળ નેત્ર સહીત જમણા કરમાં ત્રીશુળ પકડી ડાબે હાથે કુમારને પકડી ગુસ્સાથી કંપતે શરીરે જાણે તામસ રૂપ ધારણ કરી સાક્ષાત ભગવાન શીવજી પ્રગટ થયા હોય તેમ જણાયું. કુમારનો હાથ પકડી તે મ્હોટેથી તેને કહેવા લાગ્યો કે, "ખબરદાર! આપઘાત કરીને કોઇને વીધવા કરવી છે કે શું ? " મહાત્માનાં એ શબ્દોથી આખુ ગગન ગાજી ઉઠ્યું, અને તેથી તે ત્રણે બહુરૂપીયો ચમકીને કંપી ગયા. કુંવરીના વીરહમાં ભાન ભૂલી ગયલા કુમારની બુદ્ધ પણ ઠેકાણે આવી ગઇ. કેટલીકવાર સુધી તે મહાત્મા-તરફ જોઇ રહ્યા પછી કુમાર દબાયલે અવાજે અચકાતો અચકાતો બોલ્યો કે " અમે આપને ઓળખ્યા ! આપ સાક્ષાત ભક્તરક્ષક ભગવાન શંકર અથવા કોઇ પુણ્યશાળી યોગીરાજ અમારાં ભલાં માટે પ્રગટ થયા છો ! મહાત્મા, આપે અમારા ધર્મનું રક્ષણ કર્યું છે ! ક્ષત્રી થઇ અમે આત્મહત્યા કરતા અટકી ગયા છીએ ! બસ, થયું હવે આપની સાથે એક હાથ લડી આપનાં આ અદ્દભુત ત્રીશુળપર આ દેહ અર્પણ કરીશું ! પરંતુ અહો મહાત્મા,

પ્રથમ એ તો જણાવો કે અમે વીવયા કોને કરી શું? અમે કોની સંગે પ્રેમ લગ્નગાંઠથી બંધાયા છીએ ?"

"ત્યારે શું ક્ષત્રીઓનો એવોજ ધર્મ છે કે તેઓએ લીધેલી પોતાની પ્રતીજ્ઞા ભૂલી જાય છે ! કુમાર ! તમે શું પરણવાની કોઇ સાથે પ્રતીજ્ઞા કરી નથી ? જુઓ ! આ કોણે લખ્યું છે ?" આમ કહેતાં યોગીરાજે પોતાની જટામાંથી એક કાગળ કહાડી કુમારના હાથમાં આપ્યો, જે વાંચી જોતાંજ તે ચમકીને બોલી ઉઠયો કે, ! "અરે ! આ તો અમારૂંજ લખેલું છે ! એટલુંજ લખ્યું છે કે "અમને તે સર્વે મંજુર છે !"

"પણ બીજી તરફ લખેલું જરા વાંચો !" યોગીરાજે ગંભીર અવાજે જણાવીને કુમારનો હાથ છોડી દીધો. વાંચનારને યાદ હશેજ કે વનકન્યાએ પોતાની સાથે લગ્ન કરવાની કબુલાત કરાવનારો પત્ર કુમારને મોકલ્યો હતો, જેના જવાબમાં તેણે તેણીની માંગણી મંજુર રાખી હતી. પણ તે પત્ર આ મહાત્માના હાથમાં ક્યાંથી આવ્યો હશે ? અથવા, તો તે વનકન્યા સાથે તે શો સંબંધ ધરાવતો હશે ? એ માટે કુમારને અજાયબી લાગી, અને તેનો ભેદ જાણવાને તેણે પૂછ્યું કે, "યોગી-રાજ ! આ વનકન્યાને આપ ઓલખો છો શું ?

"અરે ઓળખવાનું હજી શું પૂછો છો ?" મહાત્માએ જાણે અજા-યબ થયા હોય તેમ મોટે અવાજે કહયું કે, " શું તેણીને તમારી સામે હાજર કરૂં ?" આટલું કહી તેણે જમીનપર જોરથી પગ પછાડયો, તેની સાથે એક મ્હોટો ધડાકો થઇ તેના પગ પાસેની જમીન ફાટી ગઇ અને તેમાંથી વનકન્યા ઝટ નીકળી આવી કુમારના પગ પકડી લીધા ! કુમાર આથી એકદમ ગભરાઇ ગયો. આ એકાએક શું બન્યું ? તેના વિચારમાં તે અને તેના સાથી બહુરૂપીઓ દીંગમૂઢજ બની ગયા. વનકન્યા તે સ્થળે

કેવી રીતે આવી, અને તેણીને મદદ કરનાર આ મહાત્મા યોગીરાજ કોણ હશે ? એવી અજાયબીમાં કુમાર અને તેના બહુરૂપીઓ ઘણીવાર સુધી એક પણ શબ્દ બોલ્યા વીના માટીના પુતળાની માફક યોગીરાજ અને વનકન્યા તરફ જોતા ઉભા રહ્યા. આખરે કુમાર દબાયલે અવાજે બોલી ઉઠ્યો કે, "આ બાળાને અમે ઓળખીએ છીએ! એમણે અમારા ઉપર ઘણા ઉપકારો કીધા છે ! અને અમે તેમને કેટલાંક વચનો પણ આપી ચુક્યા છીએ, પરંતુ ચંદ્રકાન્તાને પ્રાપ્ત થયા વિના અમારૂં જીવન વ્યર્થ છે. આટલું કહી પોતાના હાથમાં યોગીરાજે આપેલી વનકન્યાના પત્રીકામાં લખેલી બીના તરફ યોગીનું ધ્યાન ખેંચતાં તેણે જણાવ્યું કે, "જુઓ આ પત્રીકામાં એમણેજ લખ્યું છે કે 'કુંવરી અને અમારી સાથે એકજ દીને, એકજ સ્થાને અને એકજ સમયે લગ્ન કરવાં!' આ કબુલાત અમે મંજુર રાખી હતી. પણ જ્યારે ચંદ્રકાન્તા આ દુનીયામાંથી સદાને માટે દુર થયાં છે, એટલે અમે લાચાર છીએ !" આ સાંભળી યોગીરાજે ગુસ્સે થઇને વનકન્યા તરફ ફરી પૂછ્યું કે, "કેમ ! તું અમને અસત્ય બોલનાર ઠરાવવા માગે છે કે શું ?"

"નહીં મહારાજ !" વનયન્યા હાથ જોડીને ગળગળે અવાજે બોલી કે, "ગુરૂજી ! આપ એમને એટલું તો પુછી જુઓ કે, તેમણે કેમ જાણ્યું કે ચંદ્રકાન્તા આ દુનીયાને તજી ગયાં છે ?"

"કેમ આ બાળા શું કહે છે તે કંઈ સાંભળ્યું ?" યોગીએ કુમાર તરફ નજર કરી દમામમાંજ પૂછ્યું ?

"ત્યારે શું વહાલી કાન્તા હજી નિર્ભય છે? કુમારે આતુરતાથી પૂછ્યું.

"પહેલાં અમારા પ્રશ્નનો જવાબ આપો !" યોગીએ કહ્યું.

"મહારાજ ! જ્યારે નીચેની ખીણુમાં અમે પહેલાં આવ્યા હતા, ત્યારે આ સ્થાનેજ ચંદ્રકાન્તા અને ચંપાને અમે દીઠાં હતાં, અને તેમની સાથે વાતચીત પણ કીધી હતી, પણ આજે તેમને બદલે આ સ્થાને આ બે શબ પડેલાં જોયાં, જે ઉપરથી અનુમાન કાઢ્યું છે કે તેઓ બંને......" કુલીનથી વધુ બોલી શકાયું નહીં. તેનો કંઠ રૂંધાઈ ગયો, અને તેની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં.

"વાહ ! ખરા ચાલાક !" યોગીએ કરડાકીમાં કહ્યું, અને બલદેવ વગેરે બહુરૂપીઓ તરફ ફરીને પૂછ્યું કે કુમારે આ લાશોને અને ચંપાનાં હાડપીંજર જાણ્યા, પણ તમો સઘળાઓની અક્કલ કયાં ગુમ થઇ ગઇ હતી ! આમજ બહુરૂપી ખેલ ભજવશો કે ? લાશોને જોઇને એટલું પણ જાણી ન શકયા કે આ હાડપીંજરો પુરૂષનાં છે કે સ્ત્રીઓના ?" બલદેવ વગેરે બહુરૂપીઓ આ સાંભળી ચમકીને બંને હાડપીંજરો પાસે જઈ તેમને બારીકીથી તપાસવા લાગ્યા. બરાબર નીરખીને બલદેવ શરમાઇને બોલ્યો કે, "આ બંને હાડપીંજરો બારીકીથી તપાસી જોતાં તો પુરૂષનાં જણાય છે ! કુમાર સાથે અમે પણ ગભરાટમાં પડયાથી તેનો વધુ વીચાર કરી શકયાં નહીં. એટલીજ ભૂલ થઇ !"

બહુરૂપીઓને હાથે એવી ભૂલ થાય એ કેટલું શરમભરેલું છે !" યોગી ઠપકા ભરે અવાજે બોલ્યો—"આ તમારી સહેજ ભુલમાં કુમાર જીવ ખોઇ બેઠા હોત !" આટલું કહી પોતાના હાથની ઇસારતથી સામી બાજુએ બતાવી જણાવ્યું "જુઓ, સામે પેલી બે ખડકો તરફ ! બસ, બળદેવસીંહ તેમને એટલો ઇસારો કરવોજ પુરતો છે કેમકે આ ગુફાની હકીકત તમે તમારા ગુરૂ પાસેથી સાંભળી ચુકયા છો !" બલદેવસીંહ તે તરફ નજર કરી. અને એક ટસે જોતો ઉભો રહી

ચયો. કુમારે પણ તે તરફ અજાયબી સહીત જોવા લાગ્યો. દેવીસીંહ અને શાંતીનાથની નજર પણ ત્યાંજ ઠરી ગઇ, અને તે તરફ જોતા બળદેવ અજાયબી અને કંઇક ગભરાટમાં બોલી ઉઠયો, "અરે ! આ શું થઈ ગયું ?" બળદેવના એ વચનોથી સથ્વળાઓનું ધ્યાન તે તરફ વધુ ખેંચાયું. થોડી વાર સુધી સથ્વળાઓ તે ખડકા તરફ શું છે તે જાણવાને અજાયબી સહીત જોઇજ રહ્યા, જે પછી યોગીરાજ સાથે તે સંબંધી વાતચીત કરવા માટે બલદેવ તેની તરફ ફર્યો તો ત્યાં યોગીરાજ જણાયા નહીં. તેમજ વનકન્યા પણ નજરે ન પડી અરે ! તેઓ કયે માર્ગે આવ્યા હતા અને કયે રસ્તે જતા રહ્યા તે પણ જાણી શકાયું નહીં. જ્યાં સુધી વનકન્યા અને યોગી તે સ્થાને હતાં, ત્યાં સુધી તેમના આવવાનો માર્ગ પણ ખુલ્લો જણાતો હતો. ખડકની અંદર ફાટ પણ જણાતી હતી. પણ હવે તેનું કશું નામ નીશાન પણ જણાતું નહોતું. યોગીને ન જોતાં બલદેવ અજાયબી સહીત બોલી ઉઠયો કે "અરે ! યોગીરાજ અને વનકન્યા ક્યાં અલોપ થઇ ગયાં !" આ સાંભળી કુમાર દેવીસીંહ અને શાંતીનાથનું ખડક તરફ ચોંટેલું લક્ષ ચળી ગયુ, અને ફરીને જોતાં તેમની અજાયબીનો પાર રહયો નહીં. જે ખંડળમાંથી યોગીરાજ નીકળ્યા હતા અને જે સ્થળેથી જમીન ફાટીને વનકન્યા પ્રગટ થઇ હતી ત્યાં તેમણે બહુ બારીક તપાસ કરી, પરંતુ ઝીણી ફાટ સરખું પણ જણાયું નહીં. બહુ વાર સુધી યોગી અને વનકન્યાના અલોપ થઇ જવા વિષે વાતચીત કીધા બાદ કુમારે બલદેવને પૂછ્યું કે, "પણ ભાઇ ! સામે ખડક તરફ હાથની ઇશારત બતાવીને યોગીરાજે તને શું કહ્યું અને આટલી બધી વાર સુધી તે તરફ તું બારીક ધ્યાનથી શું જોતો હતો કે તેઓ બને અત્રેથી અલોપ થઇ

ગયાં તેનું તને ભાન રહ્યું નહી ? અમને તો એ સઘળાંનો ભેદ કંઇ પણુ સમજાતો નથી !”

“શું કહું કુમાર ! તેઓ બંને અલોપ થઇ ગયાં, એટલે તેમની પાસેથી કંઇ ખુલાસાવાર હકીકત જાણવાની આપણુને તકજ મળી નહીં ! હવે કોણ જાણે આપણુને કેટલી બધી ખટપટ કરવી પડશે !” બલદેવ નિરાશાભરે અવાજે બોલ્યો.

“પણ ભાઇ ! તેં એવું તે શું જોયું ? અને શાને માટે એ બધી ખટપટ કરવી પડશે ?” કુમારે ઇંતેજારીથી પૂછ્યું.

“કુમાર ! હું જોતો હતો, તેને લગતી સઘળી હકીકત કહેતાં બહુ સમય વીતી જશે, માટે પહેલાં તલેસમની બહાર ચાલો, એટલે પછી સઘળો ભેદ હું આપવાને વીગતવાર જણાવીશ !” બલદેવે કહ્યું.

“હા એમજ કરીએ !” શાંતીનાથે ઉમેર્યું.

“ઠીક, ચાલો !” કુમાર બોલ્યો.

“પણ અહીંથી જોઇએ તે પહેલાં જે તરફ હું અજાયબી સહીત જોઇ રહયો હતો તે ફરીથી ધ્યાન દઇને જોઇ લ્યો !” બલદેવે કહ્યું. અને ખડકો તરફ હાથ કરી બતાવતાં જણાવ્યું કે, “જુઓ ! પેલી બે ખડકોની વચમાં જે દરવાજો ખુલ્લો દેખાય છે, તે પહેલાં બંધ હતો ! એ કેવી રીતે ઉઘડી ગયો. એજ મારી અજાયબીનું કારણ છે !”

“એ દરવાજો શેનો છે ?” કુમારે તે તરફ જોતાં પૂછ્યું.

“કુમાર ! એમાંજ બધો ભેદ છે !” બલદેવે ગંભીર અવાજે જણાવ્યું કે, “આ તલેસમ એવી ખુબી અને કારીગીરીથી બનાવવામાં આવ્યું

છે કે અંદરને અંદર અહીં સુધી આવતાં લગભગ પાંચ ગાઉનો અંતર કાપવો પડે છે, અને જો બહારને રસ્તે આ ગુફા સુધી આવીએ તો પંદર ગાઉની મંજલ કરવી પડે છે! હવે સમય બહુ થઇ ગયો છે, અને અત્રેના સઘળા ભેદ જાણવા આપણે આવતી કાલે ફરીથી આવવું પડશે, માટે ચાલો. કેમકે આપણે બહાર જતાં બહુ સમય વીતી જશે!"

તરતજ તેઓ પાછા વળ્યા, અને જે માર્ગે તેઓ ત્યાં આવ્યા હતા તેજ માર્ગે પાછા ખંડીયેરની બહાર નીકળ્યા. તેઓ હંમેશ એક પ્રહર દીન રહેતાં સુધીમાં ખંડીયેરમાંથી બહાર આવતા હતા, છતાં આજે તેમને બહાર આવતાં મધરાત થવાથી છાવણીમાંના માણસોમાં ગભરાટ મચી રહયો હતો, અને તેમને એટલો બધો સમય શા માટે થયો હશે તેની તેઓ ચીંતામાં પડયા હતા, પણ કોઇને ખંડીયેરમાં જવાનો હુકમ ન હોવાથી તેમના આવવાની ચીંતા કરતા ગણા સૈનીકો ખંડીયેરના દરવાજા આગળ ઉભા રહી જોઇ રહ્યાં હતા. છાવણીમાં જઇ કુમાર ગુફાનો ભેદજણાવવાને બલદેવને આગ્રહ કર્યો, પણ રાત્રી બહુ વીતી ગયલી હોવાથી આખા દીવસનો થાક દુર કરવાને જરા આરામ લેવાને શાંતીનાથ વગેરે તેને સમજાવવાથી તેમજ તે ભેદ પ્રભાતે જણાવવાની બલદેવે કબુલાત આપ્યાથી કુમાર પોતાના તંબુમાં આરામ લેવાને ગયો. જો કે કુમારે એટલું તો જાણ્યું હતું કે કુંવરી જીવતી છે, પરંતુ તે પર્વતપરથી કયાં જતી રહી હતી? વનકન્યા કોણ છે? યોગીરાજ કયાંથી આવ્યા હતા? બલદેવને તેણે શું બતાવ્યું? એ સઘળી બાબતો વિષે અનેક તર્કવિતર્ક દોડાવતાં કુમારે રાત્રી જાગૃત અવસ્થામાંજ પસાર કરી. હજી મળસ્કું પણ થયું નહોતું, એટલામાં બલદેવ પાસેથી યોગીરાજનો સઘળો ભેદ જાણવાની અધીરાઇથી તે ઉઠયો, અને પોતેજ

તેના તંબુમાં જઇ નિંદ્રામાંથી તેને જગાડીને કહ્યું કે, " ભાઇ! તેને કોણ જાણે કેમ નિંદ્રા આવી હતી! અમારી તો આખી રાત્રી જાગૃત અવસ્થામાંજ પસાર થઇ છે!"

" કંઈ કારણ ?" બલદેવે બીછાનામાં બેઠા થતાં પૂછ્યું.

" કાલની વાત જાણવાની ઇન્તેજારી અને અધીરતા—બીજું શું?" કુમારે જવાબ આપ્યો.

" અહો! તે માટે આટલી બધી અધીરાઇ!" બલદેવે હસીને કહ્યું કે, " કંઇ નહીં કુમાર! આપ સ્વસ્થ થઇ આસને બીરાજો! હું સઘળી હકીકત આપને જણાવું છું! આમ કહી બલદેવે શાંતીનાથ અને દેવીસીંહને પણ ત્યાં બોલાવ્યા, અને તેઓ આવતાં તેણે હકીકત કહેવા માંડી કે, " કુમાર! કુંવરી અને ચંપા કયાં ગયાં. તેમજ એ યોગી કોણ હતા? અને તે વનકન્યાની મદદે શા માટે આવ્યા? તેનો ભેદ હજી મને પણ જણાયો નથી. પરંતુ તેમણે મને જે દેખાડ્યું છે તે એટલી અજાયબીથી ભરપુર હતું અને તેમાં હું એટલો બધો નિમગ્ન થઇ ગયો કે યોગીને પૂછીને સઘળો ખુલાસો જાણવાનું મને ભાનજ રહ્યું નહીં, અને તે પણ કશો ભેદ બતાવ્યા વગરજ અલોપ થઇ ગયા! પણ વારૂ કુમાર! જ્યારે હું તમને પહેલીવારજ ગુફામાં લઇ ગયો ત્યારે મારા ગુરૂજી પાસેથી તે સંબંધી સાંભળેલી હકીકત આપને જણાવી હતી તે યાદ છે કે?"

" હા, બરોબર યાદ છે!" કુમાર બોલી ઉઠયો. " તમે અમને એટલું જણાવ્યું હતું કે એ ગુફામાં ઘણો ખજાનો છે, પરંતુ તેન ઉપર એક ન્હાનું તલેસમ બાંધેલું છે, જે સહેલાઇથી તોડી શકાય એવી કાંઇ યુક્તી તમારા ગુરૂજીએ તમને શીખવી છે!"

"બરાબર ! હવે કાલે પેલી ખડકામાં મને યોગીએ બતાવેલાં પેલાં દ્વાર ઉઘાડાં જોઇને હું પામી ગયો કે, તે તલેસમ તો કોઇ તોડીને તેમાંનો સઘળો ખજાનો લઇ ગયલો હોવોજ જોઇએ, અને તેજ સમયે મારા મનમાં એવો વિચાર આવ્યો કે, યોગીએ એ દ્વાર તરફ ઇશારત કરી એટલા માટે જોવાને કહ્યું કે, તે પરથી હું જાણી જાઉં કે, તે તલેસમ તોડીને જેણે તેમાંનો ખજાનો લીધો છે, તેજ કુંવરીને પણ લઇ ગયો છે ! આ વિચાર અને તેની તે ગુંચવણમાં પડી હું તે દરવાજા તરફ એક દ્રષ્ટીથી જોતો હતો તેનો લાભ લઇને યોગીરાજ પણ પલાયન કરી ગયા !" બલદેવની આ સઘળી હકીકત જાણીને કુમાર વગેરે ઘણીવાર સુધી ઉંડા વીચારમાં ચુપ બેસી રહ્યા. કેટલીકવારે કુમાર નિરાશા સહીત બોલી ઉઠયો કે, "ત્યારે તો વહાલી કુંવરી એક નવી આફતમાં સપડાઇ ગયાં ! હવે એમની ખબર મેળવવા આપણે શું ઉપાય કરીશું ?"

"પહેલાં હવે આપણે ગુફામાં જઇને એ તુટેલા તલેસમમાં જોવું જોઇએ, કેમકે કદાચ તે તોડનાર માણસ ત્યાં હશે, અથવા તેનો કંઇ પણ પત્તો મળી આવશે ! ત્યાં ગયા પછી જેમ યોગ્ય લાગશે તેમ કરીશું !" બલે જણાવ્યું.

"ઠીક તેમ ! પણ આ વખતે એક વાતનો વિચાર અમારા મનમાં થયો છે !" કુમારે જણાવ્યું—બલદેવ બદરીનાથને કેદ કરવા ગુફા આગળ જતાં તેનો દરવાજો ન ઉઘડવાથી પાછો આવ્યો હતો, તેપરથી અમને એમ લાગે છે કે તે વખતે દરવાજો બંધ કરી એ ન્હાનું તલેસમ તોડનાર તે વખતે અંદર કામે વળગેલો હશે !"

"આપે વિચાર પણુ ઠીક દોડાવ્યો છે !" બલદેવ બોલી ઉઠયો. "ખરેખર, એમજ હોવું જોઇએ ! અને તેણેજ ચતુરસીંહને પણ છોડવ્યો હશે !"

"એમ બનવું સંભવીત છે! કુમાર બોલ્યો—" પરંતુ છુટયા પછી દગો કરીને ચતુરસીંહે આપણી સેનાપર હલ્લો કીધો ત્યારે શું તેણેજ ફરી તેને કેદ પકડીને ગુફામાં પુરયો હશે ? અને ચતુરસીંહના પલંગપરથી મળી આવેલ પત્ર પણ શું તેનોજ લખેલો હશે ?"

"હા, તેમજ હોવું જોઇએ ! દેવીસીંહે જણાવ્યું.

"ત્યારે તે આપણો મિત્ર હોવો જોઇએ, પણ વળી શંકા રહે છે કે તે મીત્ર છતાં કુંવરીને શા માટે હરી ગયો હશે ?" કુમારે શંકા બતાવી.

"એ શંકાનું નીરાકરણ હાલ કરવામાં બુદ્ધિ લેશ પણ ચાલતી નથી! વળી ચતુરસીંહનાં છુટવા સંબંધી ચંપાએ પણ આપણને કંઇ જણાવ્યું નથી! તેણીએ તો સામુ એમ કહ્યું કે, તેઓ ચતુરસીંહને ગુફામાં દરરોજ જોતાં હતાં, તેમજ વળી તેણીએ બીજી કશી પણ ધારની રાખવા સરખી બીના જણાવી નહોતી !" બન્ને કહ્યું.

"કેમ જોશીજી ! આ સઘળાં ઉપરથી તમે શું ધારો છો ?" કુમારે શાંતીનાથ તરફ ફરી પુછ્યું.

"આ સઘળા સંજોગો એક બીજાથી તદન ઉલટા તેમજ વળી એક બીજા સાથે સંબંધ ધરાવતા હોય તેવા ગુંચવાડા ભરેલા હોવાથી તે સંબંધી કંઇ અટકલ કરી શકાતી નથી !" શાંતીનાથે કહ્યું.

"ભાઇ બલદેવ! કાલે ઉતાવળમાં તમે પણ ભૂલ કરી!" કુલીન બોલ્યો—"જ્યારે યોગીએ જમીનપર લાત મારવાથી જ્યાંની જમીન ફાટી જઇને અંદરથી વનકન્યા નીકળી ત્યાંની જમીનપર જો તમે પણ લાત મારી જોઇ હોત તો ત્યાંનો કંઇ ભેદ જણાયો હોત!"

"આ તો કુમારે લાંબો વિચાર દોડાવ્યો! ખરેખર! આપણે એમ તપાસી જોયું હોત તો ઠીક હતું!" સાંતીનાથે જણાવ્યું.

"કુમાર! ચાલો આજે ખંડીયેરમાં જઇએ! જોઇએ કંઇ ભેદનો પત્તો લાગે છે!" બલ્લે કહ્યું. આ પછી તેઓ ચારે જણ સજ થઇને ખંડીયેરમાં ગયા. ભોંયરાંઓ, બાગ અને નહેર, વગેરે ઓળંગી તેઓ પેલા ચોગાનમાં પેઠા જ્યાંની ખડકમાંથી યોગી પ્રગટ થયો હતો, ત્યાં જઇને જોયું તો પેલી સડી ગયલી અને જાનવરોએ ખાધેલી બંને લાશો આજે પડેલી જણાઇ નહીં, પણ ત્યાંની જમીન તો ધોઇને સ્વચ્છ કરેલી હતી. થોડી વાર સુધી તો અજાયબીમાં આસપાસ જોઇ રહ્યા બાદ કુંવરના કહેવાથી બલ્લે જ્યાં યોગીએ લાત મારી હતી તે જગ્યા શોધીને તેપર જોરથી લાત મારી કે તરતજ અવાજ સાથે ત્યાંની જમીન ફાટી ગઇ, અને નીચે ઉતરવા માટે નાજુક પગથીઓ જણાઇ, આ જોતાંજ હરખભેર તેઓ ચારે જણ અંદર ઉતર્યાં. વીસેક પગથીયાં ઉતરીને તેઓ એક અંધારી ઓરડીમાં જઇ પહોંચ્યા, જેમાંથી બહાર નીકળવા માટે તેઓ કોઇ દરવાજો શોધવા લાગ્યા. ઘણાં ફાંફાં મારતાં પણ એવો કોઇ માર્ગ ન જણાવાથી તેઓ લાચાર થઇ પાછા બહાર નીકળી આવ્યા, પણ જમીનમાં પડેલી ફાટ પાછી પુરાઈ નહીં અને ઉઘાડીજ રહી ગઈ.

"બસ, આ તો ફરી બંધ કેમ થતી નથી!" દેવીસીંહ બોલ્યો.

"એ માર્ગ બંધ કરવાની અંદરથી ચાવી હોય એમ લાગે છે, જે આપણુને ખબર નથી!" બલ બોલ્યો.

"અને તે આપણુને જણાય તેમ નથી, એટલે ખાલી પ્રયત્ન કરવામાં સમય ગુમાવવો પણુ ફોકટ છે" શાંતીનાથે જણાવ્યું.

"આથી તો આપણુને કંઇ ભેદ જણાયો નહીં!" કુંવર કંઇક નિરાશાભરે અવાજે બોલ્યો.

"હવે તો બહારને માર્ગે આવવા શીવાય આપણું કાંઇ કામ પાર પડે તેમ લાગતું નથી!" બલે કહ્યું.

"ત્યારે તેમ કરીશું ભાઇ!" કુંવર બોલ્યો. આમ વાતચીત કરતા તેઓ ખંડીયેરની બહાર આવ્યા. બીજે દીને કુંવર ચીત્રપુર ગયો અને ત્યાંનો રાજ્યકારભાર ફતેહસીંહને સોંપી પોતાના પીતાને મળવાં પોતાના ત્રણે બહુરૂપીઓ અને થોડીક સેના સહીત અચલગઢ ગયો. સઘળા બહુરૂપીયો પણુ પોતાનાં માતપીતાને ઘણે સમયે મળવાથી તેમના કુટુંબમાં પણુ આનંદ છવાઇ રહ્યો. આ આનંદની ઊર્મિ શાન્ત પડતાં એક દીને રાજા ચંદ્રસેખરની સુચના ઉપરથી તેના દીવાને કુલીન કુમારને એકાંતમાં મળીને તલેસમને લગતી સઘળી હકીકત પૂછી, જેના જવાબમાં કુલીને સઘળું સવીસ્તર કહ્યું, જે જાણી લીધા બાદ દીવાને તેજ સમયે બલદેવને ત્યાં તેડાવીને કહ્યું કે, "કુમારશ્રી સહીત તમે ત્રણે બહુરૂપીઓ ફરીથી ગુફામાં જાઓ, અને તેમાંનું ન્હાનું તલેસમ કુમારને હાથે તોડાવો, એટલે અત્યાર સુધીમાં બનેલા ભેદભરેલા સઘળા બનાવો જોવામાં આવી જશે! પરંતુ તે તલેસમ તોડયા પહેલા અત્રે-

થી થોડાક સીપાઇઓ તેમજ પાલખી વગેરે તમારી સાથે લઇ જઇને રાજા ચતુરસીંહને તેની રાણી સહીત અત્રે મોકલાવી આપજો, અને ગુફાના દરવાજા અંદરથી બંધ કરી તમે કામે વળગજો !" આટલું કહી તે કુમાર પ્રત્યે બોલ્યો " આ કાર્ય માટે આપ અત્યારેજ સીધારો તો સારું ! અને મહારાજની એ માટે આજ્ઞા લેવાની કશી જરૂર નથી, કેમકે હું એ સંબંધી મહારાજાની સાથે સઘળી વાતચીત કરીનેજ આપની પાસે આવ્યો છું. !"

" સારું, ત્યારે દીવાનજી, કરાવો તૈયારી !" કુમારે કહ્યું, એટલે દીવાનની આજ્ઞાથી સઘળી તૈયારી કરવા બલદેવ ગયો. થોડીવારમાં તે સઘળી ગોઠવણ કરી દેવીસીંહ અને શાંતીનાથ સાથે પાછો ફર્યો. કુલીન પણ તરતજ સજ થયો, અને પોતાના ત્રણે બહુરૂપીયો તથા થોડાક સીપાઇઓ અને પાલખી સહીત તેજ વખતે તે ગુફા તરફ જવાને નીકળ્યો. પ્રભાત થતાં સુધીમાં તેઓ ત્યાં જઇ પહોંચ્યા. સીપાઇઓને થોડેક દૂર ઉભા રાખી તેઓ ચારે જણ ગુફાના દરવાજા ઉઘાડી અંદર જઇને રાજા ચતુરસીંહ અને તેની રાણીને બહાર લાવી સન્માનથી પાલખીમાં બેસાડી સીપાઇઓના પહેરા તળે અચલગઢ રવાને કીધા બાદ પાછા ગુફામાં ગયા. સીપાઇઓએ રાજા ચતુરસીંહને તેની રાણી સહીત અચલગઢ લઇ જઇ દીવાનને સોંપ્યા, જેણે રાજાના હાથ પગમાંથી બેડીઓ કહાડી નાંખી તેમને એક સુંદર મહેલમાં રાખવાનો બંદોબસ્ત કીધો, અને તેની ચારે બાજુએ સખ્ત ચોકીપહેરો રાખ્યો. બીજે દીને રાજા ચંદ્રસેખર અને તેનો દીવાન કંઇ સલાહ કરીને પોતાને ત્યાં કેદ પડેલા બદરીનાથ, વીરકાળ, નારાયણસીંહ અને ચમનરાય બહુરૂપીઓને લઇને, જે મહેલમાં રાજા ચતુરસીંહને નજરકેદ રાખ્યો

હતો ત્યાં ગયા. રાજાના આવવાની ખબર સાંભળી ચતુરસીંહ પોતાની રાણી સહીત દરવાજા સુધી તેને આવકાર આપવાને ગયો, અને રાજાને તેડી લાવી અનહદ આદરસત્કાર કરી આસને બેસાડી પોતે પતી પત્ની તેની સામે બેઠા. ચારે બહુરૂપીઓને પણ હાથપગમાં બેડીઓ સહીત એક બાજુએ બેસાડ્યા. ચંદ્રસેખરને સ્વસ્થ થઈ બેસતાં ચતુરસીંહે હાથ જોડીને પૂછ્યું કે, " મહારાજાને આ સમયે તસ્દી લેવાની કંઇ જરૂર પડી ? "

" ચતુરસીંહજી ! " જવાબમાં રાજા ચંદ્રસેખરને જણાવ્યું— " પાપી ક્રુરના ભંભેરવાથી નીતિ અને ન્યાયની વિરૂદ્ધ અમારી સામે થવાના પરીણામમાં આપની આ સ્થિતિ થઈ ! વળી કર અને જો ! એ કહેવત મુજબ પાપી ક્રુર, તાજીમ અને હૈદર પોતાના પાપની યોગ્ય સજા પામ્યા, પણ હવે આપની શી ધારણા છે ? "

" મહારાજ! જે થઇ ગયું તે થયું ! અમારી થયલી ભૂલને માટે ક્ષમા કરી હવે આપ તે મનમાં આણુશોજ નહીં ! " ચતુરસીંહ નમ્ર અવાજે બોલ્યો—" આપની અને કુમાર કુલીનસીંહની બહાદુરી માટે હવે કશો શક રહયો નથી ! બસ, મહારાજ, રાજપાટ અને સુખવૈભવ કશાની હવે અમને દરકાર કે અભીલાષા નથી ! ચીત્રપુર આપે જીતી લીધું, અને તે પછી ત્યાં જે કંઇ બનાવો બન્યા તે સઘળું અમે જાણીએ છીએ, અને હવે ફક્ત અમે આપની પાસે એકજ માંગણી કરીશું. મહારાજ ! જુઓ અમારી પાછળ કોઇ સંતાન પણ નથી, જેને માટે અમને ચીંતા લાગતી હોય ! ફક્ત અમે એટલીજ અરજ કરીએ છીએ કે, લડાઇમાં ખપી ગયલા અમારા સેવકોની કેટલીક નીરાધાર વીધવાઓ અને તેમના પુત્રપરીવારો જેમનું અમે રક્ષણ કરતા હતા. તેમને માટે

આપ એવો કોઇ બંદોબસ્ત કરજો કે તે બીચારાં નીરાધારો જીંદગી સુધી સુખચેનમાં રહે !"

"એ તો સઘળું ખરૂં, પણ આપને પોતાને માટે શો વિચાર છે તે જાણુવાની મહારાજની ઇચ્છા છે !" દીવાને કહ્યું. આના જવાબમાં રાજા ચતુરસીંહે કહ્યું કે જો પોતાને મદત કરવામાં આવે તો કાશીએ જઇ સન્યસ્થ ગ્રહણ કરી પોતાની રાણી સહીત બાકીની જીંદગી ઇશ્વર સ્તવનમાં ગાળવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. રાજા ચંદ્રસેખર પોતાના રાજ્યમાં રહેવાને તેને બહુ સમજાવ્યો, પણ તેણે પોતાનો ઠરાવ ફેરવ્યો નહીં. તેની આ દ્દઢતા તથા પોતાની સાથે ફરીથી રાજા ચતુરસીંહ દગો નહીં રમે તે માટે રાજા ચંદ્રસેખર અને તેના દીવાનને તો જો કે શક હતો તોપણ પોતાનું મ્હોટું મન બતાવવા રાજા ચંદ્રસેખરે તેને બંધનમાંથી મુક્ત કીધા, અને ખર્ચ માટે જોઇએ તેટલી મોહોરો મંગાવી લેવાનો આગ્રહ કીધો, જેના જવાબમાં તે બોલ્યો–"રાજન ! અમને બંધન મુક્ત કીધા, એજ આપની કૃપા છે ! ખરચ માટે નાણુની અમને કશી જરૂર નથી ! અમારી રાણીનાં અંગ ઉપરના આભુષણો પણ અમે આપના ચર્ણમાં મુકી જઈશું !" આમ કહી ચતુરસીંહે રાણી તરફ જોયું એટલે તેણીએ પોતાના શરીરપરનાં તમામ અલંકારો ઉતારી આપ્યાં. જે જોતાં રાજા ચંદ્રસેખરે કચવાઇને કહ્યું કે, "રાણીનાં અલંકારો ઉતરાવ્યાં, એ યોગ્ય કીધું નહી !"

"પણ મહારાજ ! જ્યારે અમે સન્યાસ ગ્રહણ કરવાનોજ વિચાર કીધો છે ત્યારે પછી આ જંજાળ સાથે શા માટે લઇ જઇએ ! ચોર, ધાડપાડુઓ અને લુટારાઓને સાથે હેરાનગતી ભોગવવા માટે આ

પીડા રાખવી શું ? ઉપાધી ઉત્પન્ન કરાવનારી એ વસ્તુઓનું અમારી સાથે શું કામ છે ?" ચતુરસીંહે જણાવ્યું. કેદીની હાલતમાં ત્યાં બેઠેલા ચારે બહુરૂપીઓ આ સઘળી વાતચીત ચુપચુપ બેઠા સાંભળતા હતા, પણ ઉપલી વાતચીત પછી બંને રાજાઓ ચુપ થઈ જતાં બદરીનાથ રાજા ચતુરસીંહ તરફ ફરીને બોલ્યો—" મહારાજ, આપ તો તપશ્ચર્યા કરવાને પધારો છો, અને અમારે માટે શી આજ્ઞા ફરમાવતા જાઓ છો ?"

" અમે હવે શી આજ્ઞા આપીએ !" ચતુરસીંહે જણાવ્યું તો પણ સલાહ દાખલ અમે જણાવીએ છીએ કે જો કુમાર કુલીનસીંહની સેવામાં રહેવાનું તમો પસંદ કરશો તો તેથી તમને પોતાને લાભ થશે. કેમકે મહારાજ ચંદ્રસેખરના સરખા બહાદુર અને ધર્મીષ્ટ તેમજ ન્યાયી શીરછત્ર દુનીયામાં થોડાજ મળશે !"

" ઇશ્વર આપનું કલ્યાણ કરો ! " બદરીનાથ આનંદમાં આવી બોલી ઉઠયો કે, " આપની આજ્ઞાનુસાર આજથી અમે કુમાર કુલીનસીંહને અમારા શીરછત્ર માનીએ છીએ ! મહારાજ, હવે આપને હાથેજ અમારી આ બેડીઓ ઉતારી નાંખો !" તરતજ રાજા ચતુરસીંહે પોતે ઉઠી ચારે જણાની હાથ પગમાંની બેડીઓ ઉતારી નાખી, જેને રાજા ચંદ્રસેખરે જરા પણ અટકાવ્યો નહીં. બેડીઓ કહાડી નાંખતાંજ ચારે બહુરૂપીઓ જઇને રાજા જગતસીંહને તેમજ ચંદ્રસેખર અને રાણીને નમન કીધું, અને રાજા ચંદ્રસેખરની પાછળ જઇ ઉભા; એટલે દીવાને તેમને કહ્યું—"પહેલાં તમો ચારે જણ મારી સામે આવી રીતી મુજબ પ્રતીજ્ઞા લઇને પછી મહારાજની પાછળ ઉભા રહો !" આ સાંભળી બદરીનાથ, વીરભાળ, નારાયણસીંહ અને ચમનરામ, ચારે બહુરૂપીઓ મુખ મલકાવતા દીવાનની સામે આવી ઉભા અને દરેક

જણે પોતાની જનોઇ તેમજ બહુરૂપીની થેલી હાથમાં લઇને રાજા ચંદ્રસેખર અને તેના પરીવારના જીંદગી સુધી દાસ બની સેવા બજાવવાની અને બલદેવ દેવીસીંહ અને શાંતીનાથને પોતાના બંધુ દાખલ ગણવાની પ્રતીજ્ઞા લીધી, અને પછી રાજાની પાછળ જઇ ઉભા. આ પછી રાજા જતાં જતાં બોલ્યો કે, "મહેલની આસપાસ રાખેલ પહેરો અમે ઉઠાવી લઇશું, અને આપની ઇચ્છામાં આવે ત્યારે આપ વીદાય થજો!" આમ કહી તે રાજા ચતુરસીંહને ભેટવા જતો હતો, જેમ ન કરવા દેવા પાછળ હટી જઇ ચતુરસીંહ બોલ્યો કે, "નહીં, મહારાજ! એ માનને અમે લાયક રહ્યા નથી!"

"આપ એ શું બોલો છો!" આમ કહેતાં રાજા ચંદ્રસેખર ચતુરસીંહને ભેટી પડયો, અને ઉદાસ ચીતે ત્યાંથી વીદાય થઇ પોતાના મહેલમાં ગયો, દીવાન ગુરૂનાથ, વીરકાળ, વગેરેને લઇને રાજા ચંદ્રસેખર પોતાના મહેલના દીવાનખાનામાં જઇ બેઠા. અને લાંબા સમય સુધી તેમણે રાજા ચતુરસીંહ સંબંધી વાતચીત કીધી. વાતપર વાત નીકળતાં દીવાને રાજાને અરજ કરી કે, 'મહારાજ! હવે આપની દરબારમાં ચાર ચાલાક બહુરૂપીઓનો વધારો થયો. એ અનહદ આનંદની વાત છે. માટે હવે જો સેવકને પંદરેક દીવસ માટે રજા આપો તો મારા સંબંધીએને મળવાને મારે જવું છે તે જઇ આવું!"

"આજકાલ તમને એવાં તે કયા કામો નીકળે છે તે કંઇ સમજી શકાતું નથી! તમે વારંવાર એકાદ બે દીવસની રજા લઇને જાઓ છો!" રાજાએ જણાવ્યું.

"મહારાજ! આ સમયે તો દુર જવું છે એટલે પંદર દીવસની રજા માગું છું! ગુરૂનાથ મારી ગેરહાજરીમાં આપની સેવા બજાવશે, એટલે કાંઇ હરકત નડશે નહીં!' દીવાને હાથ જોડીને કહ્યું. રાજાની આજ્ઞા મળતાં દીવાન વીદાય થયો, અને ગુરૂનાથ, વગેરે બહુરૂપીઓને પણ કેટલીક સુચનાઓ આપવા પોતાની સાથે તેડતો ગયો.





# પ્રકરણ ૨૦ મું.

## બંગનાથ બાવો-જંગી જમડો.

નવલગઢમાં રાજા જયસીંહને પણ સમાચાર મળી ચુકયા હતા કે તલિસમ તોડવા છતાં પણ કાન્તાકુંવરીની કશી ભાળ ન મળવાથી કુલીન કુમાર કાન્તાકુંવરીની શોધ કરવા માટે ગુફામાં ગયો છે. તેથી તેના મનમાં વસવસો ઉત્પન્ન થયો હતો, અને તે બાબતના અનેક તર્કવીતર્કોમાં તે અહર્નિશ ચીંતાગ્રસ્ત રહેતો હતો. રાજમેહલમાં મહારાણી પણ દીનરાત ઉદાસજ રહેતી હતી. પોતાની પ્રાણથી પણ અધીક વહાલી પુત્રીના વીયોગમાં તેણીએ અહારનીંદ્રાનો ત્યાગ કીધો હતો, અને તેણીનું શરીર પણ છેક દુર્બલ બની ગયું હતું, પરંતુ કુલીન કુમારની બહાદુરીથી પોતાની કુંવરીનું મુખ ફરી જોવાની આશા રૂપી જયોતીના તેજથી તેણીનું જીવન ટકી રહ્યું હતું, એમ કહેવામાં લેશ પણ ખોટું નથી. એક દીન રાજા જયસીંહ દીવાન ધવલરાય સંગે દરબારી કામકાજ સબંધી વાતચીત કરતો બેઠો હતો, એટલામાં એક જાસુસ ગભરાયલા સરખો દરબારમાં હાજર થયો, જેને જોતાંજ રાજાની આજ્ઞાથી થી દીવાન ધવલરાયે તેને તેવી હાલતમાં આવવાનું કારણ પૂછતાં તેણે પોતાના હાથમાંનો એક કાગળ દીવાનને આપતાં જણાવ્યું કે, "મહારાજ ! આ પત્ર વાંચી જુઓ એટલે આપને સર્વસ્વ જણાશે !"

"આ પત્ર કોનો છે?" કાગળ લેતાં દીવાને પૂછ્યું.

"શીરછત્ર! આ પત્રમાં લખેલી બાબતવાળા કાગળો શહેરમાં ઘણે ઠેકઠેકાણે ચોંટાડવામાં આવ્યા છે!" જાસુસે કહ્યુ-"નગરના દરવાજાપર, બજારમાં અને મ્હોટી સડકો તથા ચકલાઓ અને શેરીઓમાં આવા કાગળ ઘરનીભીંતોપર ચોંટાડેલા નજરે પડે છે! શીરછત્ર! આ કાગળો વાંચીને પ્રજામાં ઘણો ગભરાટ ફેલાઈ ગયો છે!" આ સાંભળી રાજા તેમજ તમામ દરબારીઓની અજાયબીનો પાર રહ્યો નહીં, અને તે કાગળમાં શું લખેલું છે તે જાણુવાની ઇંતેજારીથી તે મ્હોટેથી વાંચી સંભળાવવાની રાજાએ દીવાનને હુકમ આપ્યો, જે મુજબ ધવલરાગે વાંચવા માંડ્યું, જેમાં નીચે મુજબ લખ્યું હતું:-

"હું અચ્ચચ્ચ! અચલગઢ અને નવલગઢના રાજાઓ આજકાલ બહુ જોર અને તોર ઉપર આવ્યા છે કેમ! બંને રાજાઓ ચીત્રપુર જીતીને જાણે જગ જીતી ગયા કેમ ન હોય? તેતો મનમાં એમજ માનતા હશે કે તેમનો કોઇ દુશ્મન દુનીયામાં રહ્યો નહી હોય. આ મુજબ કુલીન કુમાર પણ પોતાના મનમાં ફુલાઇ જતો હશે, અને આજકાલ તે તો આનંદમાં તેગુફાની લેહેર કરે છે, પણ તેઓમાંથી હજી કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહીં આવ્યો હોય કે તેમનો એક કટ્ટો દુસ્મન હજી બાર વર્ષનો હૈયાત છે! બસ બંદો આજથી પોતાનું કામ શરૂ કરશે. નવલગઢ અને અચલગઢના રાજાઓ, સરદારો, દરબારીઓ અને મ્હોટા મ્હોટા નગરશેઠોને વીણી વીણીને વારા ફરતી યમલોક પહોંચાડીશ, અને બંને રાજ્યો પાયમાલ કરી નાંખીશ! જોઉં છું કે, મને કેદ પકડવાની હીંમત કરે એવો કયો માઇનો પુત છે! ઓ અભીમાની રાજાઓ! મનમાં એમ ખાંડ ખાતા નહીં કે તમારી દરબારોમાં મ્હોટા ચાલાક અને બહાદુર ખેલાડીઓ છે! ભરવાડ બકરાંઓનું

મ્હોટું ટોળું રાખે તેથી શું થયું ? શું એક વાઘ તેથી ડરી જશે ? તેમજ એ બકરાંઓ શું વાઘને જોઇને ઉભાં પણ રહેશે ? એ તમારા બહાદુર કહેવાતા બહુરૂપીયોને તો ચાંચડ સરખા સમજું છું ! બંદો પણ એક બહુરૂપી છે, પણ હવે હું કોઇને કેદ પકડનાર નથી ! બસ ! જે સપાટામાં આવશે તેને આ દુનીયામાંથી હંમેશને માટે વીદાય કરવાનુંજ પણ લક્ષ બેઠો છું ! સંભાળજો ! ચેતજો ! અને જે પોતાના જીવ બચાવવાને ઇચ્છતા હોય તેમણે અને રાજ્યની હદ બહાર નહાસી જવું ! મારી તેજદાર તલવારમાંથી કોઈ બચી જનાર નથી ! ”

સર્વેનો પ્રાણલેણ જંગી બંગનાથ.

કાગળમાં લખેલી આ હકીકત સાંભળી રાજા જયસીંહ ગભરાઇ ગયો. વાંચતાં વાંચતાં ધવલરાયના પણ હોશજ ઉડી ગયા, અને તમામ દરબારીઓના તો ગાત્રજ ગળી જઇ તેઓ થરથર કંપવા લાગ્યા. તમામ દરબારીઓને આમ છેક ના હીંમત બની ગયલાં જોતાંજ રાજાએ સમયસુચકતા વાપરી પોતાના મુખપર છવાયલો ગભરાટ છુપાવી ગંભીર ભાવ ધારણ કરી જાણે તે પત્રની પોતે કાંઇ પણ દરકારજ કરતો ન હોય તેમ તુચ્છકાર ભરે અવાજે કહેવા લાગ્યો કે, “ એવા નીચ હીચકારાની આવી લુચ્ચાઇ ભરી ધમકીથી અમે લેશ પણ ડરતા નથી, અને ડગવાના પણ નથી, અને તે માટે કોઇએ જરાપણ ગભરાવું નહી ! હાલને હાલ નગરમાં પણ ઢંઢેરો ફેરવો કે બંગનાથને પકડવા માટે મહારાજ તરફથી બંદોબસ્ત કરવામાં આવ્યો છે. એ બંગનાથ કોઇનો એક વાળ પણ વાંકો કરી શકનાર નથી, માટે એની આવી ધમકીથી ડરી કે ગભરાઇ જઇ કોઇએ પણ નગર છોડી જવું નહીં ! ” આમ ઢંઢેરો ફેરવવાની આજ્ઞા કીધા

બાદ રાજાએ નગરમાં ઠેકાણે ઠેકાણે સીપાઇઓનો પહેરો રાખી પૂરતો જાપતો રાખવાની તેમજ તે દુષ્ટ બંગનાથને શોધી પકડી આણવાને જાસુસોને મોકલવાની ધવલરાયને આજ્ઞા કરી. એ શીવાય બીજી કેટલીક સુચનાઓ કરી અને ધવલરાય સંગે મહેલમાં વીચરી એકાંત દીવાનખાનામાં તે સંબંધી વિચાર કરવાને બેઠા. ઘણીવાર સુધી વિચાર કીધા બાદ રાજાએ પૂછ્યું કે "ત્યારે દીવાનજી ! હવે એ બાબતમાં આપણે શું કરવું જોઇએ ? જો આપણે તેને માટે સખ્તમાં સખ્ત ઇલાજ નહીં લેશું તો તેનું મગજ ફાટી ગયા વગર રહેનાર નથી."

"મહારાજ ! આ સમયે દરબારમાં બહુરૂપી નથી, એજ પંચાતી છે ! આ સમયે બહુરૂપીનું કામ છે !"

"તો અચલગઢથી આપણે એકાદ બે બહુરૂપી તેડાવીએ ! મહારાજ ચંદ્રસેખરને અત્યારેજ એક પત્ર લખી અત્રેની હકીકત જણાવો, અને સાથે જાસુસે આણેલો પત્ર પણ તેમની જાણ માટે મોકલી આપી એકાદ બહુરૂપી અત્રે મોકલી આપવાની વિનતિ કરો !" તરતજ ધવલરાયે આ આજ્ઞા મુજબ પત્ર લખી એક હોંશીયાર જાસુસને બોલાવી તેજ સમયે તેને અચલગઢ રવાને કીધો, અને પછી રાજા સાથે બીજી કેટલીક મસલત કીધા બાદ અને રાજમહેલની રક્ષા માટે પણ વધુ ચોકી પહેરો રાખવાની દરવાનોને સુચના કરીને તે પોતાને ઘેર ગયો. રાજાઓ રાણીવાસમાં જઇ મહારાણીને પણ બંગનાથ વીષેની હકીકતથી જાણીતી કરી જેથી તેણી પણ ગભરાઇ ગઇ, અને રાણીવાસમાંની દાસીઓમાં પણ ખળભળાટ મચી રહ્યો. બીજે દીને દરબારમાં વળી એક બીજા જાસુસે આગલા દીનની માફક એક કા-

ગળ રાજાની હજુરમાં આણી તેવા કાગળો આખા નગરમાં ઠેકઠેકાણે ચોંટાડવામાં આવેલાની ખબર કરી. તરતજ ધવલરાયે તે કાગળ લઇને રાજાની આજ્ઞાથી નીચે મુજબ વાંચી સંભળાવ્યો:—

"વાહ! વાહ! તમારા પોતાનાથી તો કંઇ બની શક્યું નહી, ત્યારે અચલગઢથી મદદ મંગાવી, પણ એટલું નથી જાણુતાં કે અચલગઢ પણ તમારા સરખી દશામાં આવી પડેલું હોવુંજ જોઇએ! બંદાએ તો ત્યાં પણ ગડબડાટ મચાવી મુક્યો છે! અરે! તમારો જાસુસ શું મારી નજર ચુકવીને કોઇ સ્થળે જઇ શકે તેમ છે! બસ, એ બીચારાની જીંદગીનો મારે નાહકમાં અંત આણવો પડ્યો છે! તમારા નગરની બહાર એક કોશ દૂર જંગલમાં એક કુવાની પાસે પડેલી એ કમનસીબ જાસુસની લાશ મંગાવી ઠેકાણે પાડો! મારા કામની હજી શરૂઆત થઇ છે! હજી પણ ચેતીને જીવ બચાવવા નહાસવું હોય તે નહાસી જાઓ!"

બંગનાથ બાવો.

આજે આ હકીકત જાણુતાં રાજાનું હૈયું પણ કંપી ઉઠયું. દરબારમાં હાજર રહેલા સઘળાઓની તો હામજ જતી રહી. પોતપોતાના જીવની સઘળાઓને ધાસ્તી લાગવા માંડી. થોડી વાર સુધી દરબારમાં ગભરાટ મચી રહ્યો, અને સઘળાઓ એકબીજાનું મુખ જોતાજ રહી ગયા. આખરે રાજાએ હીંમત પકડી તે કાગળમાં જણાવેલ સ્થળેથી જાસુસની લાશ લઇ આવવા માટે કેટલાક સીપાઇઓને દોડાવ્યા. સીપાઇઓને લાશ લાવતાં જેટલો સમય થયો તેટલો સમય સુધી તમામ દરબારીઓ પાષાણના પુતળાંઓની માફક સ્તબ્ધ થઈ બેસી રહ્યા. જાસુસની લાશ દરબારની બહાર આણવામાં આવી તે સમયે સઘળા-

ઓના ખોળીયામાં જાણે જીવ આવ્યો હોય તેમ રાજાની પાછળ સઘળા ઉઠીને તે જોવાને બહાર ગયા. નગરમાં પણ એ ખબર પ્રસરી રહેલી હોવાથી તે લાશ જોવાને દરબારગૃહની બહાર હજારો માણસોની ઠઠ જમી ગઈ હતી, અને સઘળાઓના મુખમાંથી તે સમયે અંગનાથ બાવાનુંજ નામ નીકળતું હતું. જાસુસની લાશને માથું નહોતું, અને રાજા ચંદ્રસેખરપર મોકલાવામાં આવેલ કાગળ તેની કમ્મરે બાંધેલા પટામાં એક દોરી સાથે બાંધેલો હતો. જાહેરમાં રાજાએ સઘળાઓને ધીરજ આપી વીદાય કરી લાશને ઠેકાણે પાડવાની આજ્ઞા કરી, પરંતુ પોતપોતાના પ્રાણ માટે સઘળાઓને ધાસ્તી ઉપજી હતી. રાજાએ દીવાનને નગરમાં ઢંઢેરો ફેરવવાની આજ્ઞા કરી કે, જે કોઇ આ અંગનાથબાવાને કેદ પકડી દરબારમાં હાજર કરશે તેને સરકાર તરફથી દસ હજાર મોહોર ઇનામ આપવામાં આવશે! ધવલરાયે તે આજ્ઞા તરતજ અમલમાં મુકાવી, અને રાજાની સુચના ઉપરથી સઘળી હકીકત એક બીજા પત્રમાં લખી પાંચ બહાદુર સ્વારો સાથે તે રાજા ચંદ્રસેખરને આપવા માટે તેજ સમયે મોકલ્યા. આ સઘળી ખટપટ પતાવી રાજા દરબાર બરખાસ્ત કરી રાજમહેલમાં પધાર્યો. જે સ્વારોને અચલગઢ રવાને કીધા હતા, તેઓને જોકે બહુ ધાસ્તી લાગી હતી, પરંતુ રાજાની આજ્ઞાનો અનાદર તેમનાથી કરી શકાય તેમ નહોતું, એટલે તેઓ પોતાની જીંદગીની આશા છોડીનેજ નીકળ્યા હતા. નગર બહાર નીકળતાં તેમને કોઇ પકડી શકે નહી તે માટે પોતાના ઘોડા પુર વેગે દોડાવ્યા, પણ તેમ કરીને તેઓ બચી ગયા કે કેમ તે હવે જોવાનું છે! બીજે દીને રાજા દરબારમાં પધારી હજી આસને બીરાજે છે, એટલામાં એક દરવાને હાજર થઇ એક કાગળ રજુ કર્યો, જે ધવલરાયે લઇ વાંચી સંભળાવ્યો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

અહોહો ! પાંચ ' બહાદુર સ્વારોને મોકલ્યા તે શું તમે એમ ધારો છો કે તેઓ સહીસલામત અચલગઢ પહોંચી જઈ તમારો સંદેશો પહોંચાડશે ! અરે ! તેઓ તો તમારો સંદેશો પહોંચાડવાને યમરાજની દરબારમાં પહોંચી ગયા છે ! બસ, હવે હું તમારા મહેલમાં તમાસો બતાવીશ, ને મારા હાથનો સ્વાદ ચખાડીશ ! રાજા ! સાવધ રહેજે ! આ બાવા બંગનાથને કેદ પકડી આપનારને તેં દસ હજાર મોહોર ઈનામ આપવાનો ઢંઢેરો ફેરવ્યો છે, તો હું પણ જાહેર કરું છું કે આ ગુરૂઅંટાલને પકડનારને મારી તરફથી વીસ હજાર મોહોર ઇનામ આપીશ !

એજ બાવો.

આ બીના સાંભળીને શેરગઢની તમામ પ્રજા તેમજ દરબારીઓ વગેરે દરેકની શી હાલત થઇ હશે તેનો આબેહુબ ચીતાર વાંચનારાઓની દષ્ટિ આગળ ખડો કરવાને અમારી પાસે પુરતા અક્ષરો નથી. રાજા જયસીંહની પણ હીંમત સાથે ઉડી ગઇ અને અચલગઢની મદદની આશા પણ હવે જતી રહી. વળી એક પત્ર અચલગઢ પહોંચાડવા માટે આખી સેના મોકલવી, એ પણ હીચકારાપણું હતું. આ સાથે વળી દરબારમાં જુદે જુદે સ્થળેથી જાસુસોએ આવીને ખબર કરી કે, બાવાબંગનાથના ડરથી પ્રજા ગભરાટમાં પડી ગઇ છે, અને કેટલાક તો નગર છોડી જવા લાગ્યા છે ! અને જો એમજ ચાલ્યું તો બે ત્રણ દીવસમાં નગર ઉજડ થઈ જશે ! આ સાંભળી રાજા વધુ નિરાશ થયો. રાજાએ પેલા સ્વારોની લાશો આણવાને ઘણા માણસોને મોકલ્યા, જેઓ જંગલમાંથી પાંચે સ્વારોની લાશો લઇ આવ્યા. આ સ્વારોનાં મસ્તક કાપવામાં આવ્યા નહોતાં. તેમના ગળામાં દોરીની

ગાંઠ બેસી ગયલી જણાતી હોવાથી તેમને ફાંસો દઇ મારી નાંખ્યા હોય એમ સાફ જણાતું હતું. આ સંબંધી રાજા ભારે ચીંતામાં વિચાર કરતો ચુપચુપ બેઠો હતો, અને તમામ દરબારીઓ પણ દીંગમુઢ સરખા બનીજઇને બેઠા હતા. એટલામાં સામેથી ગુરૂનાથ બહુરૂપી લટકતી ચાલે દરબારમાં દાખલ થયો. આજે ગુરૂનાથનો ઠાઠ બોરજ હતો. બહુરૂપીને લગતી દરેક વસ્તુઓથી સજ થઇ આવ્યો હતો; અને તે સાથે ખભાપર તીરકમાન અને હાથમાં એક ડાંગ પણ હતી. રાજા ચતુરસીંહ પોતાની રાણી સહીત તપશ્ચર્યા કરવાને જંગલમાં ગયા છે, અને ગુરૂનાથ, વીરકાળ, ચમનરાય અને નારાયણસીંહ, એ ચારે બહુરૂપીયો રાજા ચંદ્રસેખરની નોકરીમાં રહ્યા છે, એ સમાચાર રાજા જયસીંહને મળેલા હોવાથી આવા કટાકટીને વખતે ગુરૂનાથના આવી પહોંચવાથી મરણ પથારીએ પડેલા મનુષ્યના મુખમાં અમૃત રેડવાથી જેટલો આનંદ થાય તેટલો રાજા જયસીંહને આનંદ થયો. ગુરૂનાથને જોતાંજ રાજાને હીમત આવી અને તેનાં મુખ ઉપર આશાની ખુશાલી પસરી રહી. ધવલરાયે ગુરૂનાથનું સન્માન કરી તેને બેસવાને આસન બતાવ્યું. એટલે રાજા બોલી ઉઠ્યો કે, “ગુરૂનાથ આજ તમે ખરે વખતે આવી પહોંચ્યા !”

“હા મહારાજ! આપ હવે બાવાબંગનાથની બાબતમાં લેશ પણ ચીંતા રાખશો નહી ! ટુંક મુદતમાં એ હરામખોરને પકડી આપના ચરણમાં હાજર કરીશ !” ગુરૂનાથે જણાવ્યું.

“એ બાવાબંગનાથના સમાચાર તમારા જાણવામાં ક્યાંથી આવ્યા ?” રાજાએ અજાયબ થઇને પૂછ્યું.

" અચલગઢમાંજ એની તો ખબર મળી હતી, પણ તે કેવી રીતે મળી તે હું આપને કોઇ બીજી વાર કહીશ ! મહારાજ ! એ શીવાય બીજું જે કાંઈ કહેવું છે તે પણ આપને એકાંતમાં કહીશ અને હવે પછી શું કરવું તે માટે પણ આપણે એકાંતમાંજ વિચાર કરીશું ! " ગુરૂનાથે જણાવ્યું. આ પછી તેના ઉતારા માટે ગોઠવણ કરવાની ધવલરાયને આજ્ઞા કરી અને પછી ગુરૂનાથ પ્રત્યે કહ્યું કે, " તમારી ઇચ્છામાં આવે ત્યારે દીવાનજી સાથે મહેલમાં આવજો ! " આ પછી રાજાએ દરબાર બરખાસ્ત કરી, એટલે ધવલરાય ગુરૂનાથને પોતાની સાથે લઇ પોતાને ઘેર ગયો, અને તેનાં ઉતારા માટે યોગ્ય બંદોબસ્ત કીધો. દીવસનો બાકીનો ભાગ બાવાબંગનાથને કેવી રીતે કેદ પકડવો તેના વિચારમાં ગુરૂનાથે ગુજાર્યો અને સંધ્યાકાળે દીવાન ધવલરાય સહીત રાજા જયસીંહની મુલાકાતે ગયો. રાજા બાગમાં ફરતો હોવાથી તેઓ પણ બાગમાંજ ગયા. આ સમયે રાજા પાસે ઘણા સેવકો હતા, પણ ગુરૂનાથ અને દીવાનને જોતાં રાજાના હુકમથી તેઓ ત્યાંથી જતા રહ્યા. એકાંત થતાં કેટલીક વાર સુધી તેમની વચ્ચે રાજા ચતુરસીંહના સંબંધમાં વાતચીત ચાલુ રહી, જે બાદ રાજાએ પૂછ્યું કે, "ગુરૂનાથ, અચલગઢમાં બંગનાથઆવાની તમને ખબર કેમ પડી ? "

" મહારાજ ! ત્યાં પણ તેણે આવાજ કાગળો આખા નગરમાં ચોંટાડ્યા છે, જે ઉપરથી જાણ્યું કે, આપના નગરમાં પણ તે નક્કી તોફાન મચાવશે, અને તેથી મહારાજે મને અત્રે મોકલ્યો છે ! " ગુરૂનાથે જવાબ આપ્યો.

" પણ એ પાપીએ ત્યાં તો કંઇ ઉપદ્રવ મચાવ્યો નથી ? " રાજાએ પૂછ્યું.

" નહી ! ત્યાં તો હજી તેનો લાગ ફાવ્યોજ નથી કેમકે, તેને કેદ પકડવા માટે બહુરૂપીઓ ઘણીજ ચાલાકીથી તજવીજ કરી રહ્યા છે ! " ગુરૂનાથે જણાવ્યું.

" પણ અમારા તો ઘણા માણસોને મારી નાંખ્યા છે ! " ધવલરાયે કહ્યું.

" હવે જોઈ લઈશું ! " ગુરૂનાથ હીંમતથી બોલ્યો.

" પણ શાંતીનાથ જોશીજીને પણ તમારી સાથે લાવ્યા હોત તો તેમની રમલની ગણત્રી પરથી એને પકડવાનું કામ સહેલ થઇ પડત ! " રાજાએ પોતાની ઇચ્છા જણાવી " પણ હવે એને તો જેમ અને તેમ જલદીથી કેદ પકડવો જોઇએ, કેમકે આખી પ્રજામાં તેનો ગભરાટ ફેલાઇ રહ્યો છે ! "

" ફીકર નહીં મહારાજ ! આપે નિશ્ચિંત રહેવું ! એકાદ બે દીવસમાં હું એમને કેદ પકડી લઇશ ! " ગુરૂનાથે જણાવ્યું.

" તે શું તેઓ વળી એક કરતાં વધુ છે ! " રાજાએ પૂછ્યું.

" અલબત ઘણાજ માણસો હોવા જોઇએ કેમકે, અત્રેથી છેક અચલગઢ સુધીની ખબર રાખી બંને તરફ તોફાન મચાવવાની તજવીજ કરે, એ કાંઇ એકજ માણસનું કામ હોય નહી ! " ગુરૂનાથે જણાવ્યું.

" ત્યારે તમે એકલા તેમને કેવી રીતે પકડશો ? " રાજાએ આતુરતા બતાવી.

" તે હાલ કંઇ કહી શકાય નહી, પણ બાવાબંગનાથનો આપે લેશ પણ ભય રાખવો નહી ! " ગુરૂનાથે કહ્યું, અને બીજી કેટલીક સુચનાઓ કીધા બાદ પોતાને કામે વળગવા રાજાની આજ્ઞા લઇ તે વીદાય થયો. બંગનાથને કેદ પકડવા માટે તેણે શી બાજી ગોઠવી હતી તેની કોઈને ખબર નહોતી. આ તરફ બંગનાથે છેલ્લા કાગળમાં રાજમહેલમાં હુમલો કરવાની ધમકી આપી હતી, તેની રાજા ઉપર ઘણી અસર થઇ હતી, અને તેથી મહેલની આસપાસ સરેરતા કરતાં ચાર ગણો પહેરો રાખ્યો હતો. અને પોતે પણ આખી રાત્રી જાગૃત રહેતો તથા પોતાની પાસે હથીયાર નીરંતર રાખતો હતો; તોપણ એટલું તો ખરૂં કે ગુરૂનાથના આવવાથી રાજાને કંઇક હીંમત આવી હતી, પણ તે કેટલા દીવસો સુધી ટકી રહી તે જોવાનું છે. બંગનાથને પકડવા માટે ગુરૂનાથ વીદાય થયો તેને બીજે દીનેજ નગરમાં ઘણે ઠેકાણે વળી બીજા કાગળો ચોંટાડેલા નજરે પડયા, જેમાંનો એક કાગળ ઉખેડીને એક જાસુસે દરબારમાં આણી રાજા જયસીંહ આગળ રજુ કીધો, જેમાં નીચે મુજબ લખ્યું હતું:—

" રાજા જયસીંહ, સાવધ રહેજે ! ગુરૂનાથ બહુરૂપીની ચાલાકી અને બહાદુરીને ભરોસે રહી ભુલાવામાં પડતા નહી. એ આજકાલનો છોકરો શું કરી શકનાર છે ? એ ચાંચડને ચોળી નાંખતાં અમો સરખા હાથીને શી વાર લાગનાર છે ? રાજા આટલા દીવસ તો બંગનાથ બાવો તમારો દુશ્મન હતો, પણ હવે તો હું પણ આવી પહોંચ્યો છું ! બસ, આજથી ચેતવણી આપું છું કે પંદર દીવસની અંદર તારા નગરને પાયમાલ કરી ખેદાનમેદાન બનાવી દઇશ ! વળી આજથી ચોથે દીવસે બંગનાથને પકડવા મોકલેલા તારા બહાદુર

કહેવાતા ગુરૂનાથનું મસ્તક કાપીને રાતના બાર વાગે તારા રાજમહેલમાં આવી પહોંચીશ ! તે વખતે જોઉં છું કે કયો માઇનો પુત મને કેદ પકડી શકે છે ! રાજા જયસીંહનો જે કોઈ દુશ્મન મને મળવા ઇચ્છતો હોય તે મધ્યરાત્રીએ મારી મુલાકાત લઇ શકશે ! ”

તમારો કાળ **જંગી જમડો.**

આ હકીકત જાણતાં રાજા તેમજ દરબારી અને તમામ પ્રજામાં ગુરૂનાથના આવવાથી જે હીંમત આવી હતી તે સઘળી જતી રહી. સઘળાઓના હોંશ ઉડી ગયા. સઘળાઓનાં મનમાં એમજ થયું કે તેજ સમયે નવલગઢ છોડીને કોઇ સ્થળે જીવ બચાવવા નહાસી જાય, પણ હીંમત અને બહાદુરી રૂપી રાજાના અંતઃકરણમાં પ્રકાશતા તેજસ્વી દીપકોએ સઘળાઓને તેમ કરતા અટકાવ્યા. એ બાબત કશી પણ વાતચીત ન કરતાં રાજાએ તરતજ દરબાર બરખાસ્ત કરી, અને ધવલરાય સંઘે મહેલના એકાંત દીવાનખાનામાં આ નવા દુશ્મન યમરાજ યતીના સંબંધમાં મસ્લહત કરવાને બેઠા. “ દીવાનજી ! હવે શો ઉપાય કરવો ? રાજાએ ભયભીત અવાજે પૃછ્યું .“ આ નવા યમરાજે તો આપણી હીંમત તદ્દન હરી લીધી છે ! ગુરૂનાથને નક્કી બંગનાથબાવો કેદ પકડશે એમ આપણને હીંમત આવી હતી, પણ હવે તો ગુરૂનાથના પોતાના પ્રાણ પણ બચવા મુશ્કેલ જણાય છે ! પ્રજામાં ફેલાયલો ગભરાટ વધતો જાય છે, અને રૈયત જાણે પોતાના જીવનની આશા છોડી બેઠી હોય તેમ બ્હેબાકળી બની ગઇ છે, માટે કોઇ ઉપાય ઉતાવળે કરવોજ જોઇએ ! આપણી સલામતીની દરકાર કરવા પહેલાં પ્રજાના રક્ષણનો પૂરતો બંદોબસ્ત કરી પ્રજામાં શાંતી ફેલાવવાની આવશ્યકતા છે !” ધવલરાય ઉંડી વીમાસણમાં ચુપ બેસી રહ્યા, એટ-

સે ફરી રાજાએ કહ્યું—'કોઇ યુકતીએ આ સમાચાર અચલગઢ ર ાજા ચંદ્રસેખરને પહોંચાડવામાં આવે તો ત્યાંથી ગુરૂનાથની મદદે કોઇ બીજો બહુરૂપી આવ્યા વગર રહેજ નહીં ! એ શીવાય બીજો કોઇ માર્ગ અમને જણાતો નથી ! અને તે પણ વગર વીલંબે થવું જોઇએ કેમકે, આજથી ચાર દીવસમાં એ હરામખોર યમરાજે ચાલાક ગુરૂ-નાથના મસ્તક સહીત આપણા મહેલમાં આવવાનો વાયદો કીધો છે ! એપરથી તે કેટલો હીંમતવાન હશે તે અટકળવું સહેલ છે ! ”

“ પણ મહારાજ ! અચલગઢ આપણો સદેશો લઇને સહીસલા-મત પહોંચી જાય એવો બહાદુર નર આપણે ત્યાં કોણ છે ? જેને મોકલીએ છીએ તે નગર બહાર પહોંચતાં સુધીમાંજ આ દુનીયા છોડી જાય છે, માટે જો આજ્ઞા હોય તો લશ્કરની એક ટુકડી સાથે પત્ર મોકલીએ ! ” ધવલરાયે ગંભીર અવાજે જણાવ્યું.

“ દીવાનજી ! ત્યારે શું અમારો પત્ર અચલગઢ લઇ જાય એવો બહાદુર આપણે ત્યાં કોઈ નથી ! ” રાજા ગુસ્સે થઇ બોલી ઉઠયો— “ ત્યારે ખીચડો ખાતા પડેલા આપણા પાંચસો જાસુસો શા કામના ? વર્ષો થયા હરામખોરોની માફક બેઠા બેઠા ખાયા કરે છે તેમનાથી આજ એટલું કામ નહીં કરી શકાય ? હજી સુધી એ સઘળા નીમકહરામ જાસુસો બંગનાથબાવાની ભાળ પણ લાવી શકયા નથી ! ”

“ મહારાજ ! એક જાસુસને હરામખોર બંગનાથે મારી નાં-ખ્યાથી તેઓ સઘળા હીંમત હારી બેઠા છે ! ” ધવલરાયે કહ્યું. આથી રાજાનો ગુસ્સો વધ્યો, અને તે બોલી ઉઠયો—“ ત્યારે શું સઘળા હીચ-કારા બની ગયા છે ! ફીકર નહીં ! આજ સંધ્યાકાળે સઘળા જાસુસોને

સદર બાગમાં બોલાવજો ! એ સઘળા બાયલાઓની અમે યોગ્ય ખબર લઇશું, અને પછી અમે પોતેજ એ હરામખોરોને પકડવાને જઇશું !" રાજાને આમ ગુસ્સે થયેલ જોઇ આ સમયે વધુ કહેવાનું યોગ્ય ન ધારી ધવલરાયે ટુંકમાંજ જણાવ્યું-"મહારાજની આજ્ઞા આ સમયેજ અમલમાં આણું છું !" આટલું કહી રાજાને નમન કરી તે ત્યાંથી વીદાય થઇ પોતાને ઘેર ગયો, અને હવે શું કરવું તેની વીમાસણમાં પડયો. કેમકે તેને ખાત્રી હતી કે, બંગનાથની બાબતમાં કોઇ પણ જાસુસ કંઇ પણ કામ પાર પાડી શકશે નહી, અને તેથી તેને ધાસ્તી લાગી હતી કે તે બીચારાઓ આવતી કાલે નાહક માર્યા જશે ! વળી આ સાથે તેને ચીંતા ઉપજી હતી કે મહારા પોતે હઠપર આવીને દુષ્ટોને પકડવા જશે તો પરીણામ શું આવશે ? વિચાર કરતાં પોતાના જીવનની પણ તે આશા છોડી બેઠો, અને ઉદાસ ચીત્તે રાજકાજમાં ગુંથાયો. દીવસનો બાકીનો ભાગ તેણે જાસુસોને એકઠા કરી તેમને હીંમત આપવાને સમજાવવામાં ગાળ્યો, અને સંધ્યાકાળે સઘળા જાસુસોને સદર બાગમાં ઉભા કરતાંજ રાજાએ પોતે તેમને પૂછ્યું કે, "તમો સઘળાએ હજી બંગનાથની ખબર કેમ મેળવી નથી ?"

"મહારાજ ! અમે બનતી દરેક તજવીજ કરવામાં લેશ પણ પાછી પાની કરતાં નથી, અને જેમ બનશે તેમ ઉતાવળે અમે તેમનો પત્તો મેળવી આણીશું !" જાસુસોના વડાએ જવાબ આપ્યો.

"એ તો ઠીક, પણ નવા હરામખોર યમરાજે તો પોતાને મળવાનું સ્થાન અને સમય પણ જણાવ્યા છે. છતાં તમે હજી સુધી તેને કેમ પકડી શક્યા નથી ?" રાજાએ પૂછ્યું.

" શીર છત્ર, પોતાના મીલાપના સ્થાન તરીકે યમરાજે તો કાળી નાગણના રાફડાની નીશાની આપી છે, પણ તેણે કયા સ્થાન માટે એ નીશાની આપી હશે, તે અમે જાણતા નથી, છતાં તે માટે શોધ ચાલુજ છે !" રાજા પણ "કાળી નાગણ" લખવામાં યમરાજની શી મતલબ હશે તે માટે વિચારમાં પડયો. રાજાના ગુસ્સા શાંત પાડવાને આ તક સારી છે, એમ ધારી ધવલરાય નમ્ર અવાજે બોલ્યો—"મહારાજ ! એ શબ્દ બહુરૂપીયોની ગુપ્ત ભાષાનો છે, તેથી અઇયાર વીનહ આપણ સાધારણ માણસથી સમજી શકાય તેમ નથી !" રાજાએ પણ જાસુસોને નિર્દોષ જાણ્યા, પણ તેમને જાગૃત રાખવાની ધારણાથી ગુસ્સામાં કહ્યું કે " એ અક્ષર બહુરૂપીયોની ભાષામાં છે તેથી સમજાય તેમ નથી, પણ તેથી તેમની શોધ કરી તેમને પકડી આણવાની આ જાસુસોની ફરજ નથી ?" આમ જાસુસોને ધમકાવી તથા તાકીદે બંગનાથ, વગેરેની ભાળ મેળવવાની તાકીદ કરી તેમને વીદાય કીધા. રાજા જયસીંહ પણ ડરને લીધે અહોરાત્રી પોતાની પાસે હથીયાર રાખી સાવધાનીથી રહેતો હતો. તેનામાં જે થોડી ઘણી હીંમત હતી અને પોતાની બહાદુરી ઉપર તેને જે કંઇ ભરોસો હતો તે પણ બીજે દીને જતો કેમકે બીજે દીને નગરમાં વળી બીજા કાગળો ચોંટાડવામાં આવ્યા હતા, જે પહેરેગીરોએ આણીને દરબારમાં રજુ કીધા, જેમાં શું છે તે જાણવાની આતુરતાએ રાજાની આજ્ઞાથી દીવાન ધવલરાયે તે નીચે મુજબ વાંચી સંભળાવ્યો:—

"જુઓ! હવે સાવધાનીથી રહેજો! તમારા બાહોશ બહુરૂપી ગુરૂનાથને તો હું કેદ પકડી ચુકયો છું એટલે મારા આગલા વચદા મુજબ આવતી કાલે મધ્યરાત્રીએ તેનું મસ્તક લઇને અમે કેટલાક

જંગી બહાદુરો તમારા મહેલમાં આવીશું, માટે તમારે ગમે તેટલી તૈયારી અને બંદોબસ્ત કરી રાખશો ! જુઓ કોઇ વાતની કચાસ ન રહી જાય, નહીંતો તમારી એ ગફલતી માટે પસ્તાવો કરવાનો સમય પણ હવે મળનાર નથી ! જોઇએ તો ખરા કે તમારે ત્યાં કેવાક બહાદુરો પડયા છે ! અને રાજાજી ! તમે પોતે પણ કેવાક વીર નર છો, અને અમને કેવી બહાદુરીથી કેદ પકડો છો ! જુઓ ! ભૂલતા નહીં ! ચેતજો ! સાવધ રહેજો !

આ પત્રથી રાજા તેમજ દરબારીઓ પર કેવી અસર થઇ તે જોવાને વધું ન રોકાતાં આપણે બીજી તરફ નજર ફેરવીશું.





# પ્રકરણ ૨૧ મું.

## રાજ પરોણાઓને યોગીરાજની મેજબાની !

કુલીનકુમાર પોતાના ત્રણે બહુરૂપીયો સહીત ગુફામાં ફરવા લાગ્યો. કેટલેક ઠેકાણે અમુક નીશાનીઓ જોઇને બલદેવે કુલીનને કહ્યું—"કુમાર ! ખરેખર અત્રેનું ન્હાનું તલેસમ તોડીને તેમાંનો ખજાનો કોઇ લઇજ ગયુ છે ! અને કાન્તાકુંવરીને પણ તેણીએજ કેદ કીધી હશે ! મારા ગુરૂજીએ જણાવ્યા મુજબ આ ગુફામાં ઘણાક બાગ અને મહેલો છે, તેથી એ ખજાનાનો ચોર પણ કદાચ આપણને ત્યાં અંદર મળી જાય એમ આશા રહે છે !"

"ત્યારે તો હવે આપણે વીલંબ ન કરતાં ઉતાવળે કામ આગળ ચલાવવું જોઇએ !" કુમાર બોલ્યો.

"બસ, હવે ચાલો મારી સાથે એટલે કામ ચાલુ થઇ ચુકયું !" ચતુરે જવાબ આપ્યો, અને જે પહાડપરથી વહેતો હતો તેની કંદણુમાં તે સઘળોઆને લઇ ગયો, અને ઝરામાં ઉતરી તેના કીનારાપરથી બરોબર વીસ હાથ જેટલી જમીન માપીને ત્યાંની જમીન બલદેવ ખોદવા લાગ્યો, જે માટે કુલીનના પુછવાથી તેણે જણાવ્યું કે "આ સ્થળે એક તામ્રલેખ દાટેલો છે, જેમાં આ ન્હાનું તલેસમ તોડવાની

તેમજ તેમાંનો ખજાનો મેળવવાની યુક્તી લખેલી છે !" બલદેવે ત્યાંની થોડી જમીન ખોદી પણ તેમાંથી તેવો કશો લેખ મળ્યો નહી, પરંતુ તેમાંથી એક કાગળ નીકળ્યો, જેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"હવે તમારા લાભની કશી વસ્તુ અત્રે નથી, અને જે હતી તે તો ક્યારની ચાલી ગઇ છે ! તલેસમ તોડી નંખાયું છે. હવે ખાલી હાથ ઘસીને પસ્તાશો !"

"ભાઇઓ ! તલેસમ તુટી ગયું, હવે આપણે શું કરીશું ?" કુલીને નિરાશ થઇ પુછ્યું.

"પણ જ્યારે તલેસમ તોડવામાં આવ્યું છે ત્યારે તો તેના બધાં દરવાજા ઉઘાડાજ હશે ?" શાંતીનાથે જણાવ્યું.

"બરોબર !" બલદેવે કહ્યું—"ચાલો હવે આપણે તે તરફ જોઇએ !" સઘળાઓ ત્યાંથી બલદેવની પાછળ ચાલ્યા, અને કેટલાક ડુંગરો અને સાંકડી ખીણોમાંથી પસાર થઇ તેઓ એક ગુફાના મુખ આગળ આવી પહોંચ્યા, જેમાં ફક્ત એકજ માણસથી દાખલ થઇ શકાય એટલો પહોળો માર્ગ હતો. બલદેવના કહેવાથી ચારે જણ એક બીજાની પાછળ તેમાં દાખલ થયા. તે ગુફામાં થોડેક ગયા પછી અંદરથી તે પહોળી થતી ગઇ તોપણ અંદર તદન અંધારૂ હોવાથી તેમને ફાંફા મારવાં પડતા હતા. આમ જતાં કુલીનનો હાથ એક બંધ દરવાજાપર પડ્યો, જેને હડસેલો મારતાંજ તે ઉઘડી ગયો અને અંદર અજવાળું આવવા માંડ્યું. ચારે જણ તે દરવાજામાંથી બહાર નીકળી એક ન્હાનકડા બાગમાં જઇ પહોંચ્યા. આ બાગમાં જાણે તરતજ કોઇ કચરો વાળીને ગયો હોય તેમ ત્યાની જમીન સ્વચ્છ દેખાતી હતી, પણ તેમાં એકે ઇમારત જણાતી નહોતી. તેના મધ્ય

બાગમાં એક ફુવારો હતો, પણ તેમાં પાણી આવવા માટે હોજ ત્યાં દેખાતો નહોતો. બાગમાં ફરી આસપાસ શોધતાં તેમને જણાયું કે તેઓ પહાડની છેક ઉપર આવી પહોંચ્યા હતા. તેઓ ફુવારાની પાસે જઇ પહોંચ્યા તો તે સ્થળે જમીન ઉપર એક હાથનું રત્નજડીત કંકણ પડેલું હતું, જે જોતાંજ કુલીને ઓળખી કહાડયું કે તે કાન્તાકુંવરીના હાથનુંજ છે. તરતજ તેણે આતુરતાથી તે ઉંચકી લઇ પોતાના હૃદય સાથે ચાંપ્યું. તેની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં તેની આવી સ્થીતિ જોતાં તેઓ વીમાસણમાં પડયા હતા, એટલામાં ત્યાં પડેલા એક રદી કાગળપર બલદેવની નજર પડતાં તેણે તે ઉપાડી લીધો, અને ઉકેડાને પોતાના મનમાં વાંચવા માંડયો. કુલીન, શાંતીનાથ અને દેવીસીંહ પણ તે કાગળમાં શું લખ્યું છે તે જાણવાને તેની છેક સમીપ આવી આતુરતાથી તેમાં જોવા લાગ્યા. તેમાં આમ લખ્યું હતું કે " અનહદ સાવચેતી અને ચાલાકીથી જજો, કેમકે બહુરૂપીઓ તમારો પીછો લીધા વગર રહેનાર નથી. જો તમારી ખબર મળી જશે તો તમારૂં અને કુમારનું ખરાબ થશે. મને જો કાલે રજા મળશે તો આવી પહોંચીશ ! " આ વાંચી બલદેવ ઉંડા વિચારમાં પડી ગયો, એટલે કુમાર બોલ્યો કે, " ભાઇ ! એમાં વિચારમાં શું પડયો ? એમાં અમારી ને વનકન્યાની બાબતમાં લખ્યું છે ! " આ સાંભળી બલદેવ ગંભીર અવાજે બોલ્યો કે, " કુમાર એ તો દેખીતું છે. પણ હું તો જુદાજ વીમાસણમાં ગડયો છું ! આ કાગળમાં લખેલા અક્ષરો કાંઇક મારા ઓળખવામાં આવે છે, પણ તે બરોબર સ્પષ્ટ ઓળખાતા નથી કેમકે લખનારે પોતાના અક્ષરો પરખાઇ ન જાય તે માટે વાંકા ચુકા લખ્યા છે ! " આમ કહી તે વળી તે કાગળ ધારીને જોવા લાગ્યો. દેવીસીંહ

પણ તે કાગળ બારીકીથી તપાસી જોયો, પણ તે પણ કાંઇ પારખી શકયો નહીં. કેટલીકવાર સુધી વીમાસણમાં ઉભા રહેવા બાદ આખરે શાંતીનાથ બોલ્યો કે, " કુમાર ! હાલ આ પત્ર રાખી મુકો ! કયારે એનો ભેદ પણ ખુલ્લો થશે ! ચાલો બાગમાં ફરીયે તો વળી કંઇ ખુલાસો મળશે ? " આ વિચાર સઘળાઓને ગમ્યો, અને તેઓ ત્યાંથી ચાલ્યા. ફરતાં ફરતાં બાગના એક ખુણામાં જઇ પહોંચતા ત્યાં ચાર ન્હાના દરવાજા જણાયા, જે ઉઘાડા હતાં. પહેલાં તેઓ જમણા હાથ તરફના દરવાજામાં દાખલ થયા, અને એક બંધ ઓરડામાં જઇ પ-હોંચ્યા, જેમાં થોડેક ચાલતાં સામે એક દરવાજો જણાયો, જેમાંથી આગળ વધવાનો બીલકુલ માર્ગ નહોતો કેમકે, તેની બહારથી નીચે પર્વતની ઉંડી ખોહ હતી, અત્રે ઉભા રહીને બહાર આસપાસ નજર કરતાં તેમને જણાયું કે પેલા પર્વતપરથી યોગીરાજે બલને જે ઉઘાડો દરવાજો દેખાડયો હતો તેજ. એ પાછા વળી પેલા બાગમાં આવ્યા, અને બીજા દરવાજામાં ધુસ્યા. અને એક બહુજ અંધારી ગુફામાં દા-ખલ થયા, પણ કેટલેક દૂર ચાલતાં સહજ અજવાળું જણાવા લાગ્યું. આમ કેટલીક વારસુધી તેમાં ચાલવા પછી એક મ્હોટો દરવાજો નજરે પડયો, જેની બહાર નીકળી તેઓ ચારે તરફ નજર ફેરવવા લાગ્યા ત્યાં ચારે તરફ વીશાળ મેદાન શીવાય બીજું કશું તેમને જણાયું નહી. તે મેદાનમાં ફરીને તેમાં શું છે તે જાણવાની બલની મરજી થઇ, પ-રંતુ કેટલાક કારણોને લીધે તેને પોતાની ઇચ્છા દાબી રાખવી પડી, કેમકે તે સમયે એક તો તડકો સખત પડતો હતો, અને બીજું કુ-લીને તે મેદાનમાં ફરવાની સલાહ ન આપતાં કહ્યું કે, " ભાઇ ! આ મેદા-નમાં આપણે રખડીશું તો કયારે આરો આવશે કેમકે, એનો અંતજ

જણાતો નથી, માટે હાલ તો ત્રીજા અને ચોથા દરવાજાઓની અંદર શું છે તે જોઇએ !" તરતજ ત્યાંથી પાછા ફરીને તેઓ ત્રીજા દરવાજામાં દાખલ થયા, જેમાં પણ એક અંધારી ગુફા વટાવી તેઓ એક ખુણામાં દોડી જઇ પહોંચ્યા, તો ત્યાં તેમણે શું જોયું ? વનકન્યા પોતાની કેટલીક સખીઓ સાથે ફુલના કયારાઓ અને વૃક્ષવેલીઓની મઝાક લેતી ફરતી હતી, પરંતુ તેમને ત્યાં જોતાંજ તેઓ બાગના એક ખુણામાં દોડી જઇ જોત જોતામાં અદસ્ય થઇ ગઇ. તેમને દોડી જતી જોતાં તેઓ ચારે પણ તેણીની પાછળ દોડ્યા, અને જે તરફ તેઓ અદસ્ય થઇ ગઇ હતી તે તરફ જઇ શોધવા લાગ્યા પણ તેમનો કશો પત્તો લાગ્યો નહીં. તે તરફ શોધતાં તેમને એક બંધ દરવાજો દીઠો. જે ઉઘાડવાની બહુ માથાકુટ કીધી પરંતુ ઉઘડયોજ નહીં. ઘણી વાર સુધી વનકન્યાની ભાળ મેળવવાને માથાકુટ કરીને થાકયા પછી તેમણે કોઇ સ્થળે આરામ લેવાનો વિચાર કીધો, અને તે બાગમાં એક સુંદર બારાદરી જોઇ, તેમાં તેઓ થાક ખાવાને બેઠા.

"વારૂં ભાઇઓ ! આ વનકન્યાનું રહેઠાણ અત્રેજ હશે શું ? આ આપણને જોઇ તેઓ નહાસીને છુપાઇ ગઇ તે શું અમને મળવાનું તેણીઓ હજી વ્યાજબી નહીં ધારતી હશે ?" કુલીન વિચારમાં મુંઝાયો.

"એ સઘળી બાબતો ઉપર વિચાર કરતાં આપણી તો મતીજ મુંઝાઇ ગઇ છે !" બલે ગંભીર અવાજે કહ્યું. આમ અનેક વિચારો દોડાવતાં સાંજ પડી ગઇ. પણ તેઓ કંઇ નકકી કરી શકયા નહીં. આ બાગમાં ફળફળાદીના ઘણા ઝાડો હતા, અને તેના એક ભાગમાં વળી એક ન્હાનો સ્વચ્છ ઝરો પણ વહેતો હતો, એટલે ખોરાકની તેમને અડચણ પડી નહીં. ફળો ખાઇને ઝરામાંથી પાણી પી પેલીજ

બારાદરીમાં રાત ગાળવાનો તેમણે ઠરાવ કીધો. સાંજ પડતાં દેવીસીંહ પોતાની થેલીમાંથી એક ફાનસ કહાડી દીવો સળગાવ્યો, અને તેઓ વાતચીત કરતા બેઠા. વાત પરથી વાત નીકળતાં કુલીન નિરાશા સહ બોલ્યો કે, " અરેરે ! ઇશ્વર ! આટલી ઝહેમત ઉઠાવવા છતાં મનકામના પૂર્ણ આશા ભર્યા કંઇ ચીન્હ જણાતાં નથી ! આ હાડમારીનો ક્યારે અંત આવશે ? "

" કુમાર ! આઓ સમુદ્ર ઓળંગી આવ્યા, અને હવે આમ નિરાશ શું થાઓ છો ! કાન્તાકુંવરી સહીસલામત છે ! " બલે તેને ધીરજ આપી, જેમાં દેવીએ ઉમેર્યું કે, " કુમાર ! એ તો જેટલી વધુ મહેનત અને મુસ્કેલી અનુભવીએ છીએ તેટલીજ આનંદ ભરી સુખી જીંદગી ગુજારવાનો સમય સમીપ આવે છે ! " આ પછી વાતનો રંગ બદલાયો, અને ચપલા સબંધી વાત નીકળતાં કુલીને બલને હસીને પૂછ્યું કે, " પણ ભાઇ ! મોતી પસંદ કીધું તે પહેલાં તે કઇ શીપમાં પાક્યું હતું તેની કાંઈ તપાસ કીધી ? " જવાબમાં બલદેવે જણાવ્યું કે, " કુમાર ! જ્યાં પ્રેમાંકુર ફુટયાં ત્યાં પછી કુળ વગેરેની કેવી પંચાત ? આપણે તો ગુણ તરફ મોહ રાખીએ છીએ ! "

" વારૂ એ તારૂં મોતી કઇ ઉમદા શીપમાં પાકેલું છે તે અમે તને જણાવીએ તો અમને શું ઇનામ આપીશ ? " કુલીને પૂછ્યું, એટલે બલે હસીને જણાવ્યું કે, " કુમાર ! એ મોતી તો કાન્તાકુંવરીનું છે જે આપનાં લગનની ખુશાલીમાં તેમની પાસેથી હું ઇનામ તરીકે માંગી લઇશ ! પછી આપને ઇનામ શું આપવું ? મારૂં સર્વસ્વ તો આપનુંજ છે ! "

"ત્યારે સાંભળ ! ભાઇ ! ચપલા રાજા જયસીંહના કુળમાંજ જન્મી છે !" કુલીન ગંભીર અવાજે બોલ્યો–"તેણીનો પીતા એક બળવાન ગરાસીયો અને ચાલાક બહુરૂપી હતો ! ચપલાને સાત દીવસની મુકીને તેણીના માતા મરણ પામી હતી, એટલે તેણીના પીતાએ પાળી પોશી મ્હોટી કરી, અને તેણીને બહુરૂપી પણ શીખવી. હાલ ત્રણ વર્ષ પહેલાંજ તેણીના પીતા પણ ગુજરી ગયા. તેણે રાજ્યના મહા વીકટ કામો બજાવ્યા હતા તેથી રાજા જયસીંહજી તેનાપર સારો સ્નેહ રાખતા હતા. તેણે અંતઃકાળે પોતાની તમામ દોલત સહ ચપલાને રાજા જયસીંહજીના આશ્રયમાંજ સોંપી, અને ત્યારથી તેણી રાજ્યમહેલમાંજ રહેવા લાગી. આથી રાજારાણીનો તેણીનાપર ઘણોજ સ્નેહભાવ છે ! કાન્તાકુંવરી અને ચપલા વચ્ચે બાલપણાથીજ સહવાસ પડેલો હોવાથી તેઓ બંનેમાં હાલ આપણે જોઇએ છીએ તેવો દ્રઢ સ્નેહ છે ! ખાસ કાન્તાકુંવરીએજ આ હકીકત અમને જણાવી છે ! બસ ભાઇ, સાંભળી આ તમારાં ઉમદા મોતીની ઉત્પતી ! હવે તો હૈયામાં ધીરજ આવી !" બલે મુખ મલકાવ્યું, અને વાત ફેરવી નાંખી. આખી રાત્રી આમ વાતચીત કરવાંમાં વીતી ગઇ. પ્રભાત થતાં બારાદરીમાંથી ઉઠીને તેઓ ઝરામાં સ્નાન કરી સંધ્યા વગેરે નિત્ય ખટકર્મમાંથી પરવારી જે બાગમાંથી આગલે દીવસે આવ્યા હતા ત્યાં જઇ પેલા ચોથા દરવાજામાં ઘુસ્યા તેમાંથી પણ તેઓ એક હરીયાળીથી સુંદર અને રમણીક બાગમાં જઇ પહોંચ્યા, જ્યાં આસપાસુ નજર કરતાંજ કુલીન ચમકી ગયો. આથી બલદેવે અજાયબ થઇને પૂછ્યું કે, "કુમાર ! આપ અત્રે આવતાં અજાયબીમાં ગરકાવ થઈ ગયા છો તે એવી તે કઈ અદભૂત વસ્તુ દીઠી ?"

" આ બાગ તો અમે જોયો હતો ! " કુલીન કુમાર અજાયબી-થી આસપાસ નજર ફેરવતાં બોલ્યો કે, " છાવણીમાંથી ઉપાડીને અમને આ બાગમાંજ લાવીને સામે પેલી ઇમારત દેખાય છે તેમાંજ નિંદ્રાવશ હાલતમાં મુકવામા આવ્યા હતા, જ્યાં અમારી આંખ ઉઘડતાં કાન્તા-કુંવરીની ભવ્ય તસવીર અમે જોઇ હતી, અને આ બાગમાંજ અમારે માટે ભોજન પણ તૈયાર રાખવામાં આવ્યું હતું, જે ખાતાંજ અમે બેહોશ થઇ જવાથી બીજા બાગમાં અમને લઇને સુવરાવવામાં આવ્યા હતા. " એટલામાં આસપાસ નજર કરતાં સામો હાથ કરી બતાવતાં તે બોલી ઉઠયો કે, "અરે જુવો ! જુવો ! પેલું ન્હાનુ તળાવ દેખાય છે તેમાં અમે સ્નાન કીધું હતું ! બસ એજ, એજ ! ચાલો અમે ધારીએ છીએ કે જે દીવાનખાનામાં કાન્તા કુંવરીની તસ્વીર દીઠી હતી તેનો દરવાજો પણ કદાચ આ સમયે ખુલ્લો હશે ! " આમ કહી તે ઇમારત તરફ ચાલ્યો, એટલે ત્રણે બહુરૂપીયો પણ તેની પાછળ ચાલ્યા. કુલીને ધારવા મુજબ દીવાનખાનાના દરવાજા પણ ઉઘાડા હતા, અને તેમાં કુલીને જે જે વસ્તુઓ જોઇ હતી તે આજે પણ સ્વચ્છતાથી પૂર્ણ જણાતી હતી વાંચનાર ! કુમાર પહેલી વાર આ બાગમાં આવ્યો હતો ત્યારે તેની હાલત કેવી હતી તે તો આપણે જાણીએ છીએ. તે સમયે તે અજાયબી ગભરાટ તેમજ કઇક વિચારોમાં મુંઝાઇ ગયો હતો, અને તેથી તે બા-ગમાં શાંત ચીત્ત ફરી સઘળી વસ્તુઓ બરોબર અવલોકી શકયો ન હતો, પણ આજે તો તે પોતાના બહુરૂપીઓ સાથે હતો, તેમજ આજે તેના મનમાં કોઇ વાતની ચીંતા નહોતી, એટલે તે પોતાના બહુરૂપીઓ સાથે બાગમાં ફરતો હતો. વળી આજે આ બાગમાંની ઇમારતનું કોઇ દીવાનખાનું કે ઓરડા ઓરડીનાં દરવાજા બંધ ન હોવાથી આ સ્થળે

અમે બેઠા હતા, પેલે આસને બેસી ભોજન કર્યું હતું, પેલા દીવાન-ખાનામાં નિંદ્રાવશ થયા હતા, વગેરે પોતે અનુભવેલી દરેક બાબત કુલીન પોતાના બહુરૂપીયોને સમજાવતો ગયો. સઘળી વાતો સાંભળીને બંને કહ્યું કે, "કુમાર! બપોરે ભોજન કીધા બાદ નિદ્રાવશ થતાં જે બાગમાં આપને ઉપાડી જઇ મુકવામાં આવ્યા હતા, તે બાગમાં જવાનો માર્ગ પણ આ બાગમાંથીજ હશે, માટે આપણે ફરીને તેની તપાસ કરીએ!"

"પણ કુમાર! આપ જ્યારે પહેલાં આ બાગમાં પધાર્યા હતા ત્યારે તો આપને માટે જરૂરની દરેક વસ્તુ તૈયાર રાખવામાં આવી હતી, તેમજ આપના ભોજન માટે સ્વાદીષ્ટ પકવાન પણ હાજર થયાં હતાં, અને આજ તો તેમાંનું કંઇ જણાતું નથી! અરે! બીજી બધી સગવડોની તો કશી જરૂર નથી! ફક્ત ભોજનજ તૈયાર મળ્યું હોત તો બસ હતું!" દેવીસીંહે ગંભીર અવાજે કહ્યું. આથી કુલીન, બલદેવ અને શાંતીનાથ હસી પડયા. આમ હાસ્યવિનોદ કરતા તેઓ બાગમાં ફરતા હતા એટલામાં બાગના એક ખુણામાં તેમણે એક દરવાજો દીઠો જે ઉઘાડી તેઓ બીજા બાગમાં જઇ પહોંચ્યા. આ બાગમાં આવતાંજ આસપાસ નજર ફેરવતાં કુલીન બોલી ઉઠયો—

"બસ, બીજી વખત અમારી આંખ ઉઘડી ત્યારે અત્રેજ અમે આવી પહોંચ્યા હતા, અને અત્રેથીજ કેટલીક યુવતીઓ અમને કેદ કરી લઇ ગઇ હતી, જેમણે આ સ્થાનનું નામ ચીત્રનગર જણાવ્યું હતું! ભાઇઓ! તે સમયે ખરેખર! આ સ્થાન વિચિત્ર ચીત્રોનુંજ નગર હતું! આહાહા! આ સ્થાનની તે સમયની શોભા ઓરજ હતી, પણ આજે તેમાંનું કંઇ અત્રે જણાતું નથી! હવે તો પેલા ત્રીજા બાગમાં જઇને

આપણે જોઈએ કે ત્યાં અમે જોયલી પેલી તસ્વીરની દરબાર હજી પણ છે ત્યાં નહીં, ત્યાંની શોભા અને દબદબો તેમજ છે કે કેમ ? ભાઈઓ તે બાગમાં જવાનો માર્ગ અમને યાદ છે !" આમ કહી તે એક તરફ ચાલ્યો એટલે ત્રણે બહુરૂપીઓ પણ તેની પાછળ ગયા. તે ત્રીજા બાગના દરવાજામાં પ્રવેશ કરતાંજ સુંદર વસ્ત્રાભુષણો ધારણ કરેલ એક સુંદરી તેમની તરફ આવતી જણાઈ, એટલે તેઓ ઉભા થઈ રહ્યા, એટલામાં તે યુવતીએ તેમની પાસે આવી એક પણ શબ્દ બોલ્યા વીના પોતાના હાથમાંનો એક પત્ર કુલીનને આપ્યો, જે લઈને કુલીને અજાયબી અને આતુરતા સહ ઉખેડીને વાંચવા માંડ્યો, તો તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

કુમાર કુલીનસીંહજી ! આજ કેટલાક દીવસો થયા આપ અમારા રહેઠાણની આસપાસનાં સ્થાનમાં પધાર્યા છો, એ સમાચાર જાણી અત્યાનંદ થયો છે, અને તેથી આપની મહેમાનગીરી કરવાની અમારી ફરજ જાણી આપનો આદરસત્કાર, કરવા માટે સઘળી તૈયારીઓ કરવામાં આવી છે, માટે આશા છે કે આ દાસી સાથે પધારી આ ગરીબની ઝુંપડી પાવન કરશો !

સંત.

કુલીને તે પત્ર વાંચીને બલદેવને વાંચવા આપ્યો, અને તેનો શો જવાબ આપવો તે માટે તેની તરફ જોયું, એટલામાં બલદેવે વાંચીને તે સુંદરીને જણાવ્યું "તારા મહાત્માજીની માંગણી અમારા કુમારને મંજુર છે, પણ આ સમયેજ અમે તારી સાથે આવી શકીયે તેમ નથી ! અમારે હાલ સંધ્યા કરવાનો સમય થયો છે, એટલે તે કરી રહ્યા બાદ આવીશું !" "આજ્ઞા હોય તો તે માટે આસન અને જળપાત્ર વગેરે

હાજર કરૂં!" દાસીએ જણાવ્યું, અને બલ્લની આજ્ઞા મળતાં તેણી દોડતી દોડતી ત્રીજા બાગમાં ગઇ તેણીના દૂર જવા પછી કુલીને યોગીના કાગળ હાથમાં લેતાં કહ્યુ "પર્વતપરથી અમને કુદતા અટકાવનાર યોગીએજ જો આ પત્ર મોકલ્યો હશે તો ઘણુજ આનંદ સરખું છે કેમકે, તેની સાથે તો વનકન્યા હશે જેણી સંગે પણ મીલન થશે! ભાઇ બલ્લદેવ, સંધ્યાની સામગ્રી અત્રે શા માટે મંગાવી? એ બાગમાં જઇને સંધ્યા કરત તો શું ખોટું હતું! અમે તો તેજ સમયે કહેનાર હતા, પણ એમ કહેવામાં પણ તારી કંઈ છુપી મતલબ હશે, એમ ધારી કંઇ બોલ્યા નહીં!"

"અવશ્ય એવુંજ કંઇ છે!" બલ્લદેવે જણાવ્યું કે, "કુમાર! આ વેળા મારા મનમાં એવો વિચાર આવ્યો કે એ યોગી આપણુને ભૂલાવામાં નાખીને ભોજનની વસ્તુમાં બેશુદ્ધિની ભુકી મેળવી દઇ આપણુને બેહોશ કરી ઉપડાવીને બહાર મોકલાવી દે અને અત્રે આવવાનો દરવાજોજ બંધ કરી મુકે તો છેક અહીં સુધી આવી પહોંચવાની આપણે ઉઠાવેલી ઝહેમત પાણીમાં જાય! કુમાર, કેમ ભૂલી ગયા? આ બાગમાંજ તમને પણ બેહોશ કરવામાં આવ્યા હતા આથી મને એમ લાગ્યું કે જો યોગીરાજ પાસે જઇને આપણે ભોજન કરવાની ના પાડીશું તો તેમને માઠું લાગશે. માટે કાંકરી વાગે અને ઘડો ન ફુટે એવો કોઇ માર્ગ શોધવાની તક લેવા મેં એ બહાને દાસીને અત્રેથી દૂર કરી છે! જુઓ, તલેસમમાંથી મળેલું પેલું ગુલાબનું ફુલ ઘસીને સઘળાઓ પી લઇશું, એટલે પછી સાત દીવસ સુધી આપણુને બેહોશ થવાની ધારતીજ નહી!" એટલામાં પેલી દાસી સામેથી આવતી જણાઇ, જેણીની પાછળ બીજી ત્રણ દાસીઓ હાથમાં આસનો, પંચપાત્ર અને જળ વગેરે પુજનની

સામગ્રીઓ લઇને આવતી હતી એક ગંભીર વડવૃક્ષ નીચે બેસવા લાયકની કેટલીક પથ્થરની શીલાઓ ગોઠવી હતી. તેમનાપર તે દાસીઓ સઘળી વસ્તુઓ ગોઠવીને એક બાજુ ઉભી રહી, એટલે બલદેવે તેમને કહ્યું કે "હવે થોડીવાર સુધી તમે અહીંથી આઘા જઇ બાગમાં ફરો કેમકે, સ્ત્રીએના દેખતાં અમે સંધ્યા કરતાં નથી." આથી તેઓ ત્યાંથી ચાલી ગઇ, એટલે કુમાર, વગેરે એ પોતાનાં વસ્ત્ર ઉતારી હાથપગ ધોઇ સ્વચ્છ થઇ સંધ્યા કરી લીધી, જે પછી બલદેવે પોતાની થેલીમાંથી ગુલાબનું ફુલ કહાડી પાણી સાથે ઘસીને સઘળાઓને પીવરાવ્યું, અને પોતે પણ પીધું, અને પછી તેઓ દાસીના પાછળ આવવાની રાહ જોવા લાગ્યા, એટલામાં તેણી પણ આવી પહોંચતાં તેઓ તેની સાથે બાગમાં ગયા. બલદેવ વગેરે બહુરૂપીઓએ કંઇ આ બાગ જોયો નહોતો પણ કુમાર તો ત્યાંનો ભોમીયો થઇ રહ્યો હતો કેમકે, આ બાગમાંજ કેદીની હાલતમાં તેને લાવવામાં આવ્યો હતો, અને અત્રેજ તેણે કાન્તાકુંવરીની તસ્વીરની દરબાર જોઇ હતી. પણ આજ તે બાગમાં તેણે તે દીવસના જેવો રંગ દીઠો નહીં. આજે અત્રે દીપકનો તેવો પ્રકાશ પણ નહોતો, તેમજ તે દહાડા જેટલી માણસોની મેદની પણ નહોતી. ફકત પાંચ સાત યુવતીઓ આમતેમ ફરતી નજરે પડતી હતી, અને છેટછેટે દીપકો બળતાં હતાં. રાત્રીદેવીનું આગમન સુચક અંધકારે પૃથ્વિ ઉપર પોતાનો કાળો ગાલીચો પાથરવા માંડયો હતો. આ સમયે દાસી તેમને જે દીવાનખાનામાં કુમારે ચીત્રની દરબાર જોઇ હતી તે તરફ લઇ જતી હતી. આજ ગમે તેમ થાઓ પણ ભેદ જાણ્યાવીના યોગીરાજનો પીછો છોડવોજ નહીં. બસ, વનકન્યા કોણ છે, અને તીલસ્મી પુસ્તક તેણીના હાથમાં કેવી રીતે આવ્યું હતું, અમારાપર તેણીએ એટલા બધા ઉપકાર શામાટે કીધાં

અને કાન્તાકુંવરી કયાં ગઇ, એ સઘળી બાબતોનો આજે ખુલાસો મેળ-વવોજ જોઇએ ! આમ મનમાં સંકેત કરતો કુમાર દાસી અને પોતાના બહુરૂપીયો સાથે દીવાનખાનામાં જઇ પહોંચ્યો. આજે ત્યાં કાન્તાકુંવરીના ચીત્રની દરબારને બદલે જે યોગીરાજે કુમારને પર્વતપરથી કુદતો અટકાવ્યો હતો તેની દરબાર ભરાવલી હતી. દીવાનખાનામાં બીછાવેલા સુંદર ગા-લીચા ઉપર એક મૃગછાલા પાથરી યોગીરાજ વીરાસને બીરાજ્યા હતા. તેની ડાહાબી બાજુએ પણ સહેજ પાછળ વનકન્યા બેઠી હતી, અને સામે પાંચ દાસીઓ હાથ જોડી ઉભી હતી. તેમને દીવાનખાનામાં પ્રવેશ કરતા જોઇ યોગીરાજ ઉઠીને તેમને આવકાર આપવાને દ્વાર સુધી સામો આવ્યો, અને કુમારનો હાથ પકડી પોતાની ગાદી પાસે લઇ જઇ જમણી બાજુએ મૃગછાલાપર બેસાડયો, એટલે વનકન્યા ઉઠીને થોડેક છેટે જઇ ઉભી રહી પ્રેમ ભરી નીચી દ્રષ્ટિએ કુમાર તરફ આ તુરતાથી જોવા લાગી કુમારની નજર પણ સ્વભાવિક રીતે તેણી ઉપરજ ઠરી હતી. બંને પ્રેમા-ઓની દ્રષ્ટિમાં પ્રેમ, ધૈર્ય અને સહનશીલતા સાથે કંઇક શરમાળપણાની છાયા જણાતી. ચારે આંખો પરસ્પરમાં લીન થઇ ગઇ હતી,—રમી રહી હતી, અને આ સમયે ખરેખર બંનેના મનમાં એમજ થતું હશે કે, જો યોગીરાજ ત્યાં ન હોત તો બંને પ્રેમીઓએ મળીને પોતાનું હૃદય શાંત કીધું હોત ! થોડીવાર સુધી અબોલ બેઠા પછી કુમારને અને યોગી-રાજ વચ્ચે વાતચીત થવા લાગી.

"આપ આપના વડીલો અને મીત્રમંડળ સહીત કુશળ મંગળ તો છો ?" યોગીએ મુખ મલકાવીને પૂછ્યું.

"આપની કૃપાથી સર્વ કુશળ છે, પરંતુ—"આટલું બોલી કુમાર " પરંતુ કેટલાક ભેદીક અવનવા બનાવો અનુભવ્યા છતાં તેમના

ખુલાસા ન જણાયાથી ચીત્ત અસ્થિર રહે છે, પણ આપની કૃપા હશે તો અમારૂં એ દુઃખ પણ દૂર થશે !" કુમાર આતુરતાથી બોલ્યો.

"ઇશ્વરની કૃપાથી હવે આપને કશી વાતની ચીંતા રહેશે નહીં, અને આપના સઘળા સંદેહ મટી જશે !" યોગી ગંભીર અવાજે બોલ્યો કે, "આ સમયે તો આપ અમ ગરીબનું સુકું પાકું ભોજન માન્ય રાખશો જે પછી આખી રાત આપણે માટે વાતચીત કરવાને છે ! તે સમયે આપને જે કાંઇ પૂછવાનું હોય તે બેલાશક પૂછશો ! ઇશ્વર કરશે તો હવે આપને કોઇ પ્રકારનું દુઃખ સહેવું પડશે નહી, અને આજથીજ આપના આનંદના દીવસ શરૂ થાઓ !" યોગીનાં આ અમૃત સરખાં વચનોએ કુમાર તેમજ તેના બહુરૂપીઓના નિરાશાથી ઉજ્જડ વેરાન સરખા થઇ ગયલાં અંતઃકરણમાં હરીયાળી ખીલવી દીધી. તેમને અનહદ આનંદ થયો, અને હવે સઘળી મનોકામના પાર પડી એવી આશાના કીરણોએ તેમનાં હૃદયમાં છવાયલા અંધકારનો નાશ કરી નાંખ્યો. થોડીવારમાં દાસીઓએ ભોજનની તૈયાર કરી, એટલે તેઓ ઉઠયા. ભોજન માટે ગોઠવવામાં આવેલી દરેક વસ્તુ રાજમહેલમાંજ નજરે પડે એવી સ્વાદીષ્ટ હતી. ભોજન કરીને નીશ્ચિંત થતાં યોગીરાજની આજ્ઞાથી બાગની વચમાંના આરસના સુંદર ચબુતરાપર ગાલીચો અને ગાદીતકીયાની બેઠક બીછાવવામાં આવી, એટલે યોગીરાજ કુમાર અને તેનાં ત્રણે બહુરૂપીયો સહીત તેપર પોતાનું મૃગચર્મ બીછાવી બીરાજ્યો. એક તરફ વનકન્યા પણ પોતાની બે સખીઓ સાથે બેઠી, જ્યારે બીજી સઘળી દાસીઓને ત્યાંથી દૂર કરવામાં આવી. આ સમયે પ્રહર રાત્રી વીતી ગઇ હતી. ચંદ્રમાએ પોતાનાં શાંત શ્વેત કીરણોના પ્રકાશથી રાત્રીદેવીને જાણે રૂપેરી સાળુ

પહેરાવ્યો હોય તેવી રમણીક રચના આંખને થંડક આપતી હતી. બાગમાંના સુગંધીત ફુલો સાથે અથડાઇ સુવાસીત થયલો શીતળ વાયુ ધીમે ધીમે લહેરમાં વાઇ રહ્યો હતો. ચબુતરાપર બેઠા પછી કેટલીક આ-ડીઅવળી વાતચીત કીધા બાદ યોગીએ મુખ મળકાવીને કુમારને કહ્યું કે, "હવે આપને જે કંઇ પૂછવું હોય તે પૂછો ! અમે આપના દરેક સવાલોનો સંતોષકારક ખુલાસાવાર જવાબ આપીશું, અને અત્યાર સુધી આપનું જે કામ થઇ શકયું નથી તે પણ પાર પાડી આપશું !" બાગમાં આવતી વખત તો કુમારે પોતાનાં મનમાં અનેક સંકેત કરી મુકયા હતા, પણ આ સમયે તે ગુંચવણમાં પડી ગયો હતો કે તેના હૃદ-યમાં ભરેલી એકેક કરતાં વધુ અજાયબી ભરેલી ભેદયુક્ત વાતોમાંથી પહેલાં કઇ વાતનો ખુલાસો યોગીરાજને પૂછવો ? ઘણીવારે તે કંઇક ઠરાવપર આવ્યો, અને નિર્ભય થઇ પૂછવાનું શરૂ કીધું, એટલે તેના બ-હુરૂપીયો અને વનકન્યા તેમની વાતચીત એક ચી-તે સાંભળવા લાગ્યાં.

"મહાત્માજી ! પ્રથમ એટલું જણાવશો કે, કાન્તાકુંવરી સંગે અ-મારો મીલાપ કયારે થશે ?" કુમારે આતુરતાથી પુછ્યું.

"એમની ઇચ્છામાં આવશે ત્યારે !" યોગીએ વનકન્યાને પ્રત્યે બતાવતાં જવાબ આપ્યો. આ સાંભળી કુમારે આતુરતાથી વનકન્યા તરફ જોયું તો તેણી જાણે ગભરાઇ ગઇ હોય તેમ જણાતી હતી. તેણીની આવી હાલત જોતાં યોગીએ એક વાર ગુસ્સાભરી આડી નજરે તેણીની તરફ જોયું, જે જોતાંજ તેણી સાવચ બની ગઇ. તેણી-નામાં થયેલા આ ફેરફાર તેમજ યોગીરાજની દૃષ્ટિની અસર કુમારના જાણવામાં આવી, એટલે તેણે યોગી તરફ ફરીને જણાવ્યું કે, "મહા-ત્માજી ! જો આપની કૃપા હશે તો અમને કુંવરીનો મીળાપ થશે!"

"જ્યારે મહારાજા સંદસેખર અને જયસીંહજીને અત્રે લાવશો ત્યારે તેમને અમારાં રાજબાળાને સોંપશું ?"

"ત્યારે તો આ સમયેજ અમે જઇ પીતાજી તેમજ મહારાજા જયસીંહજીને ઉતાવળે અત્રે તેડી લાવીએ છીએ !"

"કુમાર ! એટલા અધીર ન થાઓ ! આપ અત્રેથી પધારો તે પહેલાં અમને એટલું જાણવાની ઇચ્છા છે કે, આ રાજબાળાએ અનેકવાર આપને મદદ કરી છે. જેમ કરતાં આપ તથા આપના બહુરૂપીઓએ એમને વારંવાર જોયાં પણ છે, પણ એમના સંબંધી બીજા કોને કોને ખબર છે ? તેમજ બહુરૂપીઓ સિવાય બીજા કોઇએ એમને જોયા છે ?"

અમે અને અમારા સેનાપતી ફતેહસીંહ શીવાય એમને કોઇએ જોયા નથી ! અમારા બહુરૂપીઓએ પણ એમને આજેજ દીઠાં !"

"એક સમયે બલદેવસીંહ અમને મળ્યા હતા, પણ એ સમાચાર તો છુપા રાખવાની અમે એમની પાસે પ્રતિજ્ઞા લેવરાવી હતી !" કુમાર તરફ આડી નજરે જોતાં વનકન્યા ધીમે સાદે બોલી ઉઠી. આ સાંભળતાંજ કુમારે અજાયબી સહીત બલદેવ તરફ જોયું. એટલે બલે કહ્યું કે, "ખરૂં છે કુમાર ! જે દીવસે આપ જોશીરાજ અને મારા ઉપર ગુસ્સે થઇ ગયા હતા, અને અમે આપને જાણ કર્યા વીના છાવણીમાંથી ચાલ્યા ગયા હતા, ત્યારે જંગલમાં રખડી મહામહેનતે હું એમને મળ્યો હતો, અને જ્યાં સુધી વનકન્યા પોતાની હકીકત મને જણાવે નહીં ત્યાં સુધી તેમનો પીછો ન મુકવાનો મેં હઠ લીધો. ત્યારે એમણે મને જણાવ્યું હતું કે, કુમાર ! વનકન્યા અને કાન્તાકુંવરી આપનાં થશે. એવો સમય ઉતાવળે આવશેજ ! આમ જણાવી એમનો પીછો

લઇશ તો આપણા કામમાં નુકશાન થશે એમ કહી તેમનો પીછો ન લેવાનો એમણે મને આગ્રહ કર્યો હતો, ત્યારે મેં એમને કહ્યું કે, જે કાન્તાકુંવરી અમને મળશે એવી જો એ પતિજ્ઞા લે તો પછી મારે એમનો છેડ લેવો નહીં ! આ ઉપરથી તે દીવસની હકીકત જ્યાં સુધી એમનો અને મારો મીલાપ ન થાય ત્યાં સુધી ગુપ્ત રાખવાની મારી પાસે એમણે પ્રતિજ્ઞા લેવરાવી હતી. આ મુજબ પરસ્પર પ્રતિજ્ઞા લીધા બાદ અમે એકમેકથી છુટા પડયા હતા ! બસ, આજ આપ બંને મળ્યાં એટલે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી આ હકીકત જણાવી છે !"

"ઠીક ! પણ કુમાર ! વારૂ મહારાજ ચંદ્રસેખર અને જયસીંહજીએ પણ એમના સંબંધી આપને મુખે કંઇ હકીકત જાણી છે ?" યોગીએ પૂછયું.

"અમે તો જણાવી નથી પરંતુ બલદેવના પીતાએ અમને સઘળી હકીકત જણાવી હતી. તેમણે કદાચ પીતાજીને એ બીના કહી હોય ! કુમારે જવાબ આપ્યો.

"તેની ચીંતા નહીં ? દીવાન તો એ હકીકત કોઇને પણ જણાવે તેમ નથી !" યોગીએ જણાવ્યું. "પણ હવેથી આપ એમણે આપને કરેલી મદદ વિષે કોઇને કંઇ પણ જણાવશોજ નહીં કેમકે, એ બીના એમના માતપિતાના જાણવામાં આવે તો તેમને કેટલુંબધું દુઃખ લાગે ? કેમકે રાજકુળમાં જન્મેલી એક બાળા અજાણ્યા પુરૂષ સાથે છુપી રીતે મીલાપ કરે અને તેની સાથે પત્ર વ્યવહારમાં વીવાહનો સંદેશો ચલાવે, એ તેમને કેટલું હલકું અને નામોશી ભર્યું લાગે !"

"બહુ સારૂં ! પણ વારૂ એમના માતાપીતા કોણ છે અને તેમનું રાજ્ય કયા નગરમાં છે ?" કુમારે પૂછયું.

"એ હકીકત પણ મહારાજ ચંદ્રસેખર અને જયસીંહજી અત્રે પધારતાં કુંવરી તેમને સોંપવામાં આવશે ત્યારેજ આપને જણાવીશું !" યોગીએ જણાવ્યું, અને પ્રભાતે તે માટે જવાની કુમારને સુચના કરી. રાત બહુ વીતી ગયલી હોવાથી હવે આરામ લેવાનો તેઓ ઉઠયા. આ સમયે પવન બંધ પડી જવાથી સહેજ ગરમી પડતી હોવાથી બાગમાંજ નિદ્રા લેવાનું કુમારે પસંદ કરવાથી સઘળાઓ માટે ત્યાંજ શય્યાઓ બીછાવવાની યોગીરાજે આજ્ઞા કરતાંજ દાસીઓએ ટુંક વખતમાં સઘળું સજ કરી દીધું, એટલે કુમાર અને તેના બહુરૂપીઓ પોતપોતાને માટે તૈયાર કરેલી શય્યાપર સુતા, અને યોગી પોતાના દીવાનખાનામાં ચાલ્યો ગયો, જેની પાછળ વનકન્યા પણ એક તરફ ચાલી ગઈ. બાકીની રાત્રી પણ કુમાર અને બહુરૂપીઓ વાતચીત કરવામાંજ ગાળી. સુર્યોદય થયા પહેલાંજ એકલો યોગી ફરી કુમાર પાસે આવીને બોલ્યો કે !" રાત્રીએ એક બીના હું આપને કહેતાં વીસરી ગયો હતો ! જુઓ ! જ્યારે મહારાજ જયસીંહજી અને આપના પીતાજી અત્રે પધારવાને ગુફાનાં દ્વાર સુધી આવી પહોંચે ત્યારે તેમને બહારજ રાખી આપ આપના બહુરૂપીઓ સહીત પહેલાં અત્રે આવી મને મળી જજો !"

"બહુ સારૂં !" કુમારે જવાબ આપ્યો, પરંતુ યોગીએ પોતાને એકલો પહેલાં શા માટે બોલાવ્યો હશે ? તે માટે તેના મનમાં વસવસો ઉપજ્યો. તેમને સંધ્યા સ્નાન વગેરે કરવા માટે યોગીએ સઘળી સામગ્રી પ્રથમથીજ તૈયાર કરાવી રાખી હતી, એટલે તેમને પરવારી જતાં વીલંબ થયો નહીં. આ પછી યોગીના આગ્રહથી તૈયાર રખાવેલ સ્વાદીષ્ટ આહાર કરી તેઓ ત્યાંથી વીદાય થયા, અને સાંજ પડતાં

સુધીમાં અચલગઢ પહોંચી ગયા. કુમાર રાજમહેલમાં જઇ પોતાના માતપીતાને મળ્યો, પણ તેણે યોગી વિષેની હકીકત કોઇને જણાવી નહીં. અત્રે વીરકાળી, વગેરે બહુરૂપીઓના મુખેથી કુમારને નવલગઢમાં બંગનાથ બાવાએ તેમજ જંગીજમડાએ મચાવેલા ઉપદ્રવની અને તેમને પકડવાને ગુરૂનાથ નવલગઢ જવાના, વગેરે તમામ ખબર મળ્યાં. આ સાથે જમડાએ અમુક દીવસે ગુરૂનાથના મસ્તક સહીત રાજમહેલમાં હુમલો કરવાની ખબર આપી છે, એ સમાચાર સાંભળતાં કુમાર, બલ, શાંતીનાથ, દેવીસીંહ વગેરે બહુ ગભરાયા ! ગમે તે ઉપાયે તે સમયે નવલગઢ જઇ પહોંચવાનો તેમને વિચાર ઉપજ્યો, કેમકે આ સમયે રાજા જયસીંહને મદદ કરી હરામખોરોને હાથે ત્રાસી રહેલી પ્રજાને બચાવવાની કુમારે પોતાની ફરજ સમજી. વળી દીવાન પંદર દીવસ માટે મહારાજની રજા લઇ પોતાનાં ખાનગી કાજ માટે બહારગામ ગયો છે, એ ખબર કુમાર અને તેના બહુરૂપીઓને મળતાં તેઓ વિચારમાં પડયા. આ વિષે બલે ઘેર જઇ પોતાની માતાને પૂછતાં તેણીએ તો કચવાટથી જવાબ આપ્યો કે, બેટા ! બહુરૂપી પત્નિ કદી પોતાના પતિ પાસેથી ખરી હકીકત જાણી શકે, એવી ભાગ્યશાળી હોય છે ? આ જવાબ સાંભળીનેજ બલ તો ચુપ થઇ ગયો. બીજે દીને રાજા ચંદસેખર તરફથી પૂછવામાં આવતાં બલે એટલોજ જવાબ આપ્યો કે, " અમે કાન્તાકુંવરીની શોધમાં ગુફામાં ગયા હતા, ત્યાં એક યોગીરાજની મુલાકાત થઇ, જેમણે જણાવ્યું છે કે, જો આપ મહારાજ અને મહારાજ જયસીંહજી ત્યાં પધારશો તો એ યોગીરાજ કાન્તાકુંવરીને તેમના પીતાજીને સોંપશે ! આથી અમે આપ મહારાજ અને જયસીંહજીને ત્યાં લઇ જવાને આવ્યા છીએ. "

આ સાંભળી રાજા ચંદ્રસેખરે આનંદથી કહ્યું કે, "અમે તો આ સમયેજ આવવાને તૈયાર છીએ, પરંતુ મહારાજ જયસીંહજી આજકાલ અણધારી આફતમાં આવી પડ્યા છે તેનું કેમ કરીશું? ગુરૂનાથ બહુરૂપીને શેરગઢ મોકલ્યા તો છે, પણ હવે તે શું કરે છે તે જોવાનું છે!"

"મહારાજા જયસીંહજીને હજી આપણે વધુ મદદ મોકલવી જોઇએ!" બલે સવિનય સુચવ્યું, જેને મળતા થઈ રાજાએ જણાવ્યું "એ બાબતમાં કુમારની શું સલાહ છે? તેમનો નવલગઢ જવાનો વિચાર છે?"

"મહારાજ! કુમાર સાક્ષાત કાળ સામે આવીને ઉભે તોપણ ડરે તેવા નથી, તો આ હરામખોર અંગનાથ તે કયા હીસાબમાં? એ આપથી કંઇ અજાણ્યું નથી?"

"ખરૂં છે, પરંતુ કોઇ વીર પુરૂષની સામે લડવા જવાનો અમારા ક્ષત્રીઓનો ધર્મ છે, પણ ચોર અને ધાડપાડુ લુંટારા અથવા બહુરૂપી ઓનીસામે લડવા જવાનું કામ તમો બહુરૂપીઓનું છે? નામના મેળવવાને પ્રાણની પણ દરકાર વીર ક્ષત્રી કદી પણ કરી પાછી પાની કરે તેમ નથી!" રાજા ગંભીર અવાજે ભાર દઇને બોલ્યો "પણ પાપી, કપટી, ખુનીઓથી જીવનનું રક્ષણ કરવું, એ પણ અમારા ક્ષત્રીઓનો ધર્મજ છે! વળી કુમાર હાલમાં ત્યાં નહીં આવે તોપણ કંઇ હરકત જેવું નથી, માટે હાલ તો તમો બહુરૂપીઓમાંથી કોઇ ત્યાં જઇ ગુરૂનાથને મદદ કરો! એ હરામખોર અંગનાથ અને જમડાને તાકીદે પકડ્યા પછી મહારાજ જયસીંહજીને યોગીરાજની હકીકત જણાવીને અત્રે તેડતા આવજો, એટલે અમે સાથેજ ગુફા તરફ આવીશું!"

રાજા જયસીંહને મદદ કરવાને નવલગઢ જવાની કુમારની મરજી હતી, પરંતુ રાજા ચંદ્રસેખરની આ સમયે તેવી ઇચ્છા ન જોતાં તેમજ એ બાબત રાજાને હઠ કરી સમજાવવાનું યોગ્ય ન ધારી બલે કહ્યું કે, "મહારાજ, બીજા કોઈ બહુરૂપી કરતાં આ સમયે તો સેવક પોતેજ ગુરૂનાથની મદદે શેરગઢ જશે !"

"ઇશ્વર તને એ કાર્યમાં ફતેહ આપો !" રાજાએ ખુશી થઇને આશીર્વાદ આપ્યો, એટલે બલ નમીને બોલ્યો કે, "આપ શીરછત્રનાં આશીર્વચને દાસ ગમે તેવું વીકટ કાર્ય પાર પાડવાને ભાગ્યશાળી થશે !" પછી રાજાએ રાજા જયસીંહ ઉપર એક પત્ર લખી આપ્યો, જે લઈ બલ દરબારમાંથી વીદાય થયો આ સમયે મધ્યાન્હકાળનો સમય હતો, એટલે પોતાની માતા, વગેરેને મળી બલ સહેજ સુર્ય નમતાં નવલગઢ તરફ રવાને થયો.





# પ્રકરણ ૨૨ મું.

## રંગમાં ભંગ.

નવલદની પાસેના ભયાનક જંગલમાં એક ઝરાના કીનારાપરના ટેકરા ઉપર એક મુસલમાન સીપાઇના પહેરવેશવાળા ચાર પુરૂષો બેઠા હતા. તેમની પાસેજ એક પહોળી શીલા સરખા બીજા ટેકરા ઉપર બે પુરૂષો ધીમે ધીમે વાતચીત કરતા બેઠા હતા. મધ્યરાત્રીનો સમય હોવાથી ચંદ્રનો પ્રકાશ પૂરતો હોવાથી તેમનાં મુખ અને પોશાક પણ જણાતા હતા. આ બે પુરૂષોમાંથી એકની ઉમ્મર લગભગ ચાળીશેક વર્ષની હતી. તેના શરીરનો રંગ કાળો, કદ લાંબું, કાળી ભરાવ લાંબી દાઢી અને ભરાવ ભવાંએ તેનું સ્વરૂપ વિક્રાળ લાગતું હતું. શરીરે તેણે એક સુરત પહેરણ પહેર્યું હતું, અને પહેલવાન સરખો લંગોટ મારી પગપર પગ ચઢાવી બેઠો હતો. તીર કમાન અને ઢાલ તલવાર તેની સામે પડ્યાં હતાં. લાંબી કાળી મૂછોના આંકડા ઉંચા વાળ્યા હતા. ભુરી ખુની વીશાળ આંખો ચમકી રહી હતી. તેની વિક્રાળ મૂખ મુદ્રાપર હરામખોરી અને ક્રુરતા ચમકી રહી હતી. વાંચનાર! આ બંગનાથ જંગીજ હતો. તેની સામે વીરાસન મારી વાત કરતો બેઠેલો બીજો પુરૂષ જંગી જમડો હતો. તેના શરીરનું કદ બેઠું અને ભરાવ હતું. તેની લાંબી દાઢી છેક છાતી સુધી ઉડ્યા કરતી હતી. તેણે તંગ પાયજામો અને તે ઉપર કમાનદાર અંગરખું પહેર્યું હતું, તથા માથે મોટો

નેપાળી ફેંટો બાંધ્યો હતો. તેની સમીપ એક ચળકતો ભાલો અને તલવાર પડેલાં હતાં, અને તેની ડાબી બાજુએ લાલ કપડામાં બાંધેલી એક ન્હાની ગાંસડી પડી હતી.

"બસ ! આપના મીલાપથી મને એક મ્હોટો ટેકો મળી ગયો છે !" બંગનાથે હસીને કહ્યું.

"અને તમારા મીલાપથી મને પણ ફાયદોજ થયો છે !" જમડાએ જણાવ્યું, અને પોતાનો ભાલો હાથમાં લઇ કહ્યું કે, "જુઓ ! આ ભાલો હજ્જારો માણસોના પ્રાણ લેવાને પૂરતો છે ! એના શીવાય બીજા કોઇ હથીયારનો આપણે તો ઉપયોગ કરનાર નથી કેમકે, એનાપર ઝેરનું પાણી ચઢાવેલું છે, એટલે એનો જરાક જેટલો પણ જખમ જેનાં શરીરમાં લાગશે તેના પ્રાણ બચાવવાની આશા રાખવી નહી !"

"વાહવાહ ! અજબ હથીયાર છે !" બંગનાથ બોલી ઉઠયો— "મારા બુલંદ કીસ્મતે આપની મુલાકાત થઇ !"

"અરે ! તમને મળવાની મનેજ ઇચ્છા હતી, તેથી જાહેરનામાં ચોટાડયાં કેમકે, તમારા લોકોના ઠેકાણાની મને ખબર ન હોવાથી તેમજ તમારી શોધમાં ખાલી સમય ન ગુમાવતાં તમે એક બહુરૂપી હોવાથી કોઇ જાણે નહીં એમ મને ઉતાવળે મળી શકો તે માટે મેં 'કાળી નાગણનો રાફડો' એવી નીશાની આપણી બહુરૂપી ભાષામાં આપી ! અને ધારવા મુજબ આપ મળી પણ ગયા !" જમડાએ જણાવ્યું.

"તોપણ આપે ગુરૂનાથ સરખા ચાલાક બહુરૂપીને કેદ કીધો, એ કંઇ સહેલ કામ નથી ! ખરેખર ! આપની અજબ ચાલાકી અને બહાદુરી આથી પુરવાર થઇ છે !" બંગનાથ બોલ્યો.

"છટ છટ ! એમાં શું મ્હોટો વાઘ માર્યો ! ગુરૂનાથ સરખા આજકાલના છોકરાઓ તે આપણા શા હીસાબમાં હતા !" જમડાએ જણાવ્યું.

"વાહ વાહ ! પણ બંદાએ તો આજથી આપને ગુરૂ માની લીધા છે ?" બંગનાથે ભાર દઇને કહ્યું—"ગુરૂજી કૃપા કરી ગુરુનાથની સુરત તો જરા બતાવો !"

"અહો ! ગુરૂનાથ હજી સુધી જીવતોજ ક્યાં રહ્યો છે ! એનું ધડ તુકડેતુકડા કરીને જમીનમાં દાટી દીધું છે, જ્યારે ફક્ત મસ્તક આ ગાંસડીમાં બાંધ્યું છે !" જમડાએ પોતાની પાસે પડેલી ગાંસડી બતાવતાં કહ્યું. આ સાંભળી બંગનાથ તે ગાંસડી ઉપાડવા જતો હતો. તેને અટકાવીને તે બોલી ઉઠ્યો કે, "હાં હાં ! હાથ લગાડશો નહીં. કેમકે આવતી કાલ સુધીમાં એ સડી ન જાય તે માટે એનાપર કેટલીક ઔષધીઓ લગાડેલી છે ! જુઓ ! હુંજ તમને બતાવું છું !" આમ કહી તેણે તે ગાંસડી છોડી ગુરૂનાથનું મસ્તક બતાવ્યું. મસ્તકની આસપાસ વીંટાળેલું કપડું લોહીથી તરબોળ થઇ રહ્યું હતું. બંગનાથ તેમજ તેના સાથીઓ ગુરૂનાથનું માથું જોઇ લહેરમાં આવી ગયા, અને બોલી ઉઠ્યા કે, "બસ હવે કામ પાર !" આનંદની ઉર્મી શાંત પડતાં બંગનાથે ગંભીર અવાજે કહ્યું કે, "પણ ગુરૂજીમાં આવતી કાલે મધરાતે જયસીંહના મહેલમાં જવાનું આપ કહો છો, એ ઘણું જોખમ ભરેલું છે !"

શા માટે ? અરે ! જુઓ તો ખરા કે ત્યાં કેવો રંગ ઝામે છે !" જમડાએ બેદરકારી બતાવી.

"પણ ગુરૂજી ! તમે તો તેમને ખબર આપી ચુક્યા છો, એટલે તેઓ

ત્યાં બંદોબસ્ત પૂરતો રાખશે, જેથી એમ ન થાય કે તેમને મારવા જતાં આપણેજ તેમના પંજામાં સપડાઇ જઇ ફાંસીને લાકડે લ્હડીએ!" બંગનાથે ધાસ્તી બતાવી–"આપણે ત્યાં જુદેજ વખતે જઇએ તો સારૂં!"

"અરરર ! તમે એટલું પણ સમજી શકતા નથી. એવા તદન મુર્ખ છો, એ અત્યારે જાણી મને ખેદ થાય છે ! પણ એ માટે મેં કંઇ બંદોબસ્ત નહીજ કર્યો હોય એમ શું તમે ધારો છો ?" જમડાએ ખીજવાઇને જણાવ્યું—"જુઓ ! આટલી બધી ઉતાવળ કરવામાં મારી મતલબ એટલીજ છે કે જેમ બને તેમ વગર વીલંબે સઘળાઓને મારી કુટીને સઘળી ખટપટનો સાથેજ નીકાલ આણી દેવો ! રોજરોજ ચલીયાં ચુંથવાને હાયપીટ વેઠવામાં શો લાભ ! બસ, તે સમયે રાજાએ પોતાના મહેલમાં જેટલા માણસો રાખ્યા હશે તે બધાઓને, આપણે ત્યાં પહોંચ્યા કે, મુડદા થઇ જમીનપર ઢળી પડેલાજ સમજી લેવા અરે ! સહેજ હાથ પણ ઉંચકયા વગર હું સઘળાઓને યમરાજની દરબારમાં પહોંચાડી દઇશ ! જ્યાં સાક્ષાત જમરાજ તેમના પ્રાણ લેવાને પ્રગટશે ત્યાં વળી કોણ છટકી જનાર છે !" આમ કહેતાં પોતાની થેલીમાંથી એક દડો કહાડી બતાવતાં તેણે જણાવ્યું કે, "જુઓ ! આવા ઘણાક ગોળાઓ મેં તૈયાર કરી રાખ્યા છે, તેમાંનો એકેક તમારા દરેકના હાથમાં આપી રાખીશ, જે રાજમહેલમાં પહોંચતાંજ આપણને પકડવા માટે એકઠી થયલી ભીડની અંદર ફેંકજો. આ ગોલીઓ જમીનપર પડતાંજ એક મ્હોટા અવાજ સાથે ફાટી જઇ તેમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળવા માંડશે, જેમાં તે લોકો આપણને જોઇ શકશે નહીં, અને ધુમાડો એવો ઝેરી છે કે તેમની આંખોમાં જતાંજ સઘળાઓ આંધળા થઇ જશે, અને તેમના શ્વાસમાં ગયો એટલે તેમના પ્રાણ પણ ગયા સમજી

લેવા !" આ સાંભળતાં બંગનાથ વગેરેની આનંદનીખુશાલીનો પાર રહ્યો નહીં. તે ખુશાલીમાં બોલી ઉઠ્યો કે, "ગુરૂજી, જરા એમાંનો એક ગોળો અત્રે ફેંકીને બતાવો તો ખરા કે એની ખુબી જોવાથી અમને પણ હીંમત આવે !"

"લ્યોને તમારી ખાત્રી કરી આપું ! આમ કહેતાં જમડાએ પોતાના હાથમાંનો ગોળો જોરથી જમીનપર નાંખ્યો, જે એક અવાજની સાથેજ ફાટી જઇ ત્યાં ઝેરી ધુમાડાના ગોટેગોટા પ્રસરી રહ્યા. આ જોતાંજ બંગનાથ અને તેના સાથીઓ ઉતાવળે પાછળ હઠી ગયા, તે છતાં પણ તેમની આંખો સુજી આવી, અને તેમને તમ્મર આવવા માંડયા. તરતજ જમડાએ પોતાની થેલીમાંથી એક દાબડી કહાડી તેમાંનો મલમ સઘળાઓની આંખોમાં આંજ્યો અને તે પોતાના હાથમાં ચોળી તેમને સુંઘાડયો, ત્યારે તેમના જીવો ઠેકાણે આવ્યા, અને તેઓ જમરાજની ચતુરાઇનાં વખાણ કરવા લાગ્યા. બંગનાથના આનંદનો પાર રહ્યો નહી, અને તે બોલી ઉઠયો કે, "વાહ વાહ ! ગુરૂજી ! આપે અજબ હથીયાર બનાવ્યું છે ! બસ હવે જયજયકાર અને આપણી ઇચ્છા પાર ! પાક પરવરદીગારની મહેરબાની થઇ અને આપ સરખા મહાવીર મળી ગયા ત્યાં પછી શું બાકી રહે ! આખું વર્ષ હાડમારી ભોગવતાં પણ જે કામ અમે પૂર્ણ કરી શકતે નહીં તે આપ એક દીનમાં—અરે—એક ક્ષણમાં પાર પાડી નાંખશો ! વાહ, ગુરૂજી, વાહ! બસ, હવે તો અમે હીંમતથી હજાર તો શું બલકે લાખો બહાદુરોની વચમાં રાજમહેલમાં જઇશું, અને સઘળાઓને દોજખમાં રવાના કરી દઇશું ! ગુરૂજી, ત્યારે એકેક ગોળો અમને આપી મુકો !"

"હવણુથીજ તમારી પાસે રાખવાની શી જરૂર છે ! એ તો બહુ સંભાળથી રાખવા જોઇએ છે, કેમકે સહેજ પણ શરદી લાગતાં એ આપ મેળે ફુટી જવાનો ભય છે, માટે કાલે રાજમહેલ તરફ જવાને નીકળીશું ત્યારે તમોને આપીશ !" જમરાજે ગંભીર અવાજે જણાવ્યું. આમ કેટલીક વાતચીત કીધા બાદ તેઓ પ્રભાત થતાં ત્યાંથી ચાલ્યા.

આ તરફ જમરાજ જંગીએ ગુરૂનાથના મસ્તક સહીત રાત્રીના બાર વાગે રાજમહેલમાં હલ્લો લાવવાનો દીવસ આજનોજ હોવાથી આખા નવલગઢમાં ખળભળાટ થઇ રહ્યો હતો. રાત્રીએ શું થશે તેની ચીંતામાં આખી પ્રજાના હોંશ ઉડી ગયા હતા. જમરાજ અને બંગનાથને પકડવા માટે રાજા જયસીંહ પોતે સંધ્યાકાળથીજ બંદોબસ્ત કરવામાં રોકાયો હતો. ભડવીર ભીમ સરખા બહાદુર સરદારો, પટાવતો, વગેરેને રાજમહેલમાં ભેગા કરવામાં આવ્યા હતા. રાજા પોતે પણ હાથમાં નગ્ન તલવાર લઇ તેમની વચ્ચે તેમની બહાદુરી અને હીંમતનાં વખાણ કરી તેમને વધુ શુર ચ્હડાવતો હતો, અને તેમને વારંવાર સુચવતો હતો કે, જ્યારે પણ કોઇ અજાણ્યો માણસ જોવામાં આવે કે તેને વગર વીલંબે કેદ પકડી લેવો. કેટલાક બહાદુરો જમરાજને આમ પકડીશું, ને આમ એક ઝટકે તેને રામશરણ પહોંચાડી દઇશું, એવી અનેક તરેહની ડંફાસ હાંકતા તલવાની મુઠપર વારંવાર હાથ નાંખતા હતા. રાજમહેલની બહારનો ચોકી પહેરો ઓછો કરવામાં આવ્યો હતો, કારણ રાજાની ખાત્રી હતી કે, જેવો જમરાજ મહેલમાં આવશે તેવોજ તેને તેના સાથીઓ સહીત કેદ કરી લઇશું ! અને મહેલની બહાર ઓછો પહેરો હશે તો જ તે મહેલની અંદર આવશે, નહીં તો બહારના એ ચાર પહેરેગીરોને મારીને કદાચ નહાસી પણ જશે. આજ-

રાજ મહેલનો દેખાવ લઢાઇપર ચઢેલા કોઇ રાજાનું લસ્કર જંગલમાં છાવણી નાંખી પડેલું હોય અને દુશ્મન સામે લડાઈ ચલાવવાની તૈયારી કરતું હોય તેવો થઇ રહ્યો હતો. વળી રાજમહેલમાં આજે રોશની એટલી બધી કરવામાં આવી હતી કે અંધારી રાત્રી જાણે દીવસના સરખો ઉજાશ થઇ રહ્યો હતો. જેમ જેમ રાત્રી વીતતી ગઈ તેમ રાજા તેમજ તેમના સેવકોના અંતઃકરણમાં વધુ અધીરતા આવવા માંડી. અને રાજબાગમાં વીર પુરૂષોની તલવારો અને ભાલા ચમકવા લાગ્યાં. મધ્યરાત્રી થવા આવી હતી, એટલામાં રાજમહેલને ફરતા કીલ્લાની નીચી દીવાલપરથી છ પુરૂષો કુદીને બાગની અંદર રાજાના બહાદુર સરદારો અને સીપાઇઓની ભીડ થઇ હતી તેની વચમાં આવીને ઉભા. આ છ પુરૂષોમાં સઉથી પહેલો જમરાજ હાથમાં ગુરૂનાથનું મસ્તક લટકતું ઝાલી ઉભો રહ્યો. તેમના વિકાળ સ્વરૂપ જોતાં જરાવાર તો સઘળાઓ જાણે ડઘાઇજ ગયા હોય તેમ સ્તબ્ધ થઇ તેમની તરફ જોઇ રહ્યા, એટલામાં ભીડની વચમાંથી ગંભીર અવાજ આવ્યો કે;—"અરે, બહાદુરો! હવે શું જોઇ રહ્યા છો? એ હરામખોરોને પકડો!" આ અવાજ સાથે ભીડ ખસેડીને બલદેવ, અંગનાથ અને જંગી જમડા વગેરેની સામે આવી ઉભો. અને એક કુદકો મારી તેણે પોતાની કમંદ ઉખેડીને તેમના ઉપર ફેંકી, અને તેમાં જેટલા આવ્યા તેને મજબુત બાંધી લીધા. વાંચનારને જણાવવાની જરૂર નથી કે ગુરૂનાથની મદદે અચલગઢથી વીદાય થયલો બલદેવ સંધ્યાકાળેજ શેરગઢ આવી પહોંચ્યો હતો, પરંતુ પોતાના આવવાના સમાચાર રાજા જયસીંહ વગેરે કોઇને ન જણાવતાં છૂપો રહીનેજ તે આટલી વાર સુધી સઘળો તમાસો જોઇ રહ્યો હતો, પણ જમડા વગેરેને આચીંતા આવેલા જોઇ અને હજુરો બહાદુરોની

વચમાં છતાં પણ કોઇએ તેમને પકડવાનો હાથ ન ઉંચકવાથી તે બહાર નીકળી આવ્યો હતો. બલની બૂમ સાંભળતાંજ સઘળાઓ જાણે ઘોર નિંદ્રામાંથી જાગી ઉઠ્યા હોય તેમ સાવધ થઇ જમડા વગેરેપર એકદમ તુટી પડ્યા. તરતજ જમડો અને તેના સાથીઓ પોતાના હાથમાંના ઝેરી ગોળાઓ જમીનપર જોરથી અફાળવા લાગ્યા, પરંતુ તે અગાઉની માફક ફુટયાજ નહીં, ને તેઓ છએ જણ કેદ પકડાઇ ગયા. હવે સઘળાઓએ બલને દીઠો; અને જમડાએ તેની તરફ જોઇ બહુરૂપીની ગુપ્ત ભાષામાં કહ્યું, જે સાંભળતાંજ બલ તેની તરફ જોયું, અને તરતજ તેની પાસે જઇ તેના બાંધેલા હાથપગ છોડી નાંખી તેને ભેટી પડયો. બલ હાથ પગ છોડતો જોઇ સઘળાઓ અજાયબ થઇ મ્હોટેથી બૂમરાણ કરી જણાવવા લાગ્યા—"અરે બલદેવ આ શું કરો છો ? એ પાપીને છોડશો નહિં ! એ હરામખોર નીચેજ ગુરૂનાથને માર્યો છે ! અરે ! એ ચંડાળના હાથમાં ગુરૂનાથનું લોહી વહી રહેલું મસ્તક છે તે તો જરા જુઓ !" ચોતરફ આમ બૂમરાણ થવાથી સઘળાઓને ચુપ રાખવા બલે કંઇક ગુસ્સાથી મ્હોટેથી બૂમ પાડીને કહ્યું—"ભાઇઓ, હવે શાંત થાઓ ! ગુરૂનાથને મારવાનું કામ કંઇ સહેલ છે કે ? આ જમડો કોણ છે તે કંઇ ઓળખો છો ?" આ સાંભળી સઘળાઓ ચુપ થઇ ગયા. પછી બલે બંગનાથ અને તેના સાથીઓના હાથપગમાં મજબુત બેડીઓ ઠોકી તેમને સરદારોને હવાલે કીધા, અને પછી પોતે જમરાજનો હાથ પકડી તેને રાજા જયસીંહની પાસે તેડી ગયો. યમરાજ વગેરેનું દીવાલપરથી કુદીને આવવું; અને તે પછી સરદારોની બુમરાણ, વગેરે ધામધુમ રાજા રાજમહેલના ઉંચા ઓટલા ઉપર ઉભો રહીને જોયા કરતો હતો. દીવાન

મંગલરાય પણ તેની એક બાજુએ ઉભો હતો, એટલામાં બલ્લ જમ-રાજ સહીત પોતાની તરફ ઉતાવળી ચાલે આવતો જોઇ રાજા અજબ થયો, ગભરાયો અને મ્યાનમાંથી તલવાર ખેંચી કહાડવા કમ્મરે હાથ નાંખ્યો, જે દૂરથી જોઇ બલ્લે હસીને કહ્યું કે "મહારાજ ! આ જમરાજ આપના દુશ્મન નથી, પણ આપ મહારાજના સેવક ગુરૂનાથ છે !" એટલામાં તેઓ છેક રાજાની સમીપ આવી પહોંચ્યા હતા, એટલે બલ્લે પોતાનું બોલવું પૂર્ણ થતાંજ જમરાજની દાઢી એક આંચકો મારી ખેંચી કહાડી, અને માથાપરનો ફેંટો ઉતારી લીધો એટલે ગુરૂ-નાથ ઓળખાઇ ગયો. હવે રાજા જયસીંહના આનંદનો પાર રહ્યો નહીં, અને બલ્લનો હાથ પકડી તે બોલ્યો "ગુરૂનાથે જબરી ચાલાકી વાપરી એ દુષ્ટોને આપણા સરદારોની વચમાં ઘસડી આણી કેદ પક-ડ્યા !" આમ કહી ગુરૂનાથને શાહબાશી આપી તેણે પૂછ્યું—"ત્યારે તમારા હાથમાંનું મસ્તક કેવું છે ?"

"મહારાજ ! એ તો મીણનું બનાવટી છે !" ગુરૂનાથે જણાવ્યું. આ વાતચીત રાજાની પાસે ઉભેલા સરદારો વગેરે સાંભળતાં તે સઘળે પ્રસરી ગઇ. બંગનાથને ગુરૂનાથે જમરાજનું સ્વરૂપ ધારણ કરી કેદ કરાવ્યો એ વાત ફેલાતા રાજા અને ગુરૂનાથ ઉભા હતા ત્યાં લોકોની મેદની વધતી ગઇ. સઘળાઓના મુખમાંથી આનંદના પુકારો નીકળી રહ્યા. બંગનાથ અને તેના સ્વાર સાથીઓના પણ જાણવામાં એ બીના આવી; પણ આ સમયે તો તેમના હાથપગમાં ઝાંઝરીયાં પડી ગયલાં હોવાથી તેઓ શું કરી શકે તેમ હતું ? તે છતાં પણ તેઓ છેક જીવ-હાફાથી તેઓ શું કરી શકે તેમ હતું ? તે છતાં પણ તેઓ છેક જીવ-પર આવી ગયલા હોવાથી જ્યારે તેમને કેદીની હાલતમાં રાજાની હજુ-રમાં ઉભા કરવામાં આવ્યા ત્યારે તેઓ ગુરૂનાથને ગાળોનો વર્ષાદ

વરસાવવા લાગ્યા. બહુ ઘોંઘાટ થવાથી રાજાએ હવે લોકોને વીખરાઈ જવાની આજ્ઞા કરી અને કેટલાક ખાસ માણસો સહીત પોતે મહેલના દીવાનખાનામાં જઈ બીરાજ્યો અને બંગનાથને પકડવા માટે ગુરૂનાથે કેવી રીતે કામ લીધું તેની ખુલાસાવાર હકીકત જણાવવાની તેને આજ્ઞા કરી એટલે તે બોલ્યો કે, મહારાજ! એ પાપી બંગનાથને મળવાની યુક્તિ મેં એ રચી કે જમરાજનું નામ ધારણ કરી જાણે આપનો દુશ્મન હોઉં તેમ શહેરમાં જાહેરનામાઓ ચોંટાડી દીધાં અને તેમાં મને મળવાનું ઠેકાણું તે અથવા બહુરૂપી સમજી શકે એવી ભાષામાં લખ્યું !"

અત્યારે તમારી એ કાળી નાગણના રાફડાની નીશાનીનો શો અર્થ ?" રાજાએ પૂછ્યું.

" મહારાજ ! જંગલમાંના ભયાનક નાળાને અમારી બહુરૂપીની બોલીમાં 'કાળી નાગણનો રાફડો' કહીએ છીએ !" ગુરૂનાથે જવાબ આપ્યો, અને પછી તેણે બંગનાથને મળી દડાઓની રમત બતાવી તેને તેમજ તેના સાથીઓને ભૂલાવામાં નાંખી ખોટા દડાઓ આપી મહેલમાં કેવી રીતે લઇ આવ્યો તે તમામ હકીકત જણાવી, જે સાંભળી રાજા તેમજ બલ્લ ધવલરાય વગેરે સઘળાઓ અતી આનંદ પામ્યા. રાજાએ ખુશ થઇ તેની ચાલાકી માટે તેને સારો સરપાવ આપ્યો. આમ વાતચીત કરતાં પ્રાતઃકાળનો સમય થવા આવ્યો, એટલે આખી રાત્રીનો પરિશ્રમ દૂર કરવા રાજા પોતાના મહેલમાં સંચર્યો, અને રાજાની આજ્ઞાથી ધવલરાય બલ્લ અને ગુરૂનાથને પોતાને ઘેર લઇ ગયો. તે દીને સાંજે રાજા જયસીંહે મ્હોટી દરબાર ભરી અને

તેમાં કેદી બંગનાથ અને તેના ચારે સાથીઓને તપાસ માટે ખડા કર્યાં, એટલે બંગનાથે રાજા પ્રત્યે દમામમાંજ પૂછ્યું "મને કાંઇ પણ પૂછવામાં આવે તે પહેલાં એટલું જાણવાની મારી ઇચ્છા છે કે, આપની દરબારમાં શું બહુરૂપીઓને મારી નાંખવાનો રીવાજ છે?" આના જવાબમાં રાજાની સુચનાથી બલે જણાવ્યું કે, "આખા ભરતખંડમાં કોઇ પણ ધર્માભિમાની રાજા બહુરૂપીને મારતો નથી. પણ બહુરૂપીના રીવાજથી ઉલટું વર્તન કરનાર બહુરૂપીને તો અવસ્ય હાથીના પગ તળે રીબાવી મારવો જોઇએ!"

"ત્યારે શું અમો સઘળાઓને ગરદન મારવામાં આવશે?" બંગનાથે પૂછ્યું.

"એ તો મહારાજ જયસીંહજીની ઇચ્છાપર આધાર રાખે છે! પરંતુ તમે સઘળા શું બહુરૂપી છો? હરી, હરી! બહુરૂપીના નામને શામાટે કલંક લગાડો છો! તમે તો નીચ, હીચકારા, હરામખોર લુચ્ચા ધાડપાડુ છો! તમારે ને બહુરૂપીને શો સંબંધ!" બહુરૂપીને તીરસ્કાર યુક્ત અવાજે બોલ્યો.

"પણ અમારાં કુળમાં તો કેટલીક પહેડીઓથી બહુરૂપી ચાલતી આવી છે! કંઈ અમે આજ કાલના નવા બહુરૂપી થવા આવ્યા નથી!" બંગનાથે જણાવ્યું.

"એ ખરૂં! તમારા બાપદાદાઓ તો બહુરૂપી હશે, પણ તમે તો ખરેખરા પાપી ધાડપાડુઓજ છો!" બલ બોલ્યો.

"આપે જ્યારે અમને ધાડુપાડુઓજ ઠરાવ્યા છે ત્યારે પછી અ-

મારી જીંદગીના બચાવની તમારી પાસેથી અમે કેટલી આશા રાખીએ?" બંગનાથે બેદરકારીથી કહ્યું.

" એ તો જે યોગ્ય હશે તે થશે પરંતુ તમે કોણ છો ? બલે કહ્યું.

"પણ જ્યારે અમને ગરદન મારવામાંજ આવનાર છે, ત્યારે પછી અમારૂં નામઠામ વગેરે જણાવીને વીના કારણે છેવટનું કલંક માથે શામાટે ખેંચી લઇએ ? હા ! એટલી કબુલાત આપો કે અમારા પ્રાણ લેવામાં આવશે નહીં તો સઘળી હકીકત જણાવીએ !" બંગનાથે જવાબ આપ્યો.

" એ કબુલાત આપી શકાય તેમ નથી, તેમજ તમારે ખરી હકીકત પણ જણાવવીજ પડશે !" બલે બીજાવાઇને કહ્યું.

" અમે કદી કહેનાર પણ નથી ! અમારી ગમે તેવી દશા થાય તે માટે અમને દરકાર નથી. !" બંગનાથે દઢ જવાબ આપ્યો.

"હરામખોરો ! નહી માનો તો કયાં છટકશો ? સત્વર સત્ય કહો નહીંતો તમારાં મસ્તક ધડથી જુદા થઇ ગયલાંજ સમજજો !" રાજા ગુસ્સામાં બોલી ઉઠયો.

" અરેરે ! અમારી મનની મુરાદ મનમાંજ રહી ગઇ !" બંગનાથ નીસાસો નાંખી ધીમેથી બોલ્યો. તેમની સાથે આ નકામી માથાકુટ કરવાથી કંઇ કામ પાર પડશે નહિ અને ગમે તેટલી ધાસ્તી બતાવ્યા છતાં પણ બંગનાથ પોતાની ખરી હકીકત કદી જણાવશે નહી, માટે બીજી કંઇ યુકતી અજમાવવી જોઇએ, આમ મનમાં વિચારી બલે રાજા પ્રત્યે હાથ જોડી અરજ કરી કે,–"મહારાજ ! આજ

તો એ સઘળાઓને કેદખાનામાં મોકલી આપવા જોઇએ, પછી જોઇ લઇશું અને ફક્ત તેઓમાંથી પેલા કેદીને અત્રેજ રાખવો !" આમ કહેતાં તેણે બંગનાથના એક સાથી તરફ હાથ કરી બતાવ્યો. આ વિચાર માન્ય રાખી રાજાએ તેમ કરવાની આજ્ઞા આપી, અને બલે બતાવેલા એક કેદીને ત્યાં રાખીને બાકીના સઘળાઓને કારાગૃહ તરફ લઇ જવામાં આવ્યા. જતાં જતાં બંગનાથે બલ તરફ ફરી જણાવ્યું "શાહબાસ ! તમે અચ્છી ચાલાકી ચલાવી ! ચહેરો જોઇનેજ માણસનાં અંતઃકરણ પારખી કહાડવામાં તમે જબરા ઉસ્તાદ લાગો છો ! એક બીકણને ઠીક શોધી રાખ્યો છે ! બસ, હવે તમારી ધારણા પાર પડશે !"

"પહેલાં એની બરોબર ખબર લીધા પછી તમારામાંથી દરેકને વારા ફરતી અત્રે બોલાવી તમારી પણ એના જેવીજ દશા કરીશું !" બલે જણાવ્યું. બંગનાથ અને તેના ત્રણ સાથી કેદીઓને તો કારાગૃહ તરફ લઇ જવામાં આવ્યા, એટલે ત્યાં રહેલો કેદી ખરેખરો બહીકણ હોવાથી પોતાને ભર દરબારમાં એકલો રહેલ જોઈ ગભરાઇ ગયો. તેના હોંસ ઉડી ગયા, અને તેનાં મુખ ઉપર ફીક્કાસ છવાઇ ગઇ. તેને વધુ ડરાવવા માટે બલે એક ચોપદારને દેવતાની સગડી અને લોખંડના બે ત્રણ સળીયા લાવવાની આજ્ઞા કરી, જે મુજબ ચોપદારે હાજર કરતાં બલે તે સળીયા દેવતાપર તપાવવા મુકયા. આ જોઇ પેલો કેદી કંપી ઉઠયો, એટલે બલે તેને કહ્યું કે, "આ સળીયાઓ તપાવીને બે તારી આંખોમાં, બે બને કાનોમાં અને એક તારા મુખ વાટે તારા પેટમાં ખોસી દેવા છે" આ સાંભળતાં કેદીનો તો જીવજ ઉડી ગયો,

અને તે કરગરીને બોલી ઉઠયો કે, "આપ તો દયાળું છો છતાં આમ રીબાવીને મારી નાંખશો?"

"તમો સરખા પાપીઓને જીવતા રહેવા દેવામાંજ પાપ છે!" બલે ગંભીર અવાજે કહ્યું કે, "તમે દુષ્ટો જીવતા હશો તો હજારો નિર્દોષ માણસોના પ્રાણ લેશો, તેના કરતાં તમનેજ દુનિયામાંથી હમેંશ માટે દૂર કરવા એજ અમારી ફરજ છે!"

"મહેરબાન, મેં કંઇ ગુન્હો કર્યો નથી! હું તો એમનો તાબેદાર ગુલામ છું! મને મારશો નહીં! ગમે તેમ કરી મારો જીવ ઉગારો!" કેદી ગદગદીતકંઠે બોલ્યો.

"જો જીવતો રહેવા માંગતો હોય તો ફક્ત એકજ ઉપાય છે!" બલે ગંભીર અવાજે જણાવ્યું.

"શું ઉપાય છે મહારાજ! આપ જે આજ્ઞા ફરમાવશો તે હું શીર-પર ચઢાવીશ!" કેદીએ આશા આવતાં કાલાવાલા ચાલુ રાખ્યા.

"તમારી હકીકત ખરેખરી જણાવો તો તને છોડી દેવામાં આવશો!" બલે ભાર દઇને જણાવ્યું.

"મહારાજ, ! હું બધુ ખરેખરૂં કહીશ, અને તેની આપને ખાત્રી કરી આપીશ!" કેદીએ દીન વદને જણાવ્યું. આ સમયે દરબારમાં લોકોની ભીડ બહુ હતી, અને તે પોતાની ખરી હકીકત જણાવવાને તૈયાર થતાં સઘળાઓનું ધ્યાન તેની તરફ ખેંચાયું. સઘળાઓ કેદી તરફ એક નજરે જોઇ રહ્યા હતા, અને બલના ફરમાવ્યાથી તે કંઇ બોલવા જતો હતો, એટલામાં લોકોની મેદનીમાંથી એક નવ યુવાન હાથમાં નગ્ન

તલવાર સહીત ધસી જઇ તેનાપર એવા ઘા કર્યો કે એકજ ઝટકે તેનું ધડ મસ્તક રહીત થઇ ઢળી પડ્યું. તરતજ તે પોતાની લોહીથી ખરડાયલી તલવાર ફેરવતો અને એકઠા થયલા લોકોને જખમી કરી બાજુએ હડસેલતો વીજળીના વેગની માફક દરબારમાંથી નહાસી ગયો. આ સઘળું આંખના પલકારામાં થઇ ગયું; તેથી ગભરાટમાં કોઇએ તેને પકડવાની હીંમત કરી નહીં, પણ ગુરૂનાથ સાવધ થઇ ત્વરાથી તેની પાછળ દોડ્યો, એટલે તેની પાછળ બીજા ઘણાક માણસો પણ દોડ્યા. દરબારમાં હોહાકાર મચી રહ્યો. બસ તો દરબારમાંથી નીકળી સીધો જે કેદખાનામાં બંગનાથને તેના સાથીઓ સહીત કેદ કીધા હતા તે તરફ ગયો, કેમકે તેને તરત વહેમ ગયો હતો કે કોઇ ચાલાકી કરીને કદાચ તેમને છોડવી ગયો હશે, પણ ત્યાં જઇ જોતાં તેમને બંધીવાન જોઇ તેને ધીરજ આવી, અને તેણે ત્યાં વધુ પહેરાનો બંદોબસ્ત કીધો, અને તરતજ દરબારમાં પાછો આવ્યો. આ વખતે દરબારમાં ભીડ પણ બહુ ઓછી થઇ ગઇ હતી તેને જોતાં રાજાએ તે ક્યાં ગયો હતો તે વિષે પુછવાથી તેણે જણાવ્યું. “ મહારાજ ! કદાચ બંગનાથ વગેરે પણ કેદખાનામાંથી છુટી ગયા હશે. એવી મને ધાસ્તી લાગવાથી હું તેમની તપાસ કરવાને ગયો હતો, અને તેમને કારાગ્રહમાં જોવાથી પુરતો બંદોબસ્ત કરી પાછો આવ્યો છું ! ”

“ ખુની જબરો હીંમતવાન જણાય છે ! તે કોણ છે તે તો તેને પકડીને ગુરૂનાથ પાછા ફરે ત્યારે જાણીએ ! ” રાજાએ જણાવ્યું.

“ ગુરૂનાથને આવતાં વીલંબ નહી લાગે કેમકે, તે દોડવામાં બહુ ઝડપી છે ! પણ મહારાજ ! હવે આપ મહેલે પધારો ! ગુરૂનાથ

પાછા ફરશે, એટલે અમે સાથેજ આપની હજુરમાં આવીશું!" એમ કહ્યું, પણ ગુરૂનાથના પાછા ફરવા સુધી અને સઘળી હકીકત જાણ્યા બાદ દરબાર દરખાસ્ત કરવાનો રાજાએ પોતાવો દઢ ઠરાવ જણાવ્યો. લગભગ બે કલાક સુધી ગુરૂનાથ પાછો ન ફરવાથી રાજા તેને માટે અધીરો થઇ તપાસ કરવાને કોઇને મોકલવાનો વિચાર કરતો હતો, એટલામાં દરબારની બહાર શોરબકોર સંભળાવા લાગ્યો, અને એક ચોપદારે આવી નમન કરી જણાવ્યું કે, "મહારાજ! આ દેદીનું ખુન કરનાર ગુન્હેગારને પકડીને ગુરૂનાથજી આવે છે!" આ ખબર સાંભળી રાજા તેમજ સઘળા દરબારીઓને આનંદ થયો, અને તે હીમતબાન ખુની કોણ છે તે જાણવાની આતુરતાએ રાજાએ ચોપદારને પૂછ્યું કે, "તેઓ ક્યાં છે?" એટલામાં ગુરૂનાથ ખુનીને પોતાની કમરથી મુસ્કેટાટ બાંધી ઘસડતો ઘસડતો દરબારમાં હાજર થયો, અને તેને ચોપદારોના કબજામાં સોંપી રાજાને નમન કરી બોલ્યો કે, "મહારાજ! આ ખુની હાજર છે!" ખુની તરફ થોડી વાર જોઇ રહ્યા પછી રાજાએ ગુરૂનાથને પૂછ્યું કે, "એ હરામખોર કોણ છે?"

"મહારાજ! ખુનીનો ભેદ જાણી શકાય તેમ નથી, કેમકે સેવકે માર્ગમાં તે જાણવાની તજવીજ કરવામાં કચાસ રાખી નથી!" ગુરૂનાથે જણાવ્યું.

"તેની ચીંતા નથી મહારાજ!" બલ બોલી ઉઠયો—"મને જણાય છે કે આ એનું અસલ સ્વરૂપ નથી! એણે કૃત્રીમ રૂપ ધારણ કરેલું છે! પાણી મંગાવીને એનું મુખ ધોઇશું તો સાફ જણાઇ આવશે!" તરતજ પાણી લાવવામાં આવ્યુ, જેથી કરીને મુખ ધોવામાં

આવતાં તરતજ તેનું અસલ સ્વરૂપ પ્રગટી નીકળ્યું. વળી દરબારમાં લોકોની ભીડ જામી ગઇ હતી, અને ખુનીનું અસલ સ્વરૂપ નીહાળતાં લોકોમાં ખળભળાટ થઇ રહયો. ખુનીને જોતાં રાજા જયસીંહ બોલી ઉઠયો કે, "અરે! આ ખુની તો તાજીમ બહુરૂપીનો સાળો છે!"

"મહારાજ! ત્યારે બંગનાથ વગેરે પણ તાજીમ અને હૈદર દનાજ સંબંધીઓ હશે!" બંને જણાવ્યું.

"એમજ હોવું જોઇએ! એ કેદીઓને અત્રે હાજર કરી તપાસ કરવી જોઇએ!" રાજાએ જણાવ્યું, અને બંગનાથ અને તેના સાથીઓને કેદખાનામાંથી દરબારમાં હાજર કરવાની આજ્ઞા કરી તરતજ તેમને દરબારમાં લાવવામાં આવ્યા, એટલે ગુરૂનાથ બંગનાથ પ્રત્યે બોલ્યો કે, "બસ, હવે તો તમે ઓળખાઇ ગયા! તમે તાજીમ અને હૈદરના સગા સંબંધીઓ છો, એ તમારો ભેદ તમારા સાથીએ ખુલ્લો કરી દીધો છે!" આના જવાબમાં બંગનાથ કંઇ બોલવા જતો હતો, એટલામાં ગુરૂનાથે પકડી આણેલો કેદી બોલી ઉઠયો કે, "બંગનાથજી, તમે ગુરૂનાથના કહેવા ઉપર ફસાઇ જશો નહીં! તમારા સાથીને એક પણ શબ્દ મુખમાંથી કહાડવાની મેં તક આપી નથી! એ બાયલો તમારો ભેદ ખુલ્લો કરનારી બીનાનો એક પણ હરફ બોલે તે પહેલાં મેં એને દોજખમાં મોકલાવી દીધો છે! ગમે તેટલા રીબાવીને આપણા પ્રાણ લેવામાં આવે તેની કંઇ દરકાર નહીં, પણ આપણા ભેદને લગતો એક શબ્દ પણ મુખમાંથી કહાડવો નહીં!

"એમજ કરીશું!" બંગનાથ જુસ્સામાં બોલ્યો કે, રાજા જુઓ તો

ખરા કે, ખેલ કેવો જામે છે. જયસીંહને આથી ગુસ્સો ઉપન્યો. ક્રોધથી આંખો લાલચોળ થઇ ગઈ. બલ અને ગુરૂનાથ તરફ ફરી તે ગાજી ઉઠ્યો કે, " બસ, એ હરામખોરોની હકીકત અમારે હવે જાણવી નથી ! બસ, આ પાપીઓના આ સ્થળેજ ધડથી મસ્તક જુદા પાડી નાંખો ! " બસ. રાજાના મુખમાંથી શબ્દ બહાર પડતાં સાથેજ પાપીઓના લોહીના તરસ્યા થઇ રહેલા દરબારીઓ ને પ્રજાગણ આનંદ અને જુસ્સામાં આવી કેદીઓ પર તુટી પડવા જાય છે, એટલામાં ચાર જુવાનો ખુલ્લી તરવારો ફેરવતા ફેરવતા અને તેની હડફટમાં આવે તેને છેદી, મળેલા મંડળીને વીખેરી નાખી પોતાના સાથીઓને છોડાવી કતલ ચલાવતા નગર બહાર નિકળી ગયા.

આ ત્રાસદાયક અને કમકમાટી ઉપજાવનારો દેખાવ જોઇ, નાગરીકો ભયભીત બની ભાગનાસ કરવાને મંડી પડ્યા. કોઇ દોડે છે ! તો કોઇ કયાં દોડતાં પડે છે ! પડતાં શું થાય છે ! હાથ ભાંગે છે કે પગ તુટે છે ! કે માથુ ફુટે છે તેની કોઇને શુદ્ધ રહી નહીં.

બીજી બાજુએથી રાજાના અમલદારો અને બહુરૂપીઓ, તેને પકડવાને માટે તેની પાછળ દોડ્યા છે. આ સમે બલદેવ આ દોડાદોડીમાં અને ગભરાટ સભરાટમાં ન પડતાં, કોઇ ન જાણે તેવી રીતે કીલ્લાના ગઢ ઉપર ચઢી જઇ ચોતરફ પોતાની દીર્ઘદ્રષ્ટીને બહુ લાંબે ફેંકી રહ્યો છે.

રાજાની અને તેના દીવાનની આ સમે સઘળી ધીરજ ખુટી ગઈ હતી, છતાં તે ખુટી ગયેલી ધીરજ કોઈના જાણવામાં ન આવે તેવી રીતે સાવચેત થઇને, ગભરાટમાં પડી ગયેલી પ્રજાને શાંતી

ફરવાને નગરમાં ફરવા લાગ્યાં. ઘણોક સમય વીતિ ગયા પછી નગરમાં શાંતી પથરાઇ જવાથી રાજા અને દીવાન મ્હેલમાં આવીને તે પાપીઓની તરવારને ભોગ થઇ પડેલાં નીર્દોષોની લાસોને જોઇ રાજા અને દીવાન હેબકાઇ ગયા. પણ કરે શું! ઉપાય શું! બનનાર હતું તે મીથ્યા કેમ થાય! આ લાસો ઠેકાણે પાડવાનો અનુચરોને હુકમ આપી દીવાનને કહેવા લાગ્યો કે, 'દીવાન! પડે તે ભોગવવાની છે! આવે તે જોવાની છે! થયું તે જોયું, અને થશે તે જોશું! એને શું ઉપાય! ભાવીક બળવાન છે! આપણે તો અલ્પ પ્રાણી છૈયે! આપણે આપણી શક્તિથી વધારે શું કરી શકવાના છૈયે! શકતીવાન, બળવાન સામર્થવાન પણ એકવાર હારી બેસે છે, તો પછી એકવાર નાહીંમતવાન બની જઇએ તો તેમાં શી નવાઇ? ધીરજ જતી રહે તેવું આ કર્તવ્ય છે! બુદ્ધિ મારી જાય. એવો આ સમય છે! સમય બળવાન છે! તે સમયને અનુકુલ થઇને વર્તવું એ આપણું કર્તવ્યકર્મ છે!

આપણે હવણા જે જોઇએ છે તે ભયાનક સમયને જોઇએ છૈયે! હ્રદયભેદક છે! તરવારની ધારાની નીચે ચલાવનારો છે! તે ધારા કેવી ભયંકરો છે! તે ધારાથી વ્હેતા લોહીમાં તરબોળ કરનારો છે! શાંતીનો નાશ કરનારો છે! દુસ્મનોનો ઉપદ્રવ કરનારો છે! તેને સાતવાર નમસ્કાર કરો! તેને આધીન થાઓ! તે જેમ ચલાવે તેમ ચાલો! તેજ બળવાન છે! તેજ ગતીવાન છે! અને તેજ સહાયકરતા છે! આપણે કરવા જઇએ છૈયે કંઇક, ને થાય છે કંઇક!! આપણે ઘડીકમાં આનંદ માનીએ છૈયે, અને તેજ આનંદ આપણને પાછો શોકસાગરમાં ઘસડી જાય છે! એ શું બતાવે છે! સમાનું

બલ ! સમાનું ચક્ર ! સમાનું તેજ ! એક પલમાં આપણે શું લુટતા હતા ! આપણે શું માણતા હતા ? કેવો રંગ જામી રહ્યો હતો ! લોકોની કેવી ખુશાલી પથરાઇ ગઇ હતી ! તે સુખદાઇ પલ કેવી દુખદાયક થઇ પડી ! હસતાં રમતાં ઢળી પડયાં ! રડતાં કકળતાં કંઇકને કકળાવી ન્હાસી છુટા ! એ કંઇ જેવો તેવો બનાવ બન્યો છે ! એ બધી કુદરતની ખુબીનો ખેલ છે. તે આગળ આપણી બુદ્ધિ કંઇ બીસાતમાં નથી.

આપણી ઉપર હવે પછી આવી પડનારા મહા સંકટોની આ અગમચેતી છે. એ અગમચેતીથી સાવચેત રહેવું શું આપણું કર્તવ્ય નથી ? સાવચેત ન રહેતા શું એના ભયથી ભય પામી ખુણામાં ભરાઇ બેસવું ? સમો બલવાન ન હોત તો શું તે ચાર કાળ સ્વરૂપો હજારો તરવારો અને લાખો માણસોની વચ્ચે કુદી પડી અને કેટલાક નીર્દોષોનો ભોગલ ઇને પોતાના સાથીઓને છોડવી જાત ! કદી નહીં !

હું ધારૂં છું કે, એની પાછળ એક નહીં, પાંચ કે પચાસ નહીં, પણ હજારો હાથોનું બળ હોવું જોઇએ ! જો તેઓની પાછળ હજારોનું બળ ન હોત તો શું તેઓ આટલી બધી હીંમત કરી પોતાનાં સાથીઓને છોડવી જાત ! દીવાન ! અહો ચતુર દીવાન ! આપણા બહુરૂપીઓએ કરવામાં કંઇ બાકી રાખી નથી, અને હજી પણ રાખશે નહીં, પણ બહુરૂપીઓની શકતી કેટલી છે તેનો તેઓ અનુભવ કેમ લેતા ન હોય એમ હું માનું છું, અને તે અનુભવ સીદ્ધ કરવા માટેજ આપણા બહુરૂપીઓને સપાટે ચઢી જાય છે. એટલુંજ નહીં;

તેની સાથે આપણી શકતી કેટલી છે, અને તે શકતી ક્યાં સુધી પહોંચી વળશે તેનો પણ તેઓ અનુભવ કેમ લેતા ન હોય! અને તે સર્વેનો અનુભવ લીધા પછી પોતાનું વેર વાળવાને એકદમ આપણી ઉપર તુટી પડવાની ધારણા કેમ રાખી ન હોય! એમ હું માનુ છું!

દુશ્મન મ્હોટો છે! બળવાન છે! અને તે કોઈની ઉસ્કેરણીથી, અને તેને કોઇ જાતની આશા આપવાથી: તે આશા પરીપૂર્ણ કરવાને, તે દુશ્મને બીડું ઝડપ્યું હોય એમ માનું છું, પણ દુશ્મન કોણ છે? કયા દેશનો છે! અને કઇ જાતીનો છે! અને તે હજી આપણે જાણી શક્યા નથી, અને તે માટે આપણે જાણવા કંઇ યત્ન પણ કરતા નથી. એ મ્હોટી અફસોસની વાત છે! પહેલા દુશ્મનને શોધવો જોઇએ! તેને જાણવો જોઇએ! અને તે શા હેતુથી, અને કયા વૈરભાવથી આપણી ઉપર આટલો સીતમ ગુજારે છે. તે જાણવાની શું જરૂર નથી? છે! અને ત્યાં સુધી આપણે આપણો બચાવ કરવાને સમર્થ થનાર નથી. હવે વીચાર કરવાનો, કે અચેત રહેવાનો કે સુખેથી સુઇ રહેવાનો કે અન્યના બળ ઉપર વીશ્વાસ રાખી બેસી રહેવાનો આ સમય નથી. પણ આપણા બાહુબળ અને શકતી, ઉપરજ વીશ્વાસ રાખવાનો છે. એક કરવા જતાં બે થઇ છે, અને બેમાંથી ત્રીજી થઇ છે, અને બે ન સુધરતાં ત્રીજીએ પોતાનું સ્વરૂપ બનાવવાને શરૂ કર્યું છે. એ કંઇ જેવી તેવી વાત નહીં સમજતા!

એક તરણાનો નાશ કરવા જતાં, કેટલા તરણાનો ભોગ આપવો પડે છે! અને કેટલી બધી આફતો ઉઠાવવી પડે છે! અને માથે કેટલાં દુશ્મનોને ખડા રહેલાઓને જોઇએ છે! અને માથે ઉભેલા

દુશ્મનોને તેના કૃત્ય બદલ શીક્ષા દેવાને આપણા સામર્થવચનો ઉપ-યોગ કર્યો છે, છતાં આપણને ઠરી ઠામ બેસવાનો વારો ક્યારે આ-વશે તે માટે આપણે કંઇ પણ અટકળ કરી શકવાને અસમર્થ છીયે. આવી રીતે બનવાનું મુળ કારણ આપણેજ છીયે, અને તેના કર્ત્તા ભર્તા પણ આપણે છીયે, એમાં બીજાનો દોષ નથી, આપણી ભુલનો, આપણી એકતરફી વલણનો, એક તરફ જોઇને, બીજી તરફ આંખ મીચી દઇ વર્તવાનો ભોગ આપીએ છીયે. તેમાં હું તો કંઇ નવાઇ જેવું જોતો નથી, અહો દીવાન ! આપણે માણસ માત્રને, જેના કર્માનુસાર વર્તવાને ઇશ્વરે બુદ્ધિ આપી છે. અને તે બુદ્ધિ પ્રમાણે આપણે ન વરતતાં, બીજાની બુદ્ધિએ ચાલવાને ઉદ્ધત બનીએ છીયે ! અને તેથી પારકાને વશ થઈ જઇએ છીયે, પારકાના વીચાર તેને પોતાના વીચાર છે એમ સમજી વર્તીએ છીયે પારકાનું સાંભળી તેની ઉપર અમલ કરીએ છીયે ! પારકાના ઉપર વીશ્વાસ રાખીને આપણે બીજાને દુઃખ દઇયે છીયે. તેથી પારકાઓ આપણી ઉપર ફાવી જાય છે. એ આ-પણે તેનો આ અનુભવ લઇએ છીયે.

જો અમે ક્રૂરના બાપના કહેવા ઉપર વીશ્વાસ રાખ્યો ન હોત, અને તેના કહેવા પ્રમાણે વર્તયા ન હોત, અને તેના સુચવ્યા મુજબ અમલ કર્યો ન હોત, અને તેની ઉપર અમે અમારી બુદ્ધિને દોડાવી હોત તો, આજે અમે જે આફતોમાંથી પસાર થઇએ છીએ તે આ-ફતો અમને ઉઠાવવી પડત નહીં.

ક્રૂરના અંતરનાં કંઇક પાપી હેતુઓ પાર પાડવા માટે, ક્રૂરે પોતાનાં બાપને, અચલગઢના રાજા સાથે વેર બંધાય એવું

સમજાવવાથી, ક્રુરના બાપે અમને ચંદ્રકળાને કેદખાનામાં રાખવાની, અને તેની અંદર કોઇ ન આવે તેટલા માટે તેની ઉપર ચોકી પહેરો રાખવાની સલાહ આપી, અને કેટલીક બાબતમાં વાંધો નખાવીને, ચંદ્રસેખર સાથે અમને કટા દુશ્મન બનાવ્યા હતા.

પણ કુદરત તેની વીરૂદ્ધ હતી, તેથી તેના પાપી હેતુ પાર ન પડતાં, તેના તેજ ભોગ થઇ પડયા હતા, જેને અમે દુશ્મન માની બેઠા હતા, તે આજે અમારા શીરછત્ર થઇ બેઠા છે. આજે તે અમને એક કીલ્લારૂપ થઇ પડયા છે; તે આજે અમને એક બળવાન સીંહસમાન મળ્યા છે. તે કંઇ જેવા તેવા નથી.

તેનું હ્રદય તે અમારૂં છે, અને અમારૂં તે તેનું છે, તેને માટે અમે છૈયે અને અમારે માટે તેઓ આજકાલ મ્હોટી આફતો ઉઠાવી રહેલા છે. તે આફતો સાથે ટકર ઝીલનારા છે. તેથી અમને ખાત્રી થઈ ચુકી છે.

આ તેની આગ સળગી ઉઠી છે, અને તે આગને ચો તરફ ફેલાવનાર ક્રુર અને તેના સાથીઓ હતાં. અને તે આગમાં કંઇકની યાહુતી આપવાને ચતુરસીંહે બીડ઼ ઝડપયું હતુ તેમ કરવા જતાં તેનીયાહુતી અપાઇ છે. માટે અહો દીવાન, આ વખતે પારકાના વીચાર ઉપર અમલ કરવાનો નથી! પારકાના વીચાર પ્રમાણે વર્તવાનું નથી! પારકા ઉપર વીશ્વાસ રાખી બેસી રહેવાનું નથી! આપણું બલ, પરાક્રમ અને બુદ્ધિ ઉપર મજબુત કાબુ રાખી કામ કરવાનું છે, દ્રઢથી રહેવાનું છે, અને નીર્ભયતા, નીડર થઈને આપણું પાણી બતાવવાનું છે.' હજુ આપણું પાણી ઉતારવાને કોઇ સમર્થ થઇ આપણી સામે આવી

ઉભો નથી. બાયલાની પેઠે, ખુણામાં સંતાઇને પારકાને હાથે કામ કરે છે ! એવા બાયલાને હજાર વાર ધીકાર હોજો !

હવે હું તમને કહું છું કે, તમે એક ક્ષણ પણ ઢીલ ન રાખતા, તમામ લશકરને, એકદમ એકઠું કરો, અને નગરની આસપાસ ગોઠવી દો. કીલ્લા ઉપર મ્હોટી ભયંકર તોપો ગોઠવી દો. અને શહેરમાં કોઇ પણ જાતની ગડબડ ન થાય તેટલા માટે ઘોડસ્વારોને ફરતા કરો.

બહુરૂપીઓને આપણા કામથી દુર રાખજો, અને તેઓને તેઓનું કામ કરવાને કહેજો. તમને કંઇ પણ ગુચવણ જેવું લાગે તો બીજા માણસ સાથે ન કહેવરાવતા તમે પોતે મારી પાસે આવજો; તો આપણે બંને તે માટે વીચાર કરી તેનો ફેસલો કરી નાખશું.

હું પણ રાતની વખતે તમારા કામમાં મદદ કરવાને સહાય થઇશ. બસ હવે ઘભરાવા જેવું કંઇ નથી. ભલે જંગ જામે જમાવવા આપણે તૈયાર છિયે. આવી રીતે રાજા અને દીવાન વચ્ચે વાતચીત ચાલી રહી છે એટલામાં બલદેવ આવ્યો અને કહ્યું કે રાજા ! આપણા નગરની ઉત્તર દીશામાં નજર નાખતાં જોવામાં આવ્યું છે કે, ત્યાં હજારો લશકરની ટુકડીઓ કુચ કરતી ધસારાબંધ આપણા ભણી આવતી હોય એમ મારા જોવામાં આવ્યું છે.

બલદેવના આ ભય ઉપજાવનારા શબ્દો સાંભળતા રાજાના મુખ ઉપર શ્યામતા ફેલાઇ ગઇ, અને કઇક પલ સુધી તેને જવાબ આપી શકયો નહીં, પછી રાજાએ કહ્યું કે ' બલદેવ ! એ માટે તમારે જરા પણ ડરવાનું નથી ! પણ બલદેવ ! એ દુશ્મન કોણ છે ? અને શા માટે આપણી ઉપર ચઢાઇ લાવે છે તે તમે જાણો છો ? નહી;

મહારાજ ! હું તેનાજ વીચારમાં છું !' જો તે માટે તમારો જે કંઇ વીચાર હોય તે વીચાર કેમ પાર પાડવાને તજવીજ કરતા નથી ' રાજાએ કહ્યું. હું એટલા માટેજ ખોટી છું કે, ગુરૂનાથ તેઓના પાછળ ગયો છે; તે હજી સુધી કેમ ન આવ્યો, શું તે તેઓની તરવારનો ભોગ તો થઇ નથી પડ્યો ! નહીં, નહીં, એવું તો બનવું કઠીણ છે. ગુરૂનાથ કંઈ કાચો નથી કે એકદમ તેના સપાટામાં આવી જાય. દીવાને કહ્યું. આ વખત કંઈક જુદોજ છે ! તેથી હું તે અનુમાન ઉપર આવ્યો છું ! બલે કહ્યું ! ખરેખર કાંઇક વીપરીત ભય બતાવનારો છે રાજાએ કહ્યું ? જે વખતે આ લોકો ભાગ્યા ત્યારે તેઓની પાછળ પચાસ ઘોડેસ્વારો હતા ! અને તેઓ સીદ્ધા ઉત્તર દીશામાં ગયા છે. બલે કહ્યું ! એ તમે શા આધાર ઉપરથી કહ્યું ! રાજા આ રમખાણ મચ્યું ત્યારે હું કીલ્લાની ઉપર જઇને ઉભો હતો, તે વખતે આ દેખાવ મારા જોવામાં આવ્યો હતો ! બલદેવે કહ્યું ! હવે તમે બીજો કંઈ પણ વીચાર ન કરતા, દુસ્મનની બાતમી મેળવી લાવવાને તમારી બુદ્ધિને દોડાવો. રાજાનો આવી પ્રમાણેનો હુકમ થતા બલદેવે સર્વે સામગ્રી તૈયાર કરી તેની શોધમાં ચાલ્યો.

રાજા મહેલમાં ગયો. દીવાન સર્વે પ્રકારની તજવીજ કરવામાં રોકાયો.

રાજા મ્હેલમાં ગયા પછી તે પોતાની જગ્યા ઉપર સ્થીર થઇ બસી શક્યો નહીં કંઈ ખાઇ શક્યો નહી, કે થોડું પાણી પણ પી શક્યો નહીં, અને ઉંડા વીચારમાં ઉતરી જઈ મ્હોડું ગોથું ખાઇ ગયો.

એટલામાં ચોપદારે આવીને ખબર આપી કે, ‘ કૃપાનાથ ! ગુરૂનાથ ! આપને મળવાની ઇચ્છા રાખે છે.’ ચોપદારના આ શબ્દો રાજાના કાનમાં જતાં રાજા કહેવા લાગ્યો કે, ‘ શુ ગુરૂનાથ ! કેદીઓને પકડી લાવ્યો ! જલદી લાવો ! મારી પાસે ! એ દુષ્ટોનાં શીશ ઉડાવી નાંખો ! અને ભુંડોને સોંપી દો ! હું એ પાપીઓનું મુખ જોવા ઇચ્છતો નથી ! હું એ ચંડાળોના પડછાયામાં આવવા ઇચ્છતો નથી ! હું એ ચંડાળોની સાથે વાતચીત કરવા ઇચ્છતો નથી ! એનો ન્યાય એજ ! કે એને જમરાજને સોંપી દો ! સોંપી દીધા પછી તેની વધાઇ ખાવાને મારી પાસે આવજો ! ત્યાં સુધી આવતા નહીં ! મને નીચું જોવરાવી ગયા છે ! મારા શુરાઓનું પાણી લઇ ગયા છે ! તેના આવા કર્મથી મારૂં હ્રદય ફાટી ચાલ્યું છે ! તેના નીચકર્મે મારી આંખને ઘેરી લીધી છે ! હમણાં હું તેમની સત્તામાં દબાયલો છું ! તે સત્તાને તોડનાર કોણ સમર્થ છે ! ઓ ! શરદારો ! બહાદુરો ! ઓ બહુરૂપીઓ ! મારા દુસ્મનને પકડી લાવો ! મારી સામે તેની આંખો ફોડી નાંખો ! મારી સામે તેની ચામડી ઉતારો ! અને તેના લોહીનો એક પ્યાલો મને પાઓ ! હું તેના લોહીનો તરસ્યો છું ! તે તરસથી મારૂં ગળું સુકાઇ ચાલ્યું છે ! કેમ કોઇ આનો ન્યાય આપતા નથી ! કેમ કોઈ આને માટે પોતાના વીચારો દર્શાવતા નથી ! શું સર્વે નીર્બલ બની ખુણામાં ભરાઇ બેઠા છો ! હા એમજ છે ! જો તેમ ન હોત તો શું ચાર જણાઓ હજારો તરવારોમાંથી પોતાના બંધુઓને છોડાવી જાત ! રંગ છે તેની છાતીને ! ધન્ય છે તેની વીરતાને ! એ વીરો મને પછી શું નહીં કરે ! એ વીરો હવે પછી અમારી તરફ કેવી વર્તણુક ચલાવશે ! તેનો કંઇ નીર્ણય થઇ શકતો નથી. હાય ! નસીબ પલટાઇ ગયું છે !

તેજ વેરી થઇ બેઠું છે તેજ ગરદન કાપવાને તત્પર થઈ રહ્યું છે. પછી કોને કહેવું ! પછી કોનો આશરો ! પછી કોની મદદ ! હાય ! બાજી બગડી ! બગડી તે ખરેખર બગડી. તે હવે સુધરે એમ લાગતી નથી ! હાય !

આ પ્રમાણે રાજા બકવાટ કરીને પાછો ગોથું ખાઈ ગયો.

રાજાના આ શબ્દો સાંભળતાં ચોપદાર ગભરાઇ ગયો તેની હીમત જતી રહી. હવે આને માટે શું કરવું ! કોને કહેવું ! રાજા ઉંડા વીચારમાં ઉતરી ગયો છે ! મને આમાં કંઇ સુજ પડતી નથી. મારી આમાં બુદ્ધિ પહોંચતી નથી ! રાજાને ઠેકાણે લાવનાર ઘટ બુદ્ધિવાળાનું કામ છે ! હા હું ભુલ્યો ! અહીં ઉભો રહી આવા ખોટા વીચાર કરીશ તો વખતનો વખત નીકળી જશે પણ રાજા તરફથી કંઇ દાદ મળવાની નથી. અને નીચે ગુરૂનાથ રાહ જોયા કરશે. આ વાત ગુરૂનાથને કહેવાથી ગુરૂનાથ ખચિત રાજાને શુદ્ધિમાં લાવ્યા વગર રહેનાર નથી. આવો વીચાર કરીને ચોપદાર નીચે આવ્યો અને ગુરૂનાથને સર્વ બાબતથી વાકેફદાર કર્યો.

ચોપદારની આ વાત સાંભળતાં ગુરૂનાથ જરા ચમકયો ! જરા પાછો હઠયો ! આડું અવળું જોવા લાગ્યો ! વળી કંઇ તેને વીચાર આવ્યો ! તે વીચારથી તેના મો ઉપર લાલી ચમકી ઉઠી. તેના શરીરના તમામ રૂવાં ઉભાં થઈ ગયાં. તેથી તે એકદમ ખડખડ હશી પડયો. ગુરૂનાથને આવી રીતે એકાએક કેમ હસવું આવ્યું તેના વીચારમાં હસતો હસતો તે રાજાના મહેલમાં ચઢતાં ચઢતાં જબરૂં ગોથું ખાઇ ગયો. પણ તે કોઇના જાણુવામાં ન આવે તેથી તે મોઢું ઠાવકું રાખી જ્યાં રાજા ગોથું ખાઇ પડયો હતો ત્યાં જઇ ઉભો.

તેના કાનમાં મોં મુકીને કહ્યું કે, 'અહો રાજા! ઉઠો! ઉઠો! ને જરા જુઓ તો ખરા કે દુશ્મનોના માથાથી આખું અચલગઢ ભરાઇ જવા લાગ્યું છે!

આ શબ્દો સાંભળતાંજ રાજા એકદમ ચમકી ઉઠયો અને ગુરૂનાથને પોતાની છાતી સાથે દાબીને કહેવા લાગ્યો કે રંગ છે બહુરૂપી! તમે મને આ સમે જીવતદાન દીધું છે! જો તમે મને આવી વધાઇ નહીં આપી હોત તો મારા પ્રાણ બચવા પામત નહીં! ચાલો! ચાલો! દુશ્મનોના માથા કાપી ઉરાડવાને સમર્થ વીર એવા તે કોણ પૈદા થયા છે, તેતો જરા બતાવો!

ગુરૂનાથે જાણ્યુ કે, જો હું આ સમે તેને નીચે લઇ જઇશ, અને મારા કહેવા મુજબ તેના જોવામાં નહીં આવે તો તેના ક્રોધનો પાર રહેશે નહી એટલુંજ નહીં, પણ ફરીને તે તેજ વીચારમાં ભ્રમીત બની જઇને ગોથું ખાઇ જશે તો ફરીને તેને શુદ્ધિમાં લાવવાને મહા મુસ્કેલી નડશે, તો વીપ્રીત દશા ભોગવવાનોં સમય આવશે. રાજાના મનનું સમાધાન કરી, તેને નવું બળ આપનાર અને તેના ગમનો નાશ કરનાર મારી પાસે એક જડીબુટી છે તે તેને કોઇ યુક્તીથી પીવરાવી જોઇએ.

હા. એક યુક્તી છે. તે યુક્તી તેને બતાવવાથી તે ના કબુલ નહીં જાય. બંદા ગુરૂનાથ! અજમાવ તારી તે યુક્તિને! હવે શાનો વખત ગુમાવવો.

આ પ્રમાણે પોતાના મનમાં ગટના ઘડીને ગુરૂનાથે રાજાને કહ્યું કે, 'દયાના સાગર! આ વખતે મને બહુ ભુખ લાગી છે? અને તે

ભુખની આગથી મારૂં લોહી બળી ખાખ થઇ જવાથી મને આ સમે કંઇ સુઝતું નથી ! આંખે અંધારી આવે છે ! તો આ સમે આ આગને બુઝાવવાને ખાતર ખાસ બશેર દુધ મંગાવી આપવાને કૃપા કરો.

ગુરૂનાથનું આ વીનયયુક્ત બોલવું સાંભળી રાજાએ કહ્યું કે, 'ગુરૂનાથ ! તમે ઠીક યાદ આપી મને પણ બહુ ભુખ લાગી છે લ્યો. હમણાં મગાવું છું. એટલું કહેતાની સાથે રાજાએ ચોપદારને દુધ લાવવાને હુકમ કર્યો. હુકમ થતાંજ ચોપદાર અંદર દોડી ગયો અને ગરમા ગરમ મસ,લાનું દુધ લાવી રાજા સમીપ મુક્યું.

દુધ આવ્યા પહેલાંથીજ ગુરૂનાથે પોતાની ચાલાકી કરી ચુકયો હતો. તરત ગુરૂનાથે દુધનો લોટો પોતાના હાથમાં લીધો અને તેમાં તે ઔષધ નાંખી દઇને દુધને ખુબ હલાવી રાજાને આપ્યું અને બાકીનુ તે પી ગયો.

રાજાના પેટમાં દુધ જતાને વાર રાજાનો ચ્હેરો ખીલી નીકળ્યો. અને તેનો આત્મા આનંદમયી બની ગયો. આ ચમત્કાર જોઇને ગુરૂ-નાથ મનમાં વીચાર કરવા લાગ્યો કે, 'બસ આપણી જીત થઇ છે.' હવે કાંઇ ભય રાખવાનો નથી.

ગુરૂનાથે આવીને રાજાના કાનમાં જે શબ્દો કહ્યા હતા તે શબ્દો વીશે કંઇ પણ ન બોલતાં, જાણે કાંઇ જાણતો ન હોય તેવી રીતે ગુરૂનાથને પુછ્યું કે, 'કેમ ગુરૂનાથ ! તમે શું પતો મેળવો આવ્યા ! હસવાનો કે રડતાનો ! કે આંસુ લુછવાનો ! કે ગમને મારવાનો ! જે હોય તે વીદીત કરો.

ધીમેથી અને બહુ વીચારીને ગુરૂનાથે રાજાને કહ્યું કે, ' એમાં કંઇ વીસાત જેવું નથી ! એમાં કંઇ ભય રાખવા જેવું નથી ! ધીરજ અને શાંતીથી કામ કરવાનું છે ! જો આપણે ધીરજ અને શાંતીથી કામ કરશું તો ઇશ્વર આપણુને સહાય કરશે ! આપણે અત્યાર સુધી જેવી રીતે કાર્ય કરીને આપણે આપણા દુશ્મનોને વશ કર્યા છે તેવીજ રીતે આ દુશ્મનને પણ વશ કરશુંજ ! એની ધુનમાં એ નાચતા હાય તો, તેને ખુબ નાચવા દો ! પણ તે તેની આંધળી ધુન તેને બહુ અંધકાર રૂપી ખાડામાં ઝુકાવી દેશે ! એ તેની આંધળી ધુન તેના દુરાચારી વીચારોમાં ગોથાં ખવરાવી તેની પાપની શીક્ષા કરશે. એ આપણે પ્રત્યક્ષ જોશું ! એ શું તેના સાથીઓને છોડવી જવાથી આપણે એમ માની બેસવું કે આપણું વીરતત્વ નષ્ટ થઇ ગયું છે ! અને આપણા ક્ષત્રી ધર્મના અસ્તોદય થયો છે ! આપણી અધીરાઇનાં અને તેના ધર્મના નાશ કરાવવા માટેજ આપણી બેદરકારીના, બે સમજના આવી રીતે તેઓ લાભ મેળવી જવામાં શું તેઓ જગ જીતી ગયા છે ! કે શું આપણી પાયમાલી કરી ગયા છે ! કે જેથી આપણે આપણી ધીરજને ખોઇ નાંખી ખોટા વીચારે ચઢી જઇ આપણી નબળાઇ બતાવીશું ? શુરવીરો આવી રીતે કદી પણ વર્તતા નથી ! આપ જેવા વીશાળ બુદ્ધિવાળા બાહુબળ વાળા શાસ્ત્રછત્ર ધારી જો સારાસારનો વિચાર ન કરતા, ખોટા વીચારને આધીન થઇને અવળે માર્ગે ચડી જાય તો પછી અમારા જેવા ટુંક બુદ્ધિવાળાઓને સવળે માર્ગે મુકવા માટે કોણ સીક્ષણ આપશે ? કોણ નીતી રીતી શીખવશે ( અને બોધદાયક પાઠ કોણ પઢાવશે ? કૃપાનાથ ! આપણા વીરૂદ્ધપક્ષીઓ આવી અને છટકી જવાથી આપણને મ્હોટા લાભ થયો

છે. એમ હું માનું છું અને તે મારી માન્યતા માટે કોઇ વખત તમને ખાત્રી કરી આપીશ.

ગુરૂનાથના આવા વિચારો જાણીને રાજાએ કહ્યું કે જે તમે ખરેખરા ગુરૂનાથ છો ! પુજ્ય છો !

ગુરૂનાથના આવા વીચારો જાણીને રાજા દંગ થઇ ગયો અને તેની બુદ્ધિનાં વખાણ કરી તેને સાબાશી આપી કહ્યું કે, ગુરૂ થવા યોગ્ય છો ! તમારા એકે એક શબ્દો ગોખી રાખવા જેવા છે ગુરૂનાથ રાત્રી બહુ થઇ ગઇ છે ! તમે પણ થાકી ગયા છો અને મને પણ આરામ લેવાની જરૂર છે. માટે આપ પધારો અને પ્રાતસકાળ થતાંજ તમે મારી પાસે આવજો એટલે આપણે કંઇક નવી ગોઠવણ કરીશું.





## પ્રકરણ ૨૩ મુ.

### દુશ્મનોનો નાશ.

નવલગઢના જયસીંહની આજ્ઞાને આધીન થઇ બલદેવ દુશ્મનોની શોધ કરવા નીકળ્યો હતો, પણ રસ્તામાં તેને કંઇક વીચાર માંડીવાળી અચલગઢ જવાને નીકળ્યો.

મોડી રાત્રે અચલગઢમાં જઇ પહોચ્યો, અને બીજા કોઇને કળ પડવા ન દેતા, તે એકદમ કુંવરના મ્હેલમાં દાખલ થયો.

આ વખતે કુંવર સુખની આશાએશ લેતો હતો, તે છતાં બલે તેને તેમાંથી એકદમ જાગૃત કરવાને તેમનો હાથ પકડી બીછાના ઉપરથી બેઠો કીધો.

પોતાની સામે એકાએક આ વખતે બલદેવને ઉભેલો જોઇ, કુંવર ચમક્યો, અને બીછાના ઉપરથી નીચે ઉતરી બલદેવનો હાથ પકડી પુછવા લાગ્યો કે, 'કેમ બલદેવજી! આ વખતે આપ કયાં હતાં? અને શા માટે આવી મને જાગૃત કર્યો છે? શું કંઇ ભય જેવું છે?' બલદેવે ધીમે રહીને કહ્યું કે, 'જો આપણે આ વખતે તેનો ઇલાજ લઇશું તો તે ભય જેવું નથી' પણ જો આપણે તે માટે

કંઇ પણ ઇલાજ ન લેતાં બેસી રહેશું તો મ્હોટો ભય છે!' 'તે ભય કોને માથે છે? અને તે ભય લાવનાર કોણ છે?' કુંવરે કહ્યું. તે ભય નવલગઢને માથે છે? અને તેને લાવનાર પઠાણો છે' બેશક! તારૂં કહેવું સત્ય છે! એ પઠાણોને લાવનાર તાજીમ અને હૈદરના સાળાઓ છે! અને તેનો નાશ કરવો એ આપણો ધર્મ છે' શું ત્યારે આપણે એની ઉપર હમણાંને હમણાં હલ્લો લઇને જવો એવો તારો હેતુ છે! તેઓ કઇ દિશામાં છે! કેટલી સંખ્યામાં છે! તે તું અનુમાનથી કહેવાને સમર્થ છો!' કુંવરે પુછ્યું.

નવલગઢની ઉત્તર દિશામાં પડેલા છે! તેઓની કુલ સંખ્યા બે હજારની છે! માટે આપણે એની ઉપર એકદમ હલ્લો લઇ જઇ ઘેરી લેશું તો હું માનું છું કે દુશ્મનોને પોતાના પ્રાણને લઇ ભાગ્યા વીના છુટકો નથી. એક બાજુ તમે હલ્લો કરો, અને બીજી બાજુએથી જયસીંહ હલ્લો કરશે. પછી જોઇ લીઓ દુશ્મનોની શી દશા થાય છે! કુંવરે કહ્યું કે ઠીક છે તારા વિચારોને મળતો થઇને તને કહું છું કે, હું હમણાંજ ફોજ લઇને ચઢી જઉં છું, અને તું નવલગઢ જઇને, નવલગઢની ફોજને તઇયાર કરી જયસીંહની સાથે લઇ સત્વર આવ!

બલદેવ આ ગોઠવણુ કરીને એકદમ નવલગઢ જવાને નિકળ્યો.

પોતાના સેનાપતી ફતેહસીંહને ત્રણુ હજાર લશ્કર સહિત તૈયાર થઇ જવાનો હુકમ લખી ચોબદારને મોકલ્યો.

આ હુકમ સેનાપતીને મળતાંજ ત્રણુ હજાર લશ્કરને તૈયાર કરી ઉભુ રાખી કુચ કરવાના હુકમનો રાહ જોઇ ઉભો હતો.

વીરસીંહ પોતાનો સાજ સજી પોતાના પીતાની આજ્ઞા લઇ એકદમ લશ્કર આગળ આવી ઉભો અને લશ્કરને બરાબર તપાસી કુચ કરવાનો હુકમ આપી તેની સાથે પોતે પણ આગળ ચાલ્યો.

હજી બરાબર સુર્યનારાયણનો પ્રકાશ પડયો નથી, એટલામાં તેઓ દુશ્મનોની પાછળ જઇ પોતાનો પડાવ નાંખ્યો. અને જયસીંહના લશ્કરની રાહ જોતાં ઉભા.

સુર્યનારાયણનાં દર્શન થયા પછી બે કલાકે જયસીંહ પોતાના લશ્કર સહીત વીરસીંહના લશ્કરને મળ્યો. આ બંને લશ્કરને બે ભાગમાં વહેંચી નાખ્યું એક ભાગની સરદારી કુંવરે લીધી.

આવી પ્રકારની ગોઠવણ કરીને, બંને ભાગને એક એકથી છુટા પાડી ચાર ચાર માઇલ દૂર મોકલી આપ્યા.

આ પ્રમાણે લશ્કરની ગોઠવણ કરતાં કરતાં બપોર થયા.

આ બંને રાજ્યના જંગી લશ્કરની ચાલી રહેલી ધમાલ, અને તેની ધમાલથી ઉડી રહેલી ધુળના ઘેરામાં દુશ્મનના ઘરાઇ જવા છતાં તેનું કારણ સમજી ન શકતાં પોતાના અભીમાનમાં ડોલી રહ્યા છે.

આ સમે ગુરૂનાથ બલદેવ ત્યાં હાજર હતા, જયસીંહ બલદેવને પોતાની પાસે બોલાવીને કહ્યુ કે, આ પત્ર લઇ દુશ્મનને આપો, અને તેનો જવાબ લાવો ? મહારાજ! જંગલીઓને પત્ર કેવો ! જંગલીઓને સન્માન કેવું ! જો તેઓમાં જંગલીપણું ન હોત તો, તેઓ હજીસુધી પોતાના અભીમાનમાં ડોલી રહ્યા હતા ! આ બધુ શું બતાવે છે ! તે તેઓ જોઇ શકતા નથી, તો આપણા પત્રનો તેઓ શું જવાબ આપ-

વાના હતા ! એ આપણા ગુન્હેગાર થઇ ચુકયા છે ! ગુન્હેગારને ચેતવણી કેવી ! જ્યાંસુધી તેના અપરાધ બદલ આપણે તેને પુરતી શીક્ષા કરીશું નહીં ત્યાંસુધી તેઓનું જંગલીપણું છુટવાનું નથી ! અને તેજ વીચારથી વિરસિંહને અહીં સુધી આવવાનું આમંત્રણ આપી આવ્યો હતો, અને તેને મદદ કરવા માટે તમને અહીં લાવવાનું પણ એજ કારણ છે. બલદેવે ભાર દઇને કહ્યું.

મહારાજ ! બલદેવનું કહેવું ખરેખરૂં છે. માટે એકદમ તેની ઉપર હલ્લો લઈ ગયા વગર તેઓની શુદ્ધિ ઠેકાણે આવે તેમ નથી ! કુંવરે કહ્યું.

કુવર ! તમારો જે વીચાર તેજ મારો વીચાર ! બોલાવો હરહર ! રાજાએ કહ્યું. રાજાનો હુકમ થતાં કુંવરે નીશાની કરી તે નીશાની જોતાં બીજા ભાગે તેની ઉપર એકદમ હલ્લો કર્યો અને એવી એક ચોટ મારી કે ફતેહસીંહ એકદમ દુશ્મનો ઉપર તુટી પડી કતલ ચલાવી.

જંગલી પઠાણો ભાગે તેવા ન્હોતા, તેઓ પણ સાથે થઈ ગયા અને તેની વચ્ચે ખુબ જામી.

આ કાપા કાપીમાં પઠાણોમાંથી માત્ર પાંચસો પઠાણો રહેવાથી તેની હીંમત તુટી ગઇ, અને પોતાના પ્રાણને બચાવવાનો માર્ગ શોધવા લાગ્યા.

પાછળથી વીરસીંહ ઘેરો ઘાલી ઉભોજ હતો, તેણે ફતેસીંહના લશ્કરને આરામ આપવાની નીશાની બતાવી, તે નીશાની જોતાંજ લશ્કર

પાછળ હઠયું, જેવું આ લશ્કર પાછળ હઠવા લાગ્યું તેવું વીરસીંહનું લશ્કર દુશ્મનના માથા ઉપર આવતું ગયું.

વીરસીંહના લશ્કરે ચારે બાજુ ફરી વળી આ પાંચસો જંગલીઓને ઘેરી લીધા. અને તેઓને કહ્યું કે, 'જો તમે તમારા હથીયાર મુકી દઇ શરણે આવતા હો તો અમે તમારી ઉપર હમારાં હથીયારોનો કદીપણ ઉપયોગ કરનાર નથી.'

વીરસીંહની માગણી કબુલ કરીને તે પઠાણોએ પોતાનાં હથીયારો મુકી દઇ શરણે ગયા. તરત વીરસીંહ તેઓને કેદ કરી, તેઓનાં હથીયારો માલ ખજાનો સ્વાધીનમાં લઇ ત્યાંજ પડાવ નાંખ્યો.

આ પાંચસો કેદીઓ ઉપર પુરતો બંદોબસ્ત કરી, બાકીના લશ્કરને ખાવા પીવાની રજા આપી, અને તેઓ પણ સ્નાન સંધ્યા કરવામાં રોકાયા.

પોતાના કામથી પરવારીને તેઓએ ફરીને પોતાની કમર બાંધી લશ્કરને તૈયાર થઇ જવાનો હુકમ કર્યો.

તમામ લશ્કર તૈયાર થઇ ગયું. કેદીઓને વચમાં લઇ હર્ષની ગર્જના કરતું, નવલગઢ તરફ વળ્યું.

પહો ફાટતાં હર્ષની ગર્જના કરતાં, જય પતાકા ઉરાડતાં નગરમાં દાખલ થયા.

આ હર્ષ ગર્જનાની ધ્વની તમામ નગરમાં ફેલાઇ જવાથી તમામ લોકો દુશ્મનોને જોવાને, અને પોતાના રાજાનો વીજય થયો તેનો આનંદ દર્શાવવાને એકઠા થયા.

આ જોઈ નગરમાં ફેલાયલી અશાંતી દુર થઇ ગઇ અને સર્વત્ર શાંતી પથરાઇ ગઇ.

કેદીઓની પાસેથી કેટલોક દંડ લઇ અને ફરીથી તેઓ આવું નીંચ કૃત્ય ન કરે તેનો દસ્તાવેજ લખાવી લઇને, તમામ કેદીઓને છોડી દીધા.

વીરસીંહ રાજાની રજા લઇને પોતાના લશ્કર સહીત અચળગઢ જવા નીકળ્યો.

